

# બાપુનાં પ્રિય ભજનો

કર લે સિંગાર, ચતુર અલબેલી, સાજનકે ઘર જાના હોગા.
મિટ્ટી બિછાવન, મિટ્ટી ઓઢાવન, મિટ્ટીસે મિલ જાના હોગા.
નહા લે, ધો લે, સીસ ગૂથા લે, ફિર વહાં સે નહિ આના હોગા.

આપણો જીવ કન્યા છે, અને પરમાત્મા વર છે એમ કલ્પીને કવિ આપણા જીવને કહે છે, 'હે ભોળીભાળી સુન્દરી, તું શણગાર સજી લે (અર્થાત્ પરોપકારના કામ કરી લે), કેમ કે તારે તારા વરને ઘરે જવાનું છે.

'તારી શય્યા માટીની હશે, ને તારું ઓઢવાનું પણ માટી જ હશે; તારું પ્રિય શરીર માટી સાથે મળીને માટીરૂપ જ બનશે.

'આમ વરનું તેડું આવે તે પહેલાં જ તું ન્હાઈ ધોઈ લે ને માથું ગૂંથાવી લે (તારા મનનો મેલ ધોઈ નાખ, સ્નાનં મનોમલત્યાગઃ —મહાભારત, અને આત્મશુદ્ધિ કરીને સુન્દરવરનાં દર્શન કરવાની યોગ્યતા મેળવી લે). વરને ઘરે ગયા પછી ત્યાંથી પાછા આવવાપણું છે નહિ.'

દાનેન પાણિર્ન તુ કંકણેન, શ્રોત્રં શ્રુતેનૈવ ન કુણ્ડલેન।
વિભાતિ કાયઃ કરુણાપરાણાં પરોપકારૈર્ન તુ ચન્દનેન॥

આપણો હાથ દાનથી શોભે, મોતીની બંગડીએ નહિ; આપણા કાન ધર્મની વાતના શ્રવણથી શોભે, એરિંગથી નહિ. માણસની કાયા પરોપકારથી શોભે છે, ચન્દનના લેપથી નહિ.

દ.બા.

# —પુણ્ય સ્મરણમાં—

મારા જીવનમા બા તાણાવાણા પેઠે ભળી ગ હતી” — ગાધીજી

[આ નીચેનો પત્ર ૧૯૦૮મા બાપુ દક્ષિણ આફ્રિકાની પ્રિટોરીયા જેલમા હતા, અને બા ગભીર માદગીમા સપડાએલા ત્યારનો છે]



વહાલી કસ્તુર,

તારી તબિયતનો તાર મી વેસ્ટે આજે મોકલ્યો છે મારુ હૈયુ કોતરાય છે હુ રડુ છુ પણ તારી ચાકરી કરવા આવુ તેવી સ્થિતિ નથી સત્યાગ્રહની લડતમા મે બધુ અર્પણ કર્યું છે મારાથી તો અવાય જ નહિ દડ તો ન જ અપાય તુ જરા હિમત રાખે રીતસર ખાય તો મારુ થઈ રહેશે છતા મારે નસીબેથી તુ જશે જ એમ હશે તો હુ તને એટલુ જ લખુ છુ કે તુ વિયોગમા પણ મારી હયાતીમા જ ચાલી જાય તેમા ખોટુ નથી મારુ હેત તારી ઉપર એટલુ છે કે તુ મરશે છતા મારે મન જીવશે તારો આત્મા અમર છે તુ ઈશ્વર ઉપર આસ્થા રાખી પ્રાણ તજજે તુ મરીશ તો તે પણ તારો સત્યાગ્રહને ભોગ છે મારી લડત તે માત્ર રાજદ્વારી નથી ત લડત ધાર્મિક છે એટલે અતિ ચોખ્ખી છે તેમા મરવુ તોયે શુ જીવવુ તોયે શુ ? તુ પણ એમજ માની જરા એ ઓછુ નહિ લાવે એવી મારી ઉમેદ છે એવુ તારી પાસેથી હુ માગી લઉ છુ —મોહનદાસ

પૂ૦ બાના મૃત્યુ પછી તેમના પુત્રવધુ શ્રીમતી સુશીલાબહેન ગાધી આફ્રિકાથી પૂ૦ બાપુને મળવા આવેલા બાપુ સાથે વાતો કરતા એકવાર પૂછ્યુ 'બાપુ, આપ એકલવાયા લાગો છો' બાપુએ જવાબ આપ્યો, 'મારા જીવનમા બા તાણાવાણા પેઠે ભળી ગઈ હતી તે જતા હુ ખાલી થઈ ગયો છુ' બીજા એક પ્રસગે બા વિષે વાતો નિકળતા બાપુ કહે, 'મે મન્યો હતો તેના કરતા બાનો વિયોગ વધારે વસમો લાગે છે'

# વાત્સલ્યમયી બા

ગુ. મ.

જગતમાં માતા પ્રભુના પ્રતીકરૂપ છે. યહૂદી લોકોના ધર્મશાસ્ત્રમાં એક સ્થળે પ્રભુ પોતે જ કહે છે: 'મારી ઈચ્છા થઈ કે હું જગતમાં સર્વત્ર હાજર રહું એટલે મેં માતાઓને જન્મ આપ્યો.'

પ્રત્યેક માતા પોતાનાં બાળકોને વહાલ કરે, તેઓની સેવાચાકરી કરે. એ તો સ્વાભાવિક છે. પરંતુ જ્યારે તે માતા બીજાનાં બાળકોની પોતાનાં જ બાળકો હોય એમ સેવા કરે છે ત્યારે એ માતા પોતાનાં જ બાળકોની માતા રહેતી નથી પરંતુ એ તો જગત-માતાની પ્રતિબિંબ બને છે.

બા કસ્તુરબાએ દક્ષિણ આફ્રિકામાં, ત્યારપછી ભારતવર્ષમાં સેંકડો નરનારીઓને પોતાના જ બાળકો હોય એમ ગણ્યાં હતા અને એ જ ભાવે તેઓની સેવા પણ કરી હતી. જેમ મા પોતાના બીમાર બાળકની સેવામાં ખાવું, પીવું બધું વીસરી જઈને રાતદિવસ મંડી પડે છે, તેમ આશ્રમમાં કોઈ માંદુ પડે તો બાને જાણે સ્વભાવ જ પડી ગયો હોય એમ લગારે ચેન પડે નહીં અને તેઓ તેની સેવા કરવામાં રોકાઈ જતા. જે દિવસથી બાએ આવો ભાવ દાખવવા માંડ્યો ત્યારથી તેઓ પોતાના જ બાળકોના મા ન રહ્યાં પરંતુ જગદંબા—જગતમાતા—ના પ્રતીક સમાં બની ગયા.

મને એક પ્રસંગ યાદ આવે છે ઘણા વર્ષોની આ વાત છે. સેવાગ્રામમાં બે દિવસ રહીને હું શાંતિનિકેતન જવા નીકળ્યો. જતી વખતે મેં બાપુને પ્રણામ કર્યા, બીજા બધાને નમસ્કાર કર્યા અને છેવટે હું બાને પ્રણામ કરવા ગયો. મેં બાના ચરણસ્પર્શ કર્યા, તેમણે મને આશિષ આપી અને હું ચાલતો થયો.

પણ હજી હું રસ્તા પર પહોંચ્યો નહોતો ત્યાં તો બા પાછળથી આવતા દેખાયાં. મને બૂમ પાડીને બોલાવવા કહ્યું. હું જરા આશ્ચર્યમાં પડ્યો. જ્યારે બા પાસે આવ્યા, ત્યારે મેં કુતૂહલતાથી બાને પૂછ્યું, "બા, કંઈ કામ છે?"

બાએ મને નાનકડી પોટલી આપી અને કહ્યું: "શાંતિનિકેતન તો કાલે સાંજે પહોંચશો ને? ત્યાંસુધી રસ્તામાં ખાવાનું તો જોઈએ. હું બે પાઉંરોટી લેતી આવું છું તે રસ્તામાં ખાજો હો!" તમને ખબર તો છે કે બાપુએ અહિંયાં પાઉંરોટીનો પ્રયોગ શરૂ કર્યો છે. આ પાઉંરોટી મેં જાતે બનાવી છે.

આ સાંભળીને મારી આંખમાં હર્ષનાં આંસુ આવી ગયાં અને મને સાચે જ એમ લાગ્યું અન્નપૂર્ણાદેવી મને અન્નનો પ્રસાદ આપી રહ્યાં છે. મારી નજરમાં તે વખતે બા એક વ્યક્તિગત બા ન રહ્યાં પરંતુ પોટલી આપતી વખતે જાણે એમણે જગદંબાનું સ્વરૂપ ધારણ કર્યું હોય એવી પ્રતીતિ થતી હતી.

આ વાતનો જો બાહ્યદૃષ્ટિએ અને બુદ્ધિપૂર્વક વિચાર કરીએ તો આ વાત નજીવી જ લાગે. પરંતુ એની પાછળ જે સુવિશાળ વાત્સલ્યભાવ સમાયેલો છે એનો વિચાર અને એનું માપ કોઈક જ કરી શકે એમ છે. રસ્કિને પોતાના પુસ્તક '*Sesame and lilies*'—સિસમ એન્ડ લિલિઝ—માં એક સ્થળે કહ્યું છે કે 'લેડી' શબ્દનો અર્થ 'જરૂરિયાતને રોટલી આપે' એવો થાય છે. અને રસ્કિન ઈચ્છે છે કે પ્રત્યેક સ્ત્રીએ આ જ અર્થમાં 'લેડી' થવાની અભિલાષા સેવવી જોઈએ. આ અર્થમાં આપણે કહી શકીએ કે બા 'ભારતભૂમિનાં પ્રથમ લેડી'—*First lady of the land*—હતાં, જેમ બાપુ 'ભારતભૂમિના પ્રથમ સદ્‌ગૃહસ્થ'—*First gentleman of the land*—હતા.

જીને એનું સંચાલન કરવા સારુ મોકલ્યા.

(૩) ૧૯૪૦માં દેશની પરિસ્થિતિ વિકટ હતી. બાપુજીને થયું કે એ સમયે સામુદાયિક સત્યાગ્રહ કરવામાં ઔચિત્ય નથી. તેથી વ્યક્તિગત સત્યાગ્રહ બાપુજીએ શરૂ કર્યો. એના પ્રથમ સત્યાગ્રહી તરીકે શ્રી૰ વિનોબા ભાવે જાહેર થયા.

આમ વિનોબાજીને બાપુજીએ જનતા સમક્ષ ધર્યા અને એમના ઉદાત્ત આત્માની સૌરભને પોતાના અંતરમાં પ્રસારી હિંદનો જનસમૂહ સુધન્ય બન્યો.

વિનોબાજીનાં પુસ્તકો પણ મનનીય છે. એમના પુસ્તકો આ પ્રમાણે છે. –મધુકર –મૂળ ઉદ્યોગ; કાંતણે –સ્વરાજ્યશાસ્ત્ર –વિચારપોથી –ગીતાઈ –એકનાથાંચી ભજને –જ્ઞાનદેવાંચી ભજને –નામદેવાચી ભજને –ઈશાવાસ્યોપનિષત્ –અભંગ વ્રતે –ગીતા પ્રવચને –જીવનદૃષ્ટિ –શ્રાદ્ધના તેર દિવસ –ઇત્યાદિ.

વિનોબાજીનું શરીર એટલે કઠોર શ્રમશીલ તપસ્યાની તાવણીમાંથી નિચોવાયેલું દુર્બળ શરીર. બાપુજીએ એકવાર એમને પૂછ્યુ : "આટલા દુર્બળ હોવા છતાં આટલું સારું કામ શી રીતે કરી શકો છો ?"

મિતભાષી વિનોબાજીએ ઉત્તર આપ્યો : "શ્રમ કરવાની ઈચ્છાશક્તિને બળે."

* * * * * * *

બાપુજીના અવસાન પછી એમનું અધૂરું રહેલું કાર્ય પણ અવસાન પામે એ વિનોબાજીથી તો સહન ન જ થઈ શકે. સાબરમતી આશ્રમ છોડયા પછી ૧૯૨૧થી વિનોબાજી સેવાગ્રામમાં જ રહ્યા. સેવાગ્રામથી પાંચ માઈલ દૂર આવેલા પૌનારગ્રામ –'પરમધામ'– માં હરિજનસેવાનું કાર્ય હાથમાં લઈને તેઓ ત્યાં વસ્યા હતા. પરંતુ બાપુજીના અકાલ અવસાન પછી તેઓ એમના અધૂરાં રહેલા કાર્યને આગળ ધપાવવા દિલ્હી ગયા. એકાંતસેવી સાધક પરિવ્રાજક બન્યા. ભગવાન બુદ્ધ પછી એમના અનુયાયીઓ ચારે દિશામાં એમના સંદેશાને ચિરંજીવી કરવા પરિભ્રમણ કરવા નીકળી પડયા તેમ બાપુજી પછી વિનોબાજી પરિભ્રમણ કરવા નીકળી પડયા છે. જેઓ 'હરિજન બંધુ' વાચતાં હશે તેઓ એમનાં પ્રાર્થના પછીનાં પ્રવચનોનું વાચન કરતા જ હશે. બાપુજીનો જીવનપ્રદીપ સર્વત્ર એનું તેજ પ્રસારતો હતો. આપણે સૌ નિશ્ચિંત બની એ પ્રકાશમાં વિહરતા હતા. પરંતુ જીવનદીપ હોલવાતા બધે અંધકાર પ્રસરી ગયો. શું કરવું અને શું નહીં એની કોઈને પડી નહીં.' આવા કટોકટીના સમયે બાપુજીનાં સૂત્રને જીવંત રાખવા, એમના કાર્યને આગળ ધપાવવા હિંદની જે થોડી વ્યક્તિઓએ વિષાદના ભારને અંતરમાં સમાવી દઈ કમર કસી, તેઓમાંના આચાર્ય વિનોબાજી એક છે. બાપુનો આ પરિવાર જે આજે બાપુ–વિરહિત હિંદને યોગ્ય માર્ગદર્શન કરી શકે એમ છે. આ પરિવારમાંથી આજે વિનોબાજીનું સ્મરણ કરતાં બાપુજીની યાદ આંખ સામે આવીને ખડી થાય છે. મન કહે છે 'આટલું તો મળ્યું તો બસ છે.'



(મહાપુરુષનું હૃદય માતાનુ હૃદય જેવુ હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્બંધપણે જાય છે અને પોતાનુ હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લુ મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયુ. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનુ પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.)

[વર્ષો પહેલાં સાબરમતી આશ્રમમા રહેતી બહેનોના શિક્ષણને માટે પૂ૦ બાપુજીએ સવારે ૭થી ૭–૪૫ સુધીનો એક વર્ગ રાખ્યો હતો. પ્રથમ તેમા બહેનોની પ્રાર્થના થતી. બાપુજી તેનો અર્થ અને પછી ગીતાજીનો રોજ એક એક શ્લોક લઈ શુદ્ધ ઉચ્ચાર, લેખન, વ્યુત્પત્તિ અને શબ્દાર્થ શીખવતા. કેટલાક અઠવાડીઆ સુધી તો આ વર્ગ નિયમીત ચાલ્યો. પણ પછી જ્યારે તેમને બહારગામ જવાનું થયુ ત્યારે મુસાફરીમાથી બોધપ્રદ પત્રો લખી વર્ગ ચાલુ રાખ્યો. બહેનો જે લખી રાખતી તે બાપુજી મુસાફરીમાંથી આવ્યા પછી તપાસી જતા આ રહ્યા તે પ્રાર્થના અને બાપુજીના પત્રો.– છ. ખુ. ગાં.]

"સ્ત્રીઓ તો ત્યાગની મૂર્તિ છે"

આજે પણ ખાઈને તમારું સ્મરણ કરું છું. બરાબર ૬–૫૦ મિનિટ થઈ છે. એટલે તમારો પ્રાર્થનાનો વખત થયો. બધુ ભૂલીએ; પણ આ ન ભૂલીએ. એમાં એકબીજાનો અને બધાંનો ઇશ્વર સાથેનો સહકાર રહ્યો. એ ખરું સ્નાન છે શરીર ધોયા વિના શરીર બગડે તેમાં હૃદયને પ્રાર્થના વતી ધોયા વિના આત્મા જે સ્વચ્છ છે તે મલિન દેખાય. તેથી તે વસ્તુ કદી ન છોડશો. સવારના ચાર વાગે બધાં વચ્ચે સહયોગ છે. અને તે પ્રાર્થનામાં બધી બહેનો આવવા અશક્ત હોય છે. સાત વાગ્યાની પ્રાર્થનામાં બધી બહેનો વચ્ચેનો સહયોગ છે. તેમાં બધી આવી શકે છે. અને બહેનો વચ્ચેનો સહયોગ અતી આવશ્યક છે.

અહીં એ અમેરિકન બહેનો જે ત્યાં એક દિવસ રહી ગઈ હતી તે આવી હતી. ત્રણ દિવસ રહીને કાલે ગઈ. તે મા દીકરી છે. દીકરી કુમારિકા છે. પચીસ વર્ષની ઉમરની છે. અને પાંચસો બાળાઓના મહાવિદ્યાલયમાં એક ઊંચી શ્રેણીની શિક્ષિકા છે. દુનિયામા નીતિ શિક્ષણ કેવી રીતે અપાય છે તે જોવાને તેના આચાર્યે તેને મોકલી છે તેની મા તે કુમારિકાના



# બાપુનો પરિવાર

(કહેવાય છે કે એકવાર ભગવાન ઇશુ ખ્રિસ્ત ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે કોઇએ આવીને એમને કહ્યું કે એમનાં માતાપિતા એમને મળવા આવ્યાં છે. ઇશુએ પૂછ્યું : મારાં માતાપિતા વળી કોણ છે ? પછી થોડી વાર રહીને એમણે પોતે જ જવાબ આપ્યો : મારાં માતાપિતા ભાઇભાંડુ તો તેઓ જ છે જે પ્રભુની ઇચ્છાનું પાલન કરે છે.

એવી જ રીતે ગાંધીજીનાં સાચાં કુટુંબીજનો એ જ છે જેઓ એમના આદર્શો અનુસાર પોતાનું જીવન ઘડી રહ્યા છે અને જે પ્રવૃત્તિઓ બાપુએ લોકસેવા અર્થે આરંભ કરેલી તે ચલાવી રહ્યા છે.

આ લેખમાળામાં ગાંધીજીના એવા કુટુંબીજનોનું આછું રેખાચિત્ર જાણવા મળશે.)

## કૃતયુગી વિનોબાજી

મુકુલભાઇ

શ્રી૦ વિનોબાજીનું નામ ઉચ્ચારતાં જ પ્રાચીન ઋષિનું સ્મરણ થઇ આવે છે. પ્રાચીન ઋષિઓએ પ્રશ્ન પૂછ્યો 'સ ભગ કુત્ર તિષ્ઠતિ' (એ પરમ શક્તિ ક્યાં રહેલી છે?) બહુ જ ઊંડા, પ્રખર ચિંતન પછી ઉત્તર જડ્યો 'સ્વે મહિમ્નિ' (પોતાના જ મહિમામાં) શ્રી૦ વિનોબાજીની પરમ શક્તિ એમના ઉદાત્ત સાધનાશીલ આત્માના મહિમામાં જ સમાયેલી છે.



બાપુજીએ સાબરમતીમાં સત્યાગ્રહાશ્રમની સ્થાપના કરી હતી. એ સમય દરમિયાન વિનોબાજીનો બાપુજી સાથેનો પરિચય પરંતુ એમનું તપસ્વીસમું જીવન લોકપ્રસિદ્ધિથી દૂર જ રહ્યું.

મુંબઈ પ્રાંતમાં આવેલા કોલાબા જિલ્લાના ગાગોદે ગામમાં વિનોબાજીનું બાળપણ પૂરું થયું. એમનું આખું નામ શ્રી૦ વિનાયક નરહરિ ભાવે છે. તેઓ ૧૯૦૭માં વડોદરા હાઈસ્કૂલમાં દાખલ થયા પણ ઊર્ધ્વગામી મનોક્ષેત્રમાં વિચરણ કરવા મથતા એમના આત્માને એની પ્રગતિને રૂંધી નાખે

એવી શિક્ષણપ્રણાલિકામાં પુરાઈ રહેવાનું લગારે ગમ્યું નહીં. તેથી કોઈપણ ડીગ્રી લીધા વિના જ ૧૯૧૬માં એમણે અભ્યાસ છોડયો. આસપાસથી કૌટુંબિક વિટંબણાઓ ઉપસ્થિત થઈ. પરંતુ જેમનાં હૃદય અને બુદ્ધિ ગીતામૈયાના દૂધ પર જ અધિક પોષણ પામ્યાં છે એવા વિનોબાજીને તો ભગવાનના શબ્દોનું સ્મરણ થતું હતું:

'તસ્માત સર્વેષુ કાલેષુ મામનુસ્મર યુધ્ય ચ'

(તેથી સર્વ કાળે મારું સ્મરણ કર અને ઝગડતો રહે) 'મદા મદ્ભાવમાગત:' (સર્વદા મારામાં જ સમાઈ જા.) તેથી ઈશ્વર-પ્રેમથી અંતર્બાહ્ય રંગીને એ રંગને પોતાના જીવનમાં ચઢાવવા મથતા વિનોબાએ યોગ્ય માર્ગદર્શકની શોધમાં ઊંડાં મંથનો અને તીવ્ર મનોમંથન કર્યાં પછી ૧૯૧૬માં ઘર છોડયું અને કાશી ગયા. ત્યાંથી બાપુજીને પત્ર લખ્યો. પરંતુ પત્રના ઉત્તરની રાહ જોયા વિના જ વિનોબાજી બાપુજીની હૂંફાળી છાયામાં આવીને બેસી ગયા. બાપુજી તો હતા કુશળ હીરાપરખુ આવા અમૂલ્ય રત્નને જતું ક્યાંથી કરે? બાપુજીને તો થયું આ તો આર્ય-પરંપરાની અનંત મૂર્તિ જાણે નાનકડું સ્વરૂપ ધારણ કરીને એમની સામે આવીને ઊભી. બાપુજીના નિવાસસ્થાનની બાજુમાં જ નાનકડી ઓરડીમાં વિનોબાજી રહીને પોતાનો આત્મવિકાસ સાધવા લાગ્યા એ નાનકડી ઓરડીમાં જ વિનોબાજીએ પોતાનું જીવન પાથેય પ્રાપ્ત કર્યું. સત્યાગ્રહાશ્રમની ઉપાસના-ભૂમિ પર બાપુજીએ કેટલીયે વાર સાથે પ્રાર્થના પછી વિનોબાજીને મુખે ગીતાપ્રવચનો સાંભળ્યા હતા. આજેય એ ભૂમિ એ સ્પંદનોને જાગ્રત કરે છે. હમણાં વિનોબાજી થોડો સમય રહી ગયા બાપુજીના નિવાસસ્થાન 'હૃદયકુંજ'માં એમનો ઉતારો હતો. પરંતુ અમે જ્યારે વિનોબાજીને દર્શને ગયા, ત્યારે એ જ નાનકડી ઓરડીમાંથી વિનોબાજી બહાર નીકળ્યા અને ઉપાસનાભૂમિ પર જઈ પોતાના ચિંતનમાં મગ્ન બની આંટા મારવા લાગ્યા. શું વિનોબાજી ભૂતકાળને તાજો કરતા હતા? ભૂતકાળમાં ડૂબકી મારતાં બાપુજીનું સ્મરણ થયા વિના રહે ખરું? એ પુનિત સંસ્મરણોથી એમનો સાધનાશીલ આત્મા પણ ગદ્ગદિત ન થતો હોય? થાય જ ગુરુદેવે કહ્યું છે કે દરેકમાં બાળક-હૃદય સમાયેલું છે પ્યારા બાપુની ભૂતકાળની એ ભૂમિ પરની યાદથી વિનોબાનું એ બાળક-હૃદય કયા ભાવોન્મેષમાં મગ્ન બન્યું હશે?

આત્મનિમજ્જનમાં આનંદ માણતા વિનોબાજી સર્વદા લોકપ્રસિદ્ધિથી પોતાને વેગળા જ રાખવા મથતા હતા. વિનોબાજી તો છે પ્રાચીન ઋષિઓ જેવા ઉગ્ર સાધના કરનાર સાધક. તેમણે તો પોતાને રચનાત્મક કાર્યોમાં જ પૂરી દીધા હતા. તોયે એમનું નામ બાપુજીના અવસાન પહેલાં ત્રણ-ચાર બહાર પડ્યું.

(૧) ૧૯૨૩માં મધ્ય પ્રાંતની સરકારે રાષ્ટ્રીય ધ્વજના સન્માનની ઉપેક્ષા કરી અને નાગપુરમાં ઝંડા સત્યાગ્રહ શરૂ થયો. વિનોબાજીને એનું સુકાન સોંપવામાં આવ્યું. પણ સરકારે એમને એ પહેલાં જ જેલમાં પૂરી દીધા.

(૨) ૧૯૨૪માં દૂર દક્ષિણમાં કેરલ મુકામે હરિજનોએ મંદિરપ્રવેશ માટે સત્યાગ્રહ શરૂ કર્યો. હરિજનો પણ પ્રભુનાં જ બાળકો. તેઓને પ્રભુનાં દર્શનથી વિમુખ શા માટે રાખવા જોઈએ? શું તેઓ માનવી નથી? બાપુજીનું હરિજનપ્રેમી હૃદય વ્યાકુળ બન્યું. તેમણે

રક્ષણાર્થે સાથે ફરે છે. બન્ને નિર્ભયતાથી આખી દુનિયામાં ફરી રહી છે. આવી નિર્ભયતા અને પેસી બહેનના જેટલી સેવા નિષ્ઠા આપણામા આવે તો કેવું સારુ?

મીરાંબહેનનું જીવન તો બધી બહેનોને વિચારવા જેવું થઈ પડ્યુ છે. તેના હિન્દી કાગળ આવે છે તે ઉપરથી હું જોઉં છું કે તેણે પોતાની સાદાઈથી ને પ્રેમાળ પ્રકૃતિથી ગુરુકુળની બાળાઓનાં મન હરી લીધાં છે. બાળાઓમાં ખૂબ ભળી ગયેલ છે. તે તેઓને પીંજવા કાંતવાનુ બરાબર શીખવી રહેલ છે. પોતાની એક પળ પણ નિરર્થક નથી જવા દેતી. આ નિષ્ઠા, આ ત્યાગ, આ પવિત્રતાની આશા હું તમ બહેનો પાસેથી રાખુ છુ. તમે પાવરધા થઈ પવિત્ર જીવન ગાળી આખા ભારતવર્ષમાં ફેલાઈ જાઓ એ આશા કાંઈ વધારે પડતી છે કે? ક્ષણે ક્ષણે હું સ્ત્રી સેવિકાઓની જરૂરિયાત જોઈ રહ્યો છું. ત્યાગી પુરુષો જોવામાં આવે છે. ત્યાગી સ્ત્રીઓ બહાર પડતી થોડી જ જોવામાં આવે છે. સ્ત્રી તો ત્યાગની મૂર્તિ છે. પણ અત્યારે તેનો ત્યાગ કુટુંબમા સમાઈ જાય છે. જે ત્યાગ તે કુટુંબને સારુ કરે છે તે ત્યાગ તેનાથી વિશેષ દેશને સારુ કા ન કરે? છેવટે તો જે ધર્મપરાયણ બને તે વિશ્વને સારુ કરશે. પણ દેશ એ પહેલુ પગથીયુ છે. અને જ્યારે દેશ હિત વિશ્વ હિતનું વિરોધી ન હોય ત્યારે દેશહિત સેવા, આપણને મોક્ષ પ્રતિ લઈ જનાર બની શકે છે. આ વિચાર સૌ બહેનો કરતી જાઓ એ આ અઠવાડિયે માંગણી. તમે તમારમાંથી એક પ્રમુખ નીમો એમ ઇચ્છુ છુ.

બાપુના આશીર્વાદ

## બહેનોના વર્ગની પ્રાર્થના...

[બહેનોની પ્રાર્થનાના શ્લોકોનો શબ્દાર્થ નીચે પ્રમાણે છે. આ પ્રાર્થનાના શ્લોકો બાપુએ જાતે જ પસંદ કરી ગુંથી કાઢેલા. અનેક વેળા બાપુ બહેનોને આ શ્લોકોનું મનન કરવા સમજાવતા.]

હે દ્વારિકાવાસી ગોવિંદ, હે ગોપીઓને પ્રિય, કૃષ્ણ, કૌરવોથી—દુષ્ટ વાસનાઓથી—ઘેરાયેલી મને તું કેમ નથી જાણતો?

હે નાથ, રમાના નાથ, વ્રજનાથ, દુઃખનો નાશ કરનાર જનાર્દન! કૌરવરૂપી સમુદ્રમાં ડૂબેલી જે હું તેનો તુ ઉદ્ધાર કર.

વિશ્વાત્મા! વિશ્વને ઉત્પન્ન કરનાર મહાયોગી કૃષ્ણ! કૌરવોની વચમાં હતાશ થયેલી અને તારે શરણે આવેલી મને બચાવ.

ધર્મનુ આચરણ કરો, અધર્મનું નહિ; સત્ય બોલો, અસત્ય નહિ; દીર્ઘ દૃષ્ટિ રાખો, ટૂંકી નહિ; ઊંચી દૃષ્ટિ રાખો, નીચી નહિ.

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, પવિત્રતાનું પાલન કરવું, ઇન્દ્રિયોને કાબૂમાં રાખવી; ચારે વર્ણનો આ ધર્મ સંક્ષેપમાં મનુએ કહ્યો છે.

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, વિષયેચ્છા ન કરવી, ક્રોધ ન કરવો, લોભ ન કરવો પણ જગતનાં પ્રાણીઓનુ પ્રિય અને હિત કરવું; આ બધાય વર્ણનો ધર્મ છે.

વિદ્વાનોએ જે સેવ્યો હોય, સંતોએ જે સેવ્યો હોય, નિત્ય રાગદ્વેષથી મુક્ત એવા વીતરાગી પુરુષોએ જે સેવ્યો હોય, અને જે પોતાના હૃદયથી સમજાયો હોય એવા ધર્મને તું જાણ.

ધર્મનું રહસ્ય સાંભળો અને સાંભળીને હૃદયમાં ઉતારો. તે [અનુસંધાન પૃ. ૨૨મે]

# હે-રામ

શ્રી ગુરુદયાલ મલ્લિક

જે છેલ્લા શબ્દો માનવી અંતકાલે ઉચ્ચારે છે, તેમા એના જીવનના સર્વ આદર્શો અને ઉદ્દેશોનો સાર સમાયેલો છે.

"હે રામ!" એ બાપુજીના છેલ્લા શબ્દો હતા. તેથી આપણે એમ અનુમાન કરી શકીએ કે એમણે પોતાનું જીવન રામની શોધમા જ વ્યતીત કર્યું હતુ બાપુજીને રામના દર્શન થયા હશે કે કેમ એ તો રામ જ જાણે. પરંતુ એટલું તો નિશ્ચિત છે કે રામની ઝાંકી કરવાની ઇચ્છા એમના અંતરમાં અહોરાત સળગતા અગ્નિની જેમ પ્રજ્વલિત હતી.

સવારે ઉઠતાં, "હે રામ!" બપોરે આરામ કરતાં, "હે રામ!" સાંજે પ્રાર્થના સમયે, "હે રામ!" રાતે સૂતી વખતે, "હે રામ!" કામ કરતા, "હે રામ!" જમતાં, "હે રામ!" ઊંઘમાં, "હે રામ!" જાગતાં, "હે રામ!" એમના આખા જીવનમાં આ જ મંત્રનો જપ સતત ચાલતો હતો.

પરંતુ દરેક વખતે "હે રામ!" ના ઉચ્ચારણ પાછળ જુદો જ ભાવ રહ્યો હશે. સવારના, "હે રામ!" પાછળ અર્પણનો ભાવ હશે: "હે રામ, આજનો દિવસ અને એમાંની સર્વ ક્રિયાઓ હું તને અર્પણ કરું છું." આરામ કરતી વખતે ઉચ્ચારેલા "હે રામ!" ની પાછળ ભાવ હતો: "હે રામ, મારો આ સમય હું તને ખાસ બોલાવવા માટે જ રાખું છું, કારણકે હું જ્યારે 'હે રામ' બોલું છું, ત્યારે મને ખરો આરામ મળે છે. કામ કરતી વખતે, 'હે રામ!' એટલે; "હે રામ, તારી હાજરીમાં જ હું બધું કામ કરી રહ્યો છું. એટલે મારાથી જેટલી સારી રીતે થઈ શકે એમ કરી રહ્યો છું."

આ પ્રમાણે "હે રામ!" નું ઉચ્ચારણ દર વખતે બાપુજીને મારુ પ્રભુના નામસ્મરણની માળાનો એકેક મણકો હતો, અને એ માળા હમેશ ચાલુ જ હતી.

એક વખતે એક ભાઈને બાપુજીની નજીક એકવાર સુવા મળ્યું. એ ભાઈ એક ભક્ત હતા. તેમણે મને કહ્યું: "રાતે બાપુના શ્વાસે શ્વાસે મેં "હે રામ!" "હે રામ!" નો ધ્વનિ સાંભળ્યો." આ કંઈ એમની કલ્પના નહોતી. એમણે વારંવાર કાનને સરવા કરીને "હે રામ!" "હે રામ!" પ્રત્યેક શ્વાસે સાંભળ્યું હતું.

સાધનાની એક પદ્ધતિ છે જેને 'સાક્ષી ભાવ' સાધના કહે છે. એમાં દરેક કામ કરતી વખતે રામને સાક્ષી રાખીને જ પ્રારંભ કરવો પડે છે બાપુએ આવી સાધના જીવનભર કરી હશે. અને "હે રામ!" નું નિરંતર ઉચ્ચારણ, મોટેથી અથવા મૌનમાં, એ એનું પ્રમાણ છે એમ કલ્પી શકાય.

દિવસે તો બાપુની 'નામ માળા' ચાલતી જ હતી, પણ રાતે ઊંઘમાંયે ચાલતી હોવી જોઇએ, નહીં તો એમના શિર પર જે આંતરિક તેજ દેખાતું હતું તે એટલી ઝડપે વધી શક્યું ન હોત. કોણ જાણે, જ્યારે તેઓ ખુલ્લા આકાશ તળે સૂતા હશે, ત્યારે તારાઓ એમને કહેતા હશે, "મોહન, તું માળા જપતા જપતા થાકી ગયો છે હવે તું સૂઈ જા. અમે એ માળાનો જપ ચાલુ રાખીશું."

## : ઈશ્વર-વિશ્વાસનો કિલ્લો :

લગભગ એક હજાર વર્ષ પહેલાની વાત છે યુરોપમા સ્ટિવન નામે એક ઇશ્વર વિશ્વાસુ મહાત્મા થઈ ગયા તે ઘણાજ ઉદાર, નિર્ભય અને સત્યપરાયણ હતા એક વાર કોઇએ તેમને પૂછયુ "જો ધર્મદ્વેષી લોકો આપના પર આક્રમણ કરી બેસે તો આપ શું કરશો?" તેમણે સહજ ભાવથી કહ્યુ "મારો કિલ્લો ઘણોજ મજબૂત અને અતટ છે હુ તેની અદર સુરક્ષિત બેસી રહીશ." તેમની આ વાત અમુક રીતે ધર્મદ્વેષી લોકોના કાનો સુધી પહોચી ગઈ તે ઘણાજ અજ્ઞાન, ક્રૂર અને દુરાચારી હતા. તેઓને મહાત્માના આ વચનોમાં મિથ્યાભિમાનની ગંધ દેખાઈ. એટલા માટે તેઓ મહાત્માના ઇશ્વર-વિશ્વાસને તોડવા માટે એક દિવસ છાનામાના આવ્યા અને મહાત્માને ચારે બાજુથી ઘેરી લીધા તથા આંખો આંધીને વ્યંગથી પૂછવા લાગ્યા- "બતાવો, ભગતજી! ક્યાં છે તમારો તે મજબૂત અને અતૂટ કિલ્લો?"

મહાત્માએ તરત છાતી ઠોકીને કહ્યુ "અહીં છે મારો મજબૂત અને અતૂટ કિલ્લો આની પર કોઈવાર કોઈ આક્રમણ કરીજ શકતું નથી આમા સર્વશક્તિમાન મારા પ્રભુ બેસે છે. તમે મારા નશ્વર અને ક્ષણભંગુર શરીરના ટુકડે ટુકડા કરી શકો, પરતુ પરમાત્માના અંશરૂપ તથા તેમના પ્રકાશથી ચમકતા મારા આત્માને સ્પર્શ પણ કરી શકશો નહિ અને તમારા આ હિંસક હથિયારોની જરા પણ બીક લાગતી નથી. જ્યાંસુધી મારો આ ઇશ્વર-વિશ્વાસરૂપી અભેદ કિલ્લો સુરક્ષિત છે-અને આ કોઈવાર અરક્ષિત રહેતો નથી-ત્યાંસુધી હુ પૂર્ણસ્વરૂપથી સુરક્ષિત છું તમે લોકો આ અવસ્થામાં મારું શુ બગાડી શકો છો?"

મહાત્માના આ તેજપૂર્ણ અને વિશ્વાસથી ઓતપ્રોત થએલા નિર્ભય વચનો સાંભળીને ધર્મદ્વેષી લોકોનુ સાહસ તૂટી ગયું, અને તેઓ આશ્ચર્યચકિત થઇને ચાલ્યા ગયા

[હિંદી પરથી]

પુરુષોત્તમ. કૃ. પટેલ




# બાને પત્રો

[બાપુ અને બા વચ્ચેનો પત્રવ્યવહાર તેઓના આદર્શ દાંપત્ય પ્રેમની સુંદરતમ પ્રતિમા છે. એ પત્રો પરથી ગૃહસ્થાશ્રમ પણ કેવી રીતે જીવન–સાધનાનું એક મહત્ત્વનું અંગ બની શકે છે એ સ્પષ્ટ જણાઈ આવે છે. આ પત્રો શ્રી મણીલાલભાઈ ગાંધીના આભાર સાથે બાપુના બાને પત્રોમાંથી પ્રગટ કરીએ છીએ]

બા—તને મેં લાંબો કાગળ ગયે સોમવારે લખ્યો હતો તે મળ્યો હશે. આ સોમવારે સીતાનગરમાં છીએ. સીતાનગરમ્ ગોદાવરીને કિનારે છે. નાનકડું ગામડું છે તેમાં આશ્રમ છે. આંધ્ર દેશમાં છે. ગામડું છે તેથી ખુબ શાંતિ છે. અમે હોડીમાં બેસી આવ્યા છીએ. નદી મોટી છે તેથી તેમાં નાનકડી સ્ટીમરો જઈ શકે છે. મદ્રાસ જઈ આવ્યા ત્યાં ત્રણ દિવસ ગયા. મારૂં શરીર સારૂં છે. ફરી બે દાક્તરે મદ્રાસમાં તપાસ્યું હતું. એટલે મારે વિષે ચિંતા કરવા જેવું કંઈજ નથી. ડાહીબેનના દાંત સુધર્યા કે? તને 'જામે જમશેદ' મળે છે ના? તેં પ્રવચન જેવું માગ્યું છે. એકનો આજે આપવું જોઈએ ને?

...જે મને ભજે છે તે મને પામે છે...

આજના ગીતાના અધ્યાય ૯–૧૦–૧૧–૧૨ હતા. નવમા અધ્યાયમાં ભગવાન કહે છે કે જેઓ મને ભજે છે તે મને પામે છે. બારમા અધ્યાયમાં ભક્ત કોને કહેવા તે બતાવે છે. ખુબી એ છે કે એમાં એવું એકે લક્ષણ નથી કહ્યું કે જે બાઈ અભણમાંયે ન હોઈ શકે, જે સ્ત્રી કે પુરૂષ પોતાની મેળે કોઈની મદદ વિના મહેનત કરે તે ભક્ત થઈ શકે એટલે ભગવાનને પામી શકે. લક્ષણ આટલાં કહ્યાં છે. કોઈનો દ્વેષ ન કરે, પ્રાણી માત્રની સાથે મૈત્રી રાખે, બધાંને વિષે દયા રાખે, જેને મારું એવું કંઈ નથી, જેને અહંકાર નથી, જેને સુખ દુઃખ સરખાં છે, જે ક્ષમાવાન છે, જે હંમેશાં સંતોષી છે, જે સંયમ પાળે છે, જે પ્રતિજ્ઞા પાળે છે, જેણે પોતાનાં મન અને બુદ્ધિ ઈશ્વરને અર્પણ કર્યા છે, જે કોઈને દુઃખ ન દેય, જે ભય ને ચિંતાથી મુક્ત છે, જે કશાની આશા ને ઈચ્છા નથી રાખતા, જે પવિત્ર છે, કાર્યકુશળ છે, જેણે બધો ત્યાગ કર્યો છે, જેને શત્રુ સરખા છે, માન અપમાન સરખાં છે, જે ટાઢ તડકો સહન કરે છે, નિંદાસ્તુતિ જેને સમાન છે, જે ત્યાં

હોય ત્યા ઘર માની રહે છે, અથવા જેને ઘર જેવુ કઇ છેજ નહી, જે વગર કારણે બોલતા નથી અને જેનુ મન ઠેકાણે છે તે મારા ભકત કહેવાય આ તમે બધા ફરી ફરી વિચારી જાઓ તો માલુમ પડશે કે જેને ઇચ્છા છે તે કોઇની મદદ વિના ભકત થઇ શકે

બધાને બાપુના આશીર્વાદ

આ —તો ગયે વખતે પ્રવચન લખ્યુ છે તેની નકલ મોકલજે તારો કાગળ આજે જ મળ્યો આ કાગળ મૌનવારને દિવસ લખુ છુ રામાયણ અને ભાગવત વિશે તજવીજ કરુ છુ પ્રેમબીનાબેનની પણ મગાવતા જરાય સંકોચ ન કરતી. તારે મગાવવાનુ શુ હોય? જે થોડ જોઇએ એ તેઓ ત્યાંથી મોકલશે પણ ઉતાવળથી જે ન જોઇએ તે મારી મારફત મગાવશે તો બસ છે હુ તજવીજ કરી લઇશ દાન વાપરી શકે છે કે? લાલ પાણીના કોગળા કરે છે?

આન્ધ્રદેશની મુસાફરી ત્રીજી તારીખે પુરી થાય છે પછી મૈસુર જવાનુ થશે. હુ હોઉ ત્યા ધમાલ તો હોય જ. ટા માણી પણ હોય. મને તો મહુ મળાણી નેય છે એટલે હાડમારી ઓછી જ લાગ. ત્રીણામા ત્રીણી માણસ મી બહેન જોઇ લેય છે એટલે મને મુસાફરીની અગવડ રહેતી જ નથી. તુ મુનાકાત છોડે તાજ મારી પાસથી દર અઠવાડીયે કાગળ પામશે. હુ તો પ્રવચન દર અઠવાડીયે મોકલ્યા જ કરીશ. મુલાકાત બીજી બહેનોની નેનાય તેથી મતાર રાખજે પણ તારી ઇચ્છામા આવે તેમ કરજે તુ મુલાકાત ઇચ્છે જ તો મળવા આવવા તો ઘણાય તૈયાર થય ઇચ્છે પણ ખરા જાણી જોઇને મુલાકાતો ઓછી રાખવાનો રિવાજ પાડ્યો છે પણ તુ જે ઇચ્છે તે વગર સંકોચે જણાવજે

કિશોરલાલને હજુ તાવ છોડતો નથી પણ ચિતાનુ કારણ નથી. મારુ મૌન હમણા રવિવારની રાતે શરૂ થાય છે એટલે સોમવારે રાત લગી બોલવાનુ હોતુ નથી. આજે રાતે ૯—૧૦થી મૌન છૂટશે એટલે કોઇની સાથે બોલવાનુ ભાગ્યેજ રહેશે કેમકે પછી તો સુવાનો વખત થશે. સવારના ત્રણ વાગે તો ઉઠવાનુ રહે છે હવે પ્રવચન —

## જ્યા ઈશ્વાર્પણ છે ત્યા સ્વાર્થને સ્થાન જ નથી

ગયે વખતે ભકતના લક્ષણ લખ્યા સેવા વિના ભક્તિ ન થાય એ પણ સુચવ્યુ આ વખતે સેવા કેમ થાય એ લખુ કેમકે ઘણી વાર એ પ્રશ્ન લોકો કરે છે કોઈ કહે છે સેવા અમુક સ્થિતિમાજ થાય કોઈ કહે છે અમુક અભ્યાસ કરીએ તેજ સેવા થાય આ બધી ભ્રમણા છે એટલુ તો ગયે અઠવાડિયે બતાવ્યુ ગમે તે સ્થિતિમા રહેતા છતા મનુષ્ય સેવા કરી શકે છે આપણી પાસે જે બધી શક્તિઓ હોય તે બધી કૃષ્ણાર્પણ કરીએ એટલે આપણને પૂરા દોકડા મળે જેની શક્તિ કરોડ આપવાની હોય અને તે લાખો કરોડજ આપે તો તેને પચાસ દોકડાથી વધારે નહિ મળે પણ જેની પાસે એક દમડી જ છે અને તે દમડી આપે છે તેને સોયેસો દોકડા મળશે. એટલે તમે ત્યા બેઠી બહેનો તમારા સબધમા આવતી બહેનો અથવા અમલદારો જોડે આ રીતે વર્તો તો તમે સેવાધર્મ આચરો છો. અમલદારો જોડે સેવાભાવથી વર્તવુ એટલે તેનુ કદી ખરાબ ન ઇચ્છવુ, તેની સાથે વિનય વાપરવો, તેને છેતરવા નહિ નિયમોનુ પાલન કરવુ તેમજ તમારા પ્રસગમા આવતી બુનાને સારુ એમ કે સાથે રહેતી બહેનો પ્રત્યે સગી બહેન જેવુ વર્તન રાખો. તેની ઉપર તમારા પ્રેમની છાપ પડે, તે તમારી પવિત્રતાને ઓળખે એ પણ સેવાધર્મનુ પાલન ગણાય. બન્નેમા હેતુ સાફ હોવો

જોઇએ. સ્વાર્થ બુદ્ધિ કે ડરને લીધે સારું વર્તન રખાય એ સેવામાં નહિ ગણાય. એક માણસ એક કામ સ્વાર્થ સાધવા કરે છે ને બીજો પરમાર્થ દ્રષ્ટિએ કરે છે એમ આપણે ઘણી વાર જોઇએ છીએ જ્યાં ઇશ્વરાર્પણ છે ત્યાં સ્વાર્થને સ્થાન જ નથી. આમ સેવા કરનાર રોજ પોતાની શક્તિમા વધારો કરે છે, અભ્યાસ કરે છે, ઉદ્યમ કરે છે તે પણ સેવાભાવથી એમ જે સેવા પરાયણ રહે છે તેના હસવામા, રમવામા, ખાવામાં, પીવામાં પણ સેવાભાવ જ ભર્યો હોય છે. એટલે તેના બધાં કાર્યમા નિર્દોષતા હશે. આવા ભક્તોને ઈશ્વર જોઇતી બધી શક્તિ આપી દેય છે. આને લગતા ત્રણ શ્લોક સ્ત્રીઓની પ્રાર્થનામા છે તે યાદ હશે એ શ્લોક આ રહ્યા *

આ શ્લોકો ૯માં અને ૧૦મા અધ્યાયમાં મળી રહેશે. ગીતાજી આપણે અમલમાં મુકવા સારુ વાંચીએ છીએ એ યાદ રાખવું. મેં ઉપર લખ્યુ છે એ બધું ગીતાને આધારે લખ્યું છે એમ જાણવું.

બાપુના સહુને આશીર્વાદ.

બા,—તારો કાગળ આ વખતે હજુ મળ્યો નથી પણ રખડતો રખડતો મળશે એમ માનુ છુ. હવે તને છાપુ મળતુ હશે, ભાગવત અને રામાયણ મળ્યાં હશે બીજુ જે જોઇએ તે મંગાવજે. આજે હુ મેંગલોર છુ. તને બધા સભારે છે. શકરલાલ અને ગુલઝારીલાલ અહી આવ્યા છે. મજુરોના પગાર બાબતનુ પંચ થવાનું છે. કાલે મંગળવાર છે એટલે કાલે પચ બેસશે, પછી મારે . મલબાર જવાનુ છે. જ્યાં તું ફરી આવી હતી ત્યા જવાનુ થશે મારી તબિયત સારી રહ્યા કરે છે. જરાય ચિંતાનુ કારણ નથી. લોકો બધેય માનપત્ર આવે છે ને થેલીઓ, ઘરેણા વિ. પણ આપ્યા કરે છે. કાંતિને હવે સારું છે. ત્યાં બધાં મજામા હશો. હવે પ્રવચન—

...સ્વાર્થ માત્રનો ત્યાગ કરીએ તો જ પૂરો યજ્ઞ કર્યો કહેવાય...

આજે ગીતાજીમાં યજ્ઞ વિષે કહ્યું છે તે ઉપર થોડું લખું છું. યજ્ઞની વાત ત્રીજા અધ્યાયથી શરુ થાય છે. ને તેમા ભગવાન કહે કે યજ્ઞ કર્યા વિના જે માણસ ભોજન કરે છે તે ચોરીનું ખાય છે. આ તો બહુ ભારે વચન થયું કહેવાય કેમકે ચોરીનું અન્ન ખાવું એ તો કાચો પારો છે. કાચો પારો કોઇથી હજમ ન થાય ને તે ખાય તો તે ફૂટી નિકળે. તેથી અખા ભગતે કહ્યુ છે 'કાચો પારો ખાવો અન્ન તેવું છે ચોરીનુ ધન' એટલે જો યજ્ઞ વિના ઘડીભર માણસ રહે તો તે ચોર ઠરે છે. એ યજ્ઞને આપણે બધાએ જાણ્યો જોઈએ આપણે સારે નશીબે જેનું હૈયું ઠેકાણે છે તેને મારું યજ્ઞ સહેલી વાત છે. એને સારુ ધનની જરુર નથી, બુદ્ધિની નથી, ભણતરની નથી યજ્ઞ એટલે હરકોઈ પરોપકારી કામ. જીવન આખું યજ્ઞમય હોય તેને જ વિષે કહી શકાય કે તે ચોરીનુ અન્ન નથી ખાતા. તેથી જરાક યજ્ઞ કરે તે ઓછી ચોરી કરે છે એમ કહેવાય. આ રીતે વિચારતાં આપણે બધાંય થોડીઘણી

---

*શ્લોકોનો અર્થ : જે લોકો અનન્યભાવે મારું ચિંતવન કરતા મને ભજે તે નિત્ય મારામાં જ રત રહેવાના યોગક્ષેમનો ભાર હું ઉપાડું છું. (અ૦૯-૨૨). મારામા ચિત્ત પરોવનારા, મને પ્રાણાર્પણ કરનારા એકબીજાને બોધ કરતાં, મારું જ નિત્ય કીર્તન કરતા સંતોષમાં અને આનંદમાં રહે છે. (અ૦ ૧૦-૯). એમ મારામાં તન્મય રહેનાર અને મને પ્રેમપૂર્વક ભજનારને હું જ્ઞાન આપું છું ને તેથી તેઓ મને પામે છે. (અ૦૧૦-૧૦).

ચોરી તો કરીએ જ છીએ. જ્યારે સ્વાર્થ માત્રનો ત્યાગ કરીએ ત્યારે જ પૂરો યજ્ઞ કર્યો કહેવાય. સ્વાર્થનો ત્યાગ કરવો એટલે હુંપણું-મારાપણું છોડવું. આ મારું ને પેલું પારકું, આ મારો છોકરો ને પેલો પારકો. આવો ભાવ મનમાં રહેવો જ ન જોઈએ. આમ તો તે જ કરી શકે જે પોતાનું બધું કૃષ્ણાર્પણ કરે છે. તેમ જે કરે છે તે બધું ઇશ્વરને દરમિયાન રાખીને તેના સેવક તરીકે જ કરે છે ને સેવા ભાવથી કરે છે. આવા મનુષ્ય નિત્ય સુખી રહે છે, નિત્ય શાંત રહે છે તેને સારુ સુખ દુઃખ સરખાં છે. તે પોતાનું શરીર, મન, બુધ્ધિ, ધન જે કંઇ હોય તે બધું પરમાર્થને સારુ જ વાપરે છે. આવો પૂર્ણ યજ્ઞ આપણે સહુ નથી કરી શકતા. આખા જગતની સેવા થાય તો કરીએ. એવી ભાવના મનમાં હોય ત્યારે એવું કયું કાર્ય છે કે જે ઘણા માણસો આખા જગતની જેમા સેવા આવતી હોય એવું કરે. આમ વિચારતાં કાંતણ ક્રિયા નજરે ચઢી. પરમાર્થની દૃષ્ટિએ આ કામ અસંખ્ય માણસો કરી શકે. એટલી મહેનત જગતને અર્થે કરી ગણાય. પણ આ તો મેં દાખલો આપ્યો. મારે સમજાવવાનું તો યજ્ઞનો અર્થ ને તેનુ મહત્ત્વ હતા એટલું જો આમાંથી સમજાવી શક્યો હોઉં તો બસ.

બધી બહેનોને બાપુના આશીર્વાદ.

બા,—આજે અમે કન્યાકુમારીકા છીએ. તારો કાગળ મળ્યો છે. તુ અહીં આવી ગઈ છે. આ હિન્દુસ્તાનનો છેડો છે. હિમાલય માથુ છે. એટલે આ ભારત માતાના પગ કહીએ ને સમુદ્ર તેને રોજ ધોયા કરે છે. અહીં વસ્તી નથી એટલે શાંતિ ખૂબ છે. હુ આજે દરિયામાજ નહાયો.

રામદાસ અને નીમુના કાગળ હમણાજ મળ્યા. રામદાસનુ મન હજુ સ્થિર નથી થયું પણ હવે થઈ જશે. ચિંતા કરવાનું કશુ કારણ નથી. એટલુ બધાને યાદ રાખવાનું છે કે મનની અસર શરીર ઉપર સારી પેઠે પડે છે. જેલમા માણસને વધારે વિચારો આવે છે. તે રોકતાં શીખવું જોઇએ. સર્વ સ્થિતિમાં સમભાવ વર્તે તો માણસ સુખમાં રહી શકે. મેં બધી બહેનોને થોડું થોડું લખ્યુ છે. હવે પ્રવચન.—

…આપણે આ જગતમાં એકલા આવ્યા છીએ ને એકલા જઈશું…

ભગવદ્ગીતા કહે છે કે ઈશ્વરના ભકતે એકાંત સેવક થવું જોઈએ. એ વાત બહુ સમજવા જેવી છે. આપણે આ જગતમાં એકલા આવ્યા છીએ ને એકલા જઇશું, તો પછી જન્મ અને મરણની વચ્ચેનો જે અનિશ્ચિત કાળ છે તેમાં આપણે કોઈના સાથની ઝંખના કેમ કરીએ? જો કે એકલાં જન્મીએ છીએ છતાં એકલા નથી એમ પણ જોઈએ છીએ. માતપિતાનો સાથ હોય છે. તે ન હોય તો એક ક્ષણ પણ ન જીવીએ. મોટાં થઈએ છીએ ત્યારે સામાન્ય રીતે પરણીએ છીએ. ત્યાં પણ સાથ તો તે મિત્રોનો પણ હોય છે. આત્માની ઉન્નતિને સારુ પણ એવા સાથની કેટલેક અંશે જરૂર છે એમ છતાં એકાંત સેવવાની ભલામણ કેમ? એ વિષે સમજીએ. જેટલા સાથીનો વિચાર કરીશું તો આપણે જોશું કે તે આપણી પરાધીનતાના સૂચક છે. માતાપિતા, ધણી, ધણિયાણી, મિત્ર બધાય આપણે થોડે ઘણે અંશે પરાવલંબી કરે છે. પણ જે ઈશ્વરના ભક્ત છે તે તો દયાળુ છે. તેને અવલંબન માત્ર ઈશ્વરનું હોય છે. ઈશ્વર એકજ માત્ર ખરો સાથી છે ને સારથી પણ છે. એને જેનો સાથ છે તેને બીજું શું જોઇએ? તેથી ગીતામાતા કહે છે કે એકાંત શોધજો. આનો અર્થ

'એ નથી કે મનુષ્યના સંગથી ભાગવું. એનો અર્થ એજ કે મગની આશા ન રાખવી. ન હોય ત્યારે ગભરાવું નહિ ને કરોડોની વચ્ચે પડયાં હોઈએ તો પણ માનસિક એકાંત ભોગવવી ને ઈશ્વરની નિકટતા અનુભવવી. "દેહીનાં સ્નેહી સકળ સ્વારથીયાં, અંતે અળગાં રહેશે," એ ભજન યાદ છે ના? એકાંત સેવનાર ક્યાંય દુઃખી ન જ થાય, કેમકે એ તો સર્વત્ર વિષ્ણુને જ દેખે છે. ભક્ત પ્રહ્લાદે ધગધગતા સ્તંભ માંપણ વિષ્ણુને જોયા આ એકાંત સેવનની ભાવના પ્રયત્નથી બધા સિદ્ધ કરી શકે છે. એ સિદ્ધ જલદી કરવાની તક તમને બધાને સહેજે પ્રાપ્ત છે. સિદ્ધ કરજો.

બાપુના આશીર્વાદ

બા,—તારો કાગળ મળ્યો છે. બિહારનું તું લખે છે એ બરાબર છે. ઘણા માણસો મરી ગયા અને હવે આ લાખો હજારો ઘરબાર વિનાના છે. બધેથી ખુબ મદદ જાય છે.

વિલાયતમાં જેના આશ્રમમાં હું ઉતર્યો હતો તે મ્યુરિયલ લિસ્ટર કાલે મને મળશે. કસ્તુરબા એ ફ્રિમ ક્લિનિકમાં ગઈ આવ્યા. ગુજરાતમાં ને બીજી જગ્યાએ હીમ પડવાથી ઘણો પાક સાવ બળી ગયો. હીમ ઘણું સખત પડયુ ને લાગુ આવ્યુ. ઈશ્વર જેમ રાખે તેમ રહેવાનું રહ્યું. વલ્લભભાઈને ઠીક છે. 'હિન્દુ' પત્ર મદ્રાસમાં નીકળે છે; એ જાણીતુ છે. તેના અધિપતિ ગુજરી ગયાનો તાર આજે મળ્યો છે. મેં ખરખરાનો તાર મોકલ્યો છે આવતી કાલે મથારે અહિંથી ઉપડીશ ને ગાળાકુંતે મળીશ. હવે પ્રવચન –

"એક પંથ ઔર દો કાજ"

'એક પંથ ઔર દો કાજ' એવી આપણામાં કહેવત છે. એવો કયો પંથ છે કે જે લેવાથી હમેશાં 'દો કાજ સરે.' દો કાજ એટલે બેજ કાજ એમ પણ ન સમજવું અહિં દોનો અર્થ એક કરતાં વધારે એટલે એક પંથને સો કાજ પણ કહેવાય બિહારમાં હજારો માણસો એક મિનિટની અંદર દટાઈ ગયા. એ ઉપરથી સહેજે વિચાર આવે કે આપણે એક મિનિટ પણ એળે ન જવા દઈએ. 'આજનો લાવો લીજીએ રે કાલ કોણે દીઠીતી' એમ મીરાંએ ગાયું છે. આપણને તો મિનિટની કે પળની પણ ખબર નથી. મગાનું ખાતા ચાલી નીકળીયે. ત્યારે એવો સોનેરી પંથ કયો કે જે કરવાથી બધા અર્થ સરે એ માર્ગ કેવળ પરોપકારનો છે. એટલે પડોશી સેવા એનું બીજું નામ પરમાર્થ. પરમાર્થ એટલે ઉત્તમ અર્થ. એનું ત્રીજું નામ હરિભક્તિ. તે કંઈ માળા ફેરવ્યે કે તિલક કર્યે કે ગંગા સ્નાનથી નથી થતી એમ આપણે નરસિંહ મેતાના પ્રભાતિયામાં ગાઈએ છીએ. એ ભક્તિ તો શીશ તણું માટું છે એમ આપણને ભક્તો શીખવે છે એટલે આપણે રોજ ખાતાં, પીતાં, ઉઠતા, બેસતાં, જેલમાં, જેલ બહાર આખા જગતનું કલ્યાણ ઈચ્છીએ અને તે અર્થે આપણે હાથ જે સેવા આવે તે કરી છુટીએ. આજે આટલું બસ છે ના?

બાપુના સહુને આશીર્વાદ.

# બાપુ ક્યાં છે?

શ્રી ગુ. મ.

"યદા યદા હિ ધર્મસ્ય ગ્લાનિર્ભવતિ ભારત ।
અભ્યુત્થાનમધર્મસ્ય તદાત્માનં સૃજામ્યહમ્" ॥

આમ યુગો યુગોથી માનવ-વિકાસના ઇતિહાસનો આ સુર વારંવાર ઊઠયો છે. એ ઇશ્વરનો અવાજ છે.

ગાંધીજી ધર્મના કિરણના એક અંશરૂપ જ છે. જ્યારે સમગ્ર જગત યાંત્રિક અને શારીરિક શકિતના ગર્વને લીધે જન્મેલા મોહાંધકારમાં ડૂબી ગયું હતું, ત્યારે ગાંધીજી તારક-ની પેઠે સત્ય અને પ્રેમના ઉજ્જળ માર્ગથી સ્ખલિત બનેલી માનવતાને એનું ભાન કરાવવા માટે દૃષ્ટિએ પડ્યા.

યુગો પહેલાં વનસ્પતિનુ પ્રથમ અંકુર ભૂમિના હઠભર્યા વિરોધ સામે બાથ ભીડી રહ્યુ હતું, ત્યારે અણુ-પરમાણુઓનું વિશ્વ જીવનના આ પ્રમાણ અને વિજયથી હર્ષ પામ્યું.

'વૈરાગ્યસાધને મુક્તિ, એ મારી નહીં.' એ એમનો ઉત્તર હતો, જ્યારે આપણે એમને પૂછ્યું કે શા માટે તમે હિમ-ધવલ પવિત્રતાના શિખરેથી ઉતરી આવી અમારી શેરીઓની ધૂળ અને ગંદકીમાં તમારો યાત્રિકનો ઝભ્ભો રગદોળો છો.

તેઓ આગળ કહેવા લાગ્યા, "મારો સ્વામી તો ખેડૂત જ્યાં જમીનને ખેડી રહ્યો છે અને પથરા ભાંગનારા પથરા ભાંગી રહ્યા છે ત્યાં છે. એનાં વસ્ત્રો પરિશ્રમની માટીથી ધૂળવાળાં થયાં છે. મારા દેશબાંધવોની સેવાર્થે કરેલા પરિશ્રમને લીધે ધૂળથી અંકિત મારાં પણ વસ્ત્રો થવાં જોઇએ ને."

અને તરત જ તેઓ હળ અને ચરખો, સાવરણી અને ટોપલી હાથ લે છે. રાતદિવસ તેઓ જગત્કર્તાને સાક્ષી રાખી ત્યાગમય પ્રવૃત્તિમાં મંડી પડ્યા. પરિણામે, એમની સ્વચ્છ પોતડી આસપાસની ગંદકીના ઊડેલા છાંટાને લીધે ડાઘવાળી થઈ ગઈ.

પરંતુ આ ડાઘા તારાઓની પેઠે ચમકવા લાગ્યા, અને જેના પ્રકાશમાં હજારો જણ જીવનપથ કાપવા લાગ્યં.

તેથી આજે દુષ્કાળપીડિત લોકો માટે જ્યાં ખેડૂત સખત જમીનને ખેડી રહ્યો છે, નગ્નાવસ્થામાં રહેલાં લોકોનાં શરીરને ઢાંકવા માટે જ્યાં વણકર કાપડ વણી રહ્યો છે, જ્યાં કચડાયેલો માનવી ગર્વિષ્ઠ સત્તાની સામે હિંમતભેર ઊભો રહ્યો છે, જ્યાં યાત્રિક સત્યના મંદિર ભણી લઇ જતી વાંકીચૂકી કેડીએ માર્ગ કાપી રહ્યો છે અને જ્યાં શીલની શકિતથી આચ્છાદિત એવી સ્ત્રી મનુષ્યને સત્યની અનોખી લડતમાં ઝઝૂમવા પ્રેરણા આપી રહી છે, ત્યાં ગાંધીજી છે.



# ગાંધી—ગુરુ

શ્રી. ગુરુદયાલ મલ્લિક

(જગતના મહાપુરુષો તો એકજ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સૌથી ઉંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે. આવી વિસંવાદિતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'રાગદ્વેષવિમુક્ત' મહાનુભાવ મહાત્માઓને શા રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવિંદ્રનાથ ઠાકુર એ બંને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતા તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે.)

ગાંધીજી અને ગુરુદેવ બંને સ્વદેશીના ઉપાસક અને પ્રચારક હતા. તેનું કારણ આપણે સમજી શકીએ છીએ. જે કોઈ એકવાર પોતાના 'સ્વ'નું અર્થાત આત્માનું અને તે આત્માના જે જુદાં જુદાં પાસા છે તેને ઓળખી જાય છે તે પોતાનું સન્માન જેવી રીતે જાળવે છે એવી રીતે દેશનું સન્માન જેને આપણે સ્વદેશી કહીએ છીએ તેને જાળવ્યા વગર રહેતો નથી. જેને પોતાની અંદર આત્માની ઝાંખી થઈ છે તેના માટે તે આત્માનું પહેલું બાહ્ય સ્વરૂપ પોતાનો પાડોશીજ છે. એટલા માટે જ એક મહાપુરુષે કહ્યું છે અને બીજા ઘણા ધર્મશાસ્ત્રોમાં પણ એવો વિચાર પ્રગટ કરવામાં આવ્યો છે કે પહેલા માલુમ, પ્રભુને ચાહે અને પછી ચાહે પોતાના પાડોશીને. પ્રભુ અને પાડોશીનો એકજ વખતે ઉલ્લેખ કરવામાં એક વિશેષ અને ગૂઢ હેતુ સમાએલો છે. જેને આત્મભાન થયું હોય, એની સાચી પરીક્ષા કરવી હોય તો એકજ પ્રશ્ન એને પુછવાથી થઈ શકે છે: 'તમે પ્રભુને પોતાના આત્મામાં પ્રતિબિંબિત થયેલો જુઓ છો [illegible] તો જોયો છે—એમ તમે કહો છો—પણ તમે તેજ પ્રભુને તમારા પાડોશીમાં પ્રતિબિંબિત થયેલો જુઓ છો?' જો એ કહેતો હોય હા અને તે સાચું હોય તો [illegible] એમ અનુમાન કરી શકીએ છીએ કે એને આત્મજ્ઞાન થયું છે અને તેનું આત્મજ્ઞાન ફક્ત એની પોતાની [illegible] નથી.

એવી રીતે જે કોઈ વ્યક્તિ દાવો કરે છે કે એ તો મનુષ્યજાતિને પ્રેમ કરે છે તો એની પરીક્ષા પણ એક જ પ્રશ્નથી થઈ શકે છે. 'તમે કહો છો, કે તમે મનુષ્યજાતિને પ્રેમ કરો છો, તો શું તમારા દેશના લોકોને પ્રેમ કરો

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અદ્વિતીય હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઇશુની આસપાસ બાળકો ઊભાં છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકોને જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]




બાળમંદિરનાં બાળકોને પત્રો

બધાને નોખા કાગળો તો નજ લખી શકાય એટલે પહેલાની જેમ તમારે બધાને સારુ પણ એક કાગળ દર અઠવાડિયે લખવાનો પ્રયત્ન કરીશ જે વાતો તમને મભળાવવની મારી ઉમેદ હતી તે હવે લખીને કરવાનો ઇરાદો છે. પાર પડવા એ તો ભગવાનના હાથમાં છે. તે આપણને જેમ રાખે તેમ આપણે રહીએ અને તેમ રહેવામાં સુખ માનીએ. તેથીજ આપણે પહેલું નરસિંહ મ્હેતાનું ભજન ગાઇએ છીએ "સુખદુઃખ મનમાં ન આણીયે ઘટ સાથે રે ઘડિયાં."

હવે વાત કરું. પહેલું તો ડોરિસ બહેનની નિશાળની વાત કહેવા ઇચ્છું છું. આપણે ત્યાં મ્યુરિઅલ બહેન રહી ગયાં હતાં તેના બહેન ડોરિસ. તેણે પોતાનું જીવન બાળકોને અર્પ્યું છે. આ બાળકોને સારુ સુંદર નિશાળ ડોરિસ બહેન ચલાવે છે. પુરુષ શિક્ષક કોઈ નથી બધી શિક્ષિકાઓ જ છે. નિશાળ ને બે માળ છે અગાશી મોટી છે તેમાના થોડા ભાગ ને છાપરૂ છે તેની નીચે વરસાદ હોય ત્યારે બાળકો રમે, સુવે વિ. એક વાત મેં ત્યાં જોઈ એ મને ગમી. બાળકોને બધાને રોજ બપોરના અડધો કલાક સુવાડે છે તેને સારુ નાનકડા ખાટલા, વાળી મૂકી શકાય એવા રાખે છે. યાદ રાખો કે આ બાળ બાળાઓ આઠ વર્ષની અંદરના હોય છે. જેટલાં કામ બાળકો પોતાને હાથે કરી શકે એવા હોય તે બધાં તેને હાથે જ કરાવે છે. રમતમાં શિક્ષિકા તેઓની સાથે જ રમે છે. બાળકોને હાથ મ્હો ધોવનું દાંત સાફ કરવાનું પણ બરોબર

શિક્ષિકાઓ શીખવે છે એવી એક પણ બાળકોની ક્રિયા નથી કે જેની ઉપર શિક્ષિકાની દેખરેખ નથી આ બધા ગરીબ મા બાપના બાળકો છે તેઓ ફી કંઈ નથી આપતા રમતો, કસરત, ઉદ્યોગ તો છે જ આ બાળકો તમારી જેમજ મારી સાથે ભળી ગયા હતાં.

તેઓએ મને વર્ષગાંઠને દિવસે રમકડા મોકલેલા તે બચાવીને તમારે સારુ લાવ્યો છુ. પણ હવે તો થાય તે ખરૂ આજે આટલું બસ

તા. ૨૫ ૧ ૩૨

બાપુના આશીર્વાદ



આ ચિત્રમાં બાપુ ક્યાં છે? શોધી કાઢો.

("બાલમિત્ર"ના સૌજન્યથી)

છો? તમને બીજા દેશોની વસ્તુ અને વિચારો પસંદ છે પણ શું તમે તમારા દેશની વસ્તુઓ અને વિચારોને પણ પસંદ કરો છો?' જો એ કહે હા તો સમજવુ કે એની મનુષ્યજાતિ માટેની લાગણી સાચી છે.

જે કોઈ વ્યક્તિ ધર્મપરાયણ હોય છે તે પહેલા પોતાની આસપાસના લોકોની સેવા કરવાને વધુ હોંશ રાખે છે એટલા માટે ગાંધીજી અને ગુરુદેવ ઘણીવાર જે વસ્તુઓ, પહેરવાની અને ખાવાની જ્યાં તેઓ રહેતા ત્યાંની જ વાપરતા. જો કે ગુરુદેવ કોઈકોઈ વાર સૌંદર્ય વશ થઈ (કારણ કે તેઓ તો કળાકાર અને કવિ હતા ને!) વિદેશની વસ્તુઓ અને વિચારોને પણ વધારે પસંદ કરતા. ગાંધીજી દેશની બનાવેલી વસ્તુમા કોઇ વખતે કંઇ ખામી કે અપૂર્ણતા જોતા તો તે ખામી અને અપૂર્ણતા પોતાના દેશ માટે અને દેશના લોકો માટે જે તેઓ લાગણી ધરાવતા તેનાથી તે વસ્તુને પોતાની નજરોમા સુંદર બનાવી દેતા અને એનો સ્વીકાર કરી લેતા.

સંસ્કૃતિ અને વિચારની દૃષ્ટિથી પણ સ્વદેશીનું મૂલ્ય છે કારણ કે અમે અમુક દેશમાં જન્મ્યા છીએ તો તે દેશની સંસ્કૃતિનું જ્ઞાન અને તે દેશની વિચારધારાની માહિતી આપણા જે પૂર્વજન્મના સંસ્કાર છે એની પુષ્ટિ માટે અગત્યના છે. ગુલામીનું સૌથી ભયંકર પરિણામ છે ગુલામને પોતાની સંસ્કૃતિનું ભૂલી જવું. એ સંસ્કૃતિનું આપણને જ્ઞાન થાય એટલા માટે ગાંધીજી અને ગુરુદેવ બંનેએ પોતાની ભાષામા બોલવાનું, લખવાનું, પોતાનું માહિત્ય વધવાનું અને પોતાની કળાને વિકસિત કરવાને માટે સ્વદેશીની ઘોષણા કરી હતી

સ્વદેશીનો અર્થ એ નથી કે વિદેશી વિચારો અને વસ્તુઓની ઘૃણા કરવી પણ જ્યાસુધી માણસ પોતાની સ્વદેશી સંસ્કૃતિ અને આચારવિચારની બરોબર ખૂબી નથી જોતો ત્યાંસુધી તે વિદેશી સંસ્કૃતિને આચારવિચારમા એની સાચી ખૂબી નથી જોઇ શકતો. જેમકે એક નાના બાળકને ચાલવાનું શીખવવું હોય તો ચાલણગાડી અથવા તો એના કોઇ વડીલના હાથના ટેકાની જરૂર પડે છે એવી રીતે દરેક માણસને જગતમા માથુ ઉંચુ કરીને ચાલી શકે અને વર્તી શકે એના માટે એના દેશની સંસ્કૃતિની માહિતીની બહુ જરૂર છે.

એક અવસ્થા એવી જરૂર આવે છે જયારે માણસ સાચી રીતે અંદરથી એવુ અનુભવે છે કે આખી વસુધા એકજ કુટુંબ છે જેમા પોતાના અને પારકાનો ભેદભાવ નથી રહેતો. પણ એવા મનુષ્યો જગતમા બહુ ઓછા છે. સાધારણ માણસની દૃષ્ટિ પોતાની નાત અથવા દેશ સુધી સિમાબધ્ધ હોય છે. સ્વદેશીનું સેવન માણસની દેશભક્તિનું એક સાચું માપ છે.

---

* [અનુસંધાન પૃ ૧૦થી] એ કે જે પોતાને પ્રતિકૂળ હોય તે બીજા પ્રત્યે ન આચરવું.

જે કરોડો ગ્રંથોમાં કહેલુ છે તે હુ અર્ધા શ્લોકમાં કહીશ. તે એ કે બીજા પર ઉપકાર કરવો એ પુણ્ય છે, અને બીજાને પીડા કરવી એ પાપ છે.

સૂર્ય, ચંદ્ર, વાયુ, અગ્નિ, આકાશ, પૃથ્વી, જલ, હૃદય, યમ, દિવસ અને રાત્રિ, અને સવાર, અને ધર્મ પોતે મનુષ્યનું આચરણ જાણે છે, એટલે મનુષ્ય પોતાનો ... ી શકતો નથી.

# કર્મ યોગનો ભાવ

સંપાદકો
હેમંતકુમાર નીલકંઠ
નંદલાલ ભોગીલાલ શાહ

[પૂજ્ય બાપુજીના મન્સંસમર્પણની જાણે આગાહી કરતું હોય તથા એમના કર્મયોગનું રહસ્ય સૂચવતું હોય તેવું આ કાવ્ય હિંદના અંધારકાળમાં જાન્યુઆરી ૧૯૪૪માં લખાયું હતું]

કામને આવકારે જે એને કામ બધી રીતે
કામ ઉકેલવા યોગ્ય આપે શી સૂક્ષ્મ બુદ્ધિ તે!

કામ ઉકેલતાં જેને આવડે પૂરું પામરું
મુશ્કેલી કામની એને શોભાવી ના શકે કશું.

ચારે બાજુ તણી કામે ભલે લાગે અશક્યતા
હૃદયમાવાસ નો યે જો, બેસી તેથી રહે ન ત્યાં.

પોતાનાથી થતું જે જે કામ ઉકેલવા બધું
કરે છે ચિત્ત પ્રેર્યું, ત્યાં વિચારી કામ હેતુનું.

પાસા સૌ પડતા લાગે કામના અવળા ભલે
નામીપામ છતાં તેથી કોઈ રીતે નહીં થશે.

કામને વળગી જે રે' કામપૂરું થતાં સુધી
નિરાશા શી પછી એને રહે કોઈ પ્રકારની?

કામમાંથી નિરાશા જો લાગે જેને હદે કશી
પાર એ પાડવા કામ એને લાગી તો નથી.

વાંછા કેળવવા ઊંડી, કામને પાર પાડવા
ઊંડું રહ્યા વિના કામે તમન્ના પ્રાણી થાય ના.

ફળાવા કામનો હેતુ કામ સૌ કરની પજે
જેનામાં ભાવના રે' છે હેતુ એનો ...

હેતુ ફળાવવા માટ, અનિચ્છા હોય, કામ તે
આવે છે કરવાનું કે, થવો ત્યાં ખેદ ના ઘટે.

આણીને ઊલટું એવા કામે લક્ષ પરોવીને
પ્રેમભાવ વધુ રાખી કામ ઉકેલવું ઘટે.

જતાં ઉકેલવા એવું કામે નિષ્ફળતા મળે
એવી નિષ્ફળતા ત્યારે વધારે ચેતના હરે.

ચેતનાશક્તિ શી ઉગ્ર તેજસ્વિનપણે થશે!
કામ ઉકેલવા પોતે સેવે સર્વ ઉપાય તે.

જે જે કે સૂઝે એને વિચારી એની યોગ્યતા
કરી જોયા વિના એવો રે' શે ના-કોઈ રીત ત્યાં.

પોતાની ભાવની આડે જે જે વચ્ચે ઊભું હશે
ખાલી જોયાં કરી એવો હાથ જોડી ન બેસશે.

પોતાના ભાવથી ઊંધી ભાવના-પ્રસરાયલી
જોઈ, ઉદ્વિગ્નતા જેને લાગે, વિચારશે મથી.

પ્રભુની પ્રાર્થનામાં મો એવો લાગી જશે હદે!
ઉકેલાઈ જવા ગૂંચ, આર્તનાદ પુકારશે.

પોતાને વેઠવાનું સૌ યત્નભાવે કરી હદે
નોતરીને સ્વીકારી લે આપત્તિ થવા દૂર.

પોતાથી બનતું સર્વ જો કર્યા ના છતા ફળે
હેતુ તે કામનો પૂરો પોતાને ત્યા વિચારશે.

પોતાની ભૂમિકા યોગ્ય થવા કાજે બધી રીતે
ઊંડુ ઊંડુ વિચારીને તેવો ત્યા શો મથ્યા જશે.

શા પૃથક્કરણે ઊંડા પ્રોવાઇ તે હદે જશે!
શક્તિ વધારના એવો યજ્ઞે આહુતિ આપશે.

પ્રભુને બારણે એવો પોતાની ધા શી નાખશે!
હોમના સર્વ પોતાનુ એને ઉત્કટતા થશે.

અધીરો ના થશે પાછો સ્વસ્થતા ના ગુમાવશે
વિચારી સર્વ બાજુથી રાખે છે તોલવાનુ તે

પગી ના ભૂસકો એવો અચિંતો મારશે કશે
ગોઆગોઅપણુ ત્યા ત્યા પોતાનુ ઊંડુ માપશે.

પ્રભુહાથે પરો છે પોતાને એમ માનીને
જાત બચાવવા એને જરાકે ના પડી હદે.

ભૂમિકાને થવા યોગ્ય પોતાના સૌ સમર્પણે
એવો તો જીવતો ભાવ ઊંડો શો રાખતો હદે!

એવા સમર્પણે હૈયા બીજાના તે હલાવશે
બીજાને તે હલાવીને ગાઢાગીથી ચલાવશે.

સદ્‌ભાવ પ્રેમ કેવો ને કેટનો આપશો હશે

તે ભાઈ તે જશે ત્યારે એવાના તે સમર્પણે.

પોતાના જીવને એવો સર્વ માનવ જાતને
ઊંચે શો લાવવા કેરા યજ્ઞો આદરતો, જીવે.

પોતાને એકનો માને, પોતાનામા ઘણા વણ્યા
એ રીતે વર્તતો એવો સર્વ-ક ચાણુમા સદા

કામમા યજ્ઞનો ભાવ પરોવી કામ સાધવા
ઈતિજારી હદે રાખે કામમા તે જશે કર્યા.

કામથી કામનુ થાય કામમા સૌ સમર્પણુ
સર્વ પ્રકારનુ શ્રેય એ મમ પ્રભુતર્પણુ

જીવતુ મરતુ એને બન્નેમા ભાવ એક શો!
પ્રભુ માટે બધા એના જે તે સર્વ પ્રકાર તો

પ્રભુનો પ્રેમ એવાનો નૈસર્ગિક પણે હદે
એને સમર્પવાવે શો! ઉકેલી કોણ તે શકે?

વિશ્વ ઉત્ક્રાંતિનો યજ્ઞ કેવો ચાલે સનાતન!
હોમાય આદિથી એમા કેવાં ઉત્કૃષ્ટ જીવન!

જતા હા! માનવી જાત એવી ને એવી પામ
ચઢે પાછી પડે નીચે, એનો શો ગૂઢ એ ક્રમ

પ્રભુને પાદ ધા મારી ' એને સૌ છાજતુ થવ
જે તે બને થતુ રે' જો એને માટે જગ સદા

સુધારો — 'બાપુ ક્યાં છે" પાનુ ૨૦ આ લેખમા ત્રીજી કંડિકામા 'વિજયથી હર્ષ પામ્યુ" ત્યાં નીચેનો ભાગ ઉમેરીને વાચવુ.

એવી જ રીતે જ્યારે બાપુજી દિવ્ય-સત્યના અવલોકન-શિખરથી ઉતરીને અમારી વચ્ચે આવ ત્યારે અમે એમની મુખ તરફ જોયુ અને અમારા જીવનમા પુનર્જન્મ અને આત્માની ઉન્નતિ અ આનન્દ અનુભવ્યો.

# બોધામૃત

(કોને મહાપુરુષ કહેવા? આ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન રીતે આપી શકાય છે પરંતુ એક વિશેષ ગુણ મહાપુરુષમાં હોય છે, તે એનું ઊંડું અને સુવિશાળ જ્ઞાન. એ જ્ઞાન સર્વદા નદી સ્વરૂપે વહેતુ હોય છે. એ નદીના જળથી પ્રત્યેક જણ પોતાની આનંદિક અને આત્મિક તૃષ્ણા છિપાવે છે.

એ જ નદીમાંથી અહીં, પ્રત્યેક અંકમાં, થોડા બિંદુઓ જિજ્ઞાસુઓની તરસ છિપાવવા આપવામા આવે છે.)

ગાંધીજી

જો મનુષ્ય આધ્યાત્મિક માના જાતા હૈ, ઔર વ્યાધિગ્રસ્ત રહતા હૈ, તો ઉસમેં કુછ ન કુછ દોષ હૈ હી.

અગર હમ સોચેં કિ હમારે પાસ બહુત કામ હૈ તો હમ ઘબરાહટમેં પડ જાયેંગે ઔર કુછ નહીં હોગા. અગર હમ શાંત રહકર પહાડ જીતને કામકો ભી એકબાર શુરૂ કર દેં તો દિન પ્રતિદિન આસાન હોગા ઔર ખતમ હોગા

અપને દોષ હમ દેખના નહીં ચાહતે હૈં દૂસરોં કે દેખને મેં હમે મજા આતા હૈ બહુત [illegible]ખ તો ઇસી આદતસે પૈદા હોતા હૈ"

સત્યાગ્રહી કહલાનેસે મનુષ્ય સત્યાગ્રહી નહીં બનતા હૈ. શુદ્ધ સત્ય કા પાલન કરને સે હી મનુષ્ય સત્યાગ્રહી બનતા હૈ.

દૂધમેં જહર હૈ તો દૂધકો ફેંકતે હૈં ઉસી તરહ અચ્છે કે સાથ પાખંડ જહર હૈ તો ઉસે ફેંકો.

કસ્તુરચંદ કહતે હૈં સુવ્યવસ્થિત સંસ્થાનમેં ધનસે ઉદય નહીં માના જાતા હૈ લેકિન લોગ ઔર લોગનાયક કી પવિત્રતા હી ઉસકા સચ્ચા ધન હૈ.

મન દો પ્રકાર કા હૈ. એક ઉંચે લે જાતા હૈ, દૂસરા નીચે. ઇસે હમ બરાબર સોચેં ઔર પહચાનેં.

જૈસે હમારી પીઠ દૂસરા આદમી હી દેખ સકતા હૈ, હમ નહીં. ઉસી પ્રકાર હમારે દોષ ભી હમ નહીં દેખ સકતે હૈં.

# સંતો-ભક્તો-શહીદો

(સંતોનું જીવન પારસમણિ જેવું છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને સંતનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે. એથી જ આપણાં દેશમાં સતસંગને સાધનાનું એક મુખ્ય અંગ ગણવામાં આવ્યું છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઈને કોઈ સંતના જીવનની રૂપ-રેખા આપવાનું ઉચિત ગણ્યું છે.)

## તપસ્વી અહમદ હર્બ

અહમદ હર્બ એક મહાન સાધક, વૈરાગી અને જ્ઞાની પુરુષ હતા. તેઓ પ્રાયઃ નેશાપુરમાં જ રહેતા. તપસ્વી ઈયિદાએ એકવાર પોતાના મિત્રોને કહેલું કે "હું મરું ત્યારે મારું માથું તપસ્વી અહમદ હર્બના ચરણમાં નમેલું હોય એવી મારી આકાંક્ષા છે.

નેશાપુરમાં બીજો એક અહમદ નામનો વ્યાપારી હતો. તપસ્વી અહમદ હર્બ જેવા ધાર્મિક હતા તેવો જ તે વેપારી અહમદ સ્વાર્થી હતો. એ વેપારીની વાત પછી કરીશું.

અહમદ હર્બ અલ્લાહના રટણમાં એવા તલ્લીન થઈ જતા કે તેમને બીજી કોઈ વસ્તુનું ભાન ન રહેતું. એક દિવસે તેઓ હજામત કરાવતા હતા અને મુખથી અલ્લાહના નામનો ઉચ્ચાર સતત કર્યા કરતા હતા. ઉચ્ચાર કરે એટલે હોઠ તો ફરકે જ. હજામે તપસ્વીને અરજ કરી કે "એકાદ બે ઘડી હોઠ ફરફરાવવાનું બંધ કરો તો હોઠ ઉપરના વાળ બરાબર કાપીને ટૂંકા કરી લઉં."

અહમદ સાહેબે ઉત્તર આપ્યો કે 'તું તારું કામ કર્યા કર, હું મારું કામ કર્યા કરું છું. હજામતની ખાતર મારા વહાલા અલ્લાહનું નામ ન બોલું એ કેમ બને ?'

તેમનો જપ ચાલુ જ રાખ્યો. હજામે પણ પોતાનું કામ ચાલુ રાખ્યું. પરિણામ એ આવ્યું કે તપસ્વીના હોઠ ઉપર ત્રણ ચાર સ્થળે ઊંડા કાપા પડ્યા. તે છતાં અલ્લાહનું ભજન ન મૂક્યું.

એક વાર તપસ્વી અહમદ ઉપર તેમના કોઈ એક મિત્રે કાગળ લખ્યો. તપસ્વીએ તેનો જવાબ લખવા ઘણીવાર મનસૂબો કર્યો, પણ લખવાનો જોગ ન મળ્યો. એવી રીતે કેટલાય દિવસો નીકળી ગયા. એક વાર તેઓ નમાજ પઢવા ઊભા થયા અને પેલા પત્રની યાદ આવી.

તેમણે પોતાના શિષ્યને હુકમ કર્યો કે, 'અત્યારે ને અત્યારે પેલા પત્રનો જવાબ લખી નાખ અને તેમાં લખ કે હવે પછી મહેરબાની કરી મને પત્ર ન લખે મને કોઈના પત્રનો જવાબ લખવાની ફુરસદ નથી. અલ્લાહમાં જ સૌ તલ્લીન રહે એમ ઇચ્છું છુ. છેવટે મારા સલામ લખી પત્ર બીડી દેજે.'

એક વાર અહમદની માતા એક થાળીમાં કુકડાનું રાંધેલું માંસ લઈ આવ્યા અહમદને કહ્યું કે 'બેટા, આ કુકડો આપણે ઘરે જ પળ્યો હતો, એટલે તેને આહાર કરવામાં કંઇ વિધિ વિરૂદ્ધ નથી.'

અહમદે કહ્યું કે 'મેં એક દિવસે એ કુકડાને આપણા પડોશીના આંગણામાં દાણા ચણતો જોયો હતો. અને માતુશ્રી, આપ જાણો છો જ કે આપણા પડોશીઓ કંઇ ન્યાય કે નીતિથી નથી કમાતા. અન્યાય કે અનીતિથી કમાએલા દાણા જેના પેટમા ગયા છે એવા કુકડાનું હું માંસ ખાઉં તો મારી બુદ્ધિ પણ ભ્રષ્ટ થયા વિના કેમ રહે? મારાથી એનો સ્પર્શ પણ ન થઈ શકે.'

હવે પેલા સંસારી—વ્યાપારી અહમદની તલ્લીનતા જોઇએ. તે ધનનો ભારે લાલચુ હતો. પૈસાને અલ્લાહ જ સમજી તેની પૂજા કરતો. પૈસાની પાછળ તે પોતાનું ભાનપાન પણ ભૂલી જતો.

એક વાર તે બહારથી ઘરમાં જતા જ બોલી ઊઠયો કે 'કોણ હાજર છે? જલદીથી ખાવાનું લઈ આવો.'

ભોજનને આવતાં જરા વાર લાગી એટલે તે પોતાના ચોપડા ઉથામવા અને થેલીમાંના પૈસા ગણવા મંડી ગયો. એક દાસી ભોજનની થાળી લાવી. પણ શેઠને મોટા હિસાબી કામમાં ગુંચવાએલા જોઇ, કંઈ પણ બોલ્યા વિના ચાલી ગઈ. થોડી વાર પછી બીજી વાર થાળી લઇને આવી. આ વેળા તેણીએ બે ત્રણ વાર જોરથી બૂમ પાડીને શેઠને બોલાવ્યા, પણ શેઠ સાહેબના ધ્યાનમાં વાત ન ઉતરી. વસ્તુતઃ તેઓ પૈસાનો હિસાબ કરવામાં એવા બેભાન બની ગયા હતા કે તેમને ભૂખ તરસનું કંઈ ભાન ન રહ્યુ. બીજી વાર દાસી નિરાશ થઈ ચાલી ગઇ. ત્રીજી વાર આવી ને શેઠને બોલાવવા છતાં કંઈ જવાબ ન મળ્યો એટલે થાળી લઈને ચાલી ગઇ. ચોથી વાર આવીને બોલાવ્યા. પણ ઉત્તર ન મળ્યો એટલે દાસીએ શેઠની પાસે બાજઠીને બેસી, થાળીમાંના રસાની બે ત્રણ આંગળી શેઠને ચટાડી. શેઠ સાહેબ ધ્યાન આપ્યા વિના દાસીની આંગળી ચાટી ગયા, પણ રૂપિયાના વિચારમાંથી તેમનું ચિત્ત ન ચળ્યું. થોડી વાર પછી હિસાબી કામ પૂરું થતાં તેઓ ધ્યાનમાંથી જાગ્યા અને જોયું તો હોઠ ઉપર ભોજનની એઠ ચોટી રહેલી. તેમણે માની લીધું કે ભોજનવિધિ તો ક્યારનીયે પૂરી થઈ ગઈ છે. ઊઠીને કોગળા કર્યાં અને પાછા હિસાબી કામમાં વળગી ગયા. પોતે પૂરેપૂરું ખાધું છે કે નહી તેનું પણ ભાન ન રહ્યું

તપસ્વી અહમદને એક પુત્ર હતો. તે ભારે વ્યસની, દુરાચારી અને અવિવેકી હતો. એક વેળા નેશાપુરના કેટલાક પ્રતિષ્ઠિત ગૃહસ્થો અહમદ સાહેબને ત્યાં મળવા આવ્યા. પેલો છોકરો દારૂમાં

# પ્યારાબાપુ

— આ નવા વર્ષથી અંક હવે દર માસની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થશે —

રૂપાયતન

## પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી અને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંનાં સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | — | રૂપિયા છ |
| પરદેશમાં | — | બાર શિલિંગ |
| છૂટક નકલ | — | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય
'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે
મુંબઈ–૨૪

'પ્યારાબાપુ'નું લવાજમ નીચેના સ્થળેએ ભરી શકાશે.

શ્રી. કુસુમબહેન ગાંધી
રાષ્ટ્રીય શાળા
રાજકોટ

શ્રી. ગોકળદાસભાઈ કરસનદાસ
ઠે. ખટાઉ મકનજીની દુકાને
ગોવિંદ ચોક, મુળજી જેઠા મારકેટ
મુંબઈ ૨

શ્રી. નેણશીભાઈ જેઠાલાલ
એલ. અમૃતલાલ કું.
મોરારજી ગોકુળદાસ મારકેટ
કાલબાદેવી મુંબઈ

શ્રી. રમણિકભાઈ મેઘાણી
ઠે એલ. કે. મેઘાણી
૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ જે. વજરીઆ, પો. બો. ૧૨૬, નૈરોબી એ ઠેકાણે ભરી શકાશે.

— શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી —
પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી "પ્યારાબાપુ" નહેરુ રોડ, વિલેપારલે.

# એકાદશ વ્રત.

અહિંસા સત્ય અસ્તેય બ્રહ્મચર્ય અસંગ્રહ ।
શરીરશ્રમ અસ્વાદ સર્વત્ર ભયવર્જન ॥
સર્વધર્મી સમાનત્વ સ્વદેશી સ્પર્શભાવના ।
હી એકાદશ સેવાવી નમ્રત્વે વ્રતનિશ્ચયે ॥



વિપદો નૈવ વિપદ સંપદો નૈવ સંપદ
વિપદ્વિસ્મરણ વિષ્ણોસ્સંપન્નારાયણસ્મૃતિ:

વિપત્તિઓ આવી વિપત્તિ નથી, અને સંપત્તિ આવી સંપત્તિ નથી, પણ વિષ્ણુ-વિસ્મરણ એ જ વિપત્તિ છે, અને નારાયણનું સ્મરણ એ જ સંપત્તિ છે

સરોજિનીદેવીનું નામ ગાર્ગી, મૈત્રેયી' સરસ્વતી, મીરાંબાઈ વગેરે ભારતની મહાન વિદુષી અને કવિનીઓની માળામાં લેવાશે.

— કિ.ઘ.મ.

તેમની ખોટ હમેશાં સાલશે જ એમના આપણા પ્રત્યેના પ્રેમનો આપણા પર આશીર્વાદ હો, અને આપણે તે પ્રેમને લાયક રહીએ.

— કિ.ઘ.મ.

વર્ષ ૨ | ૩૦ માર્ચ ૧૯૪૯ | અંક ૨

## વિષયસૂચી



# 'બધાનું ઔષધ આત્મશુદ્ધિ છે'

ગાંધીજી

પિતાજીનો તાપ પ્રેમપૂર્વક સહન કરવો. જો ... પોતે દૃઢતા ન બતાવી શકે તો તેનો બચાવ કરવો અશક્ય માનું છું. આત્મા આત્માનો મિત્ર છે અને શત્રુ પણ છે. પેલા બાળવિવાહ બાબતમાં જે યોગ્ય પ્રયત્ન થાય તે કરીને શાંત રહેવું ઘટે છે. <u>બધા અન્યાયોને પહોંચી શકાતું નથી</u> કૌટુંબિક સામાજિક સમસ્યાનો નિકાલ એ સ્વરાજથી ભિન્ન વસ્તુ નથી. પ્રત્યેક ક્ષેત્રમાં થતો સુધારો આપણને સ્વરાજ ભણી લઈ જાય છે. બનાવાનની રીયાસતમાં જે ઉપદ્રવ થાય છે તે બાબતે કારભારીને રીતસર કહેવાતું હોય તે કહેવું તેનો ઉહાપોહ કરવો ને શાંત થવું લોકોમાં આંદોલન થઈ શકે તે કરવું ઘટે. <u>બધાનું ઔષધ આત્મશુદ્ધિ છે.</u> જો આત્મા માત્ર એક છે તો વિશ્વાસ રાખવો કે આત્મશુદ્ધિથી આખા જગતનું કલ્યાણ થાય છે. આપણને પણ અમુક પ્રસંગે કર્તવ્યનું ભાન તુરત થાય છે. આપશુદ્ધિ એટલે તપ છે. તપબલ વિષે બાલકાંડમાં તુ[illegible] સ્તુતિ છે તે વિચારી જવી.

[અપ્રગટ પત્રમાંથી]



# બાપુનાં પ્રિય ભજનો

પ્રાણિ તૂ હરિસેં ડર રે, તૂ ક્યોં રહા નિડર રે?
ગાફિલ મત રહ ચેત સબેરા મનમેં રાખ ફિકર રે.
જો કુછ કરે બેગ હી કર લે, સિર પર કાલ જબર રે.
કાલે ગોરે તન પર ભૂલા, તન જાયેગા જર રે.
યમકે દૂત પકડ કર ઘીસે, કાઢે બહુત કસર રે.
હરિ ભજ હરિ ભજ હરિ ભજ પ્રાની, હરિકો ભજન તૂ કર રે.
વ્રજકિશોરપ્રભુપદ નૌકા ચઢ, ભવસાગરકો તર રે.

હે જીવ, તું ભગવાનથી ડરીને સીધે માર્ગે ચાલ. જાણે ભગવાનની તને બીક જ ન હોય એમ તું કેમ વર્તે છે? તું ભાન ભૂલી જા મા, ઝટ ઝટ ચેતી જા, અને મનમાં ખટકો રાખ. સેવા તથા પરોપકારના કામ તારે કરવાનાં છે તે ઝટપટ કરી લે; કારણ તારા માથા ઉપર કાળનું વિકરાળ ચક્ર નિરન્તર ફર્યા કરે છે. કાળા કે રૂપાળા તારા શરીર ઉપર તને મોહ થાય છે, પણ એ શરીર એક દિવસ અગ્નિમાં આહુતિરૂપ થઈ પડવાનું છે તેની તને સરત નથી રહેતી. યમરાજાના દૂત તને પકડીને ભોંય ઉપર ઢરડશે, અને તેં કરેલાં એકેએક પાપને કારણે તારે શરીરે પીડા તથા મનમાં દુ:ખ ભોગવવું પડશે. એટલે તું દોષે ભરાવું રહેવા દે, પરદુઃખભંજનરૂપ દેવસેવા કર, અને એ સેવાને પ્રતાપે ભગવાનના ચરણકમળરૂપ નાવ ઉપર ચડીને ભવસાગર તરી જા.

દ. વા.

# બોધામૃત

(કોને મહાપુરુષ કહેવા? આ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન રીતે આપી શકાય છે પરંતુ એક વિશેષ ગુણ મહાપુરુષમાં હોય છે, તે એનું ઊંડું અને સુવિશાળ જ્ઞાન. એ જ્ઞાન સર્વદા નદી સ્વરૂપે વહેતું હોય છે. એ નદીના જળથી અનેક જણ પોતાની આનતરિક અને આત્મિક તૃષ્ણા છિપાવે છે.

એ જ નદીમાંથી અહીં, પ્રત્યેક અંકમાં, થોડા બિંદુઓ જિજ્ઞાસુઓની તરસ છિપાવવા આપવામાં આવે છે.)

## ગાંધીજી

દેવ કા કોઈ ભી નામ હો લેકિન ઉસમેં દેવ કે ગુણ હો તો હમ ઉસે અવશ્ય નમસ્કાર કરે.

તબ દેવ કૈસા હો? નિરંજન નિરાકાર, તો ભી સબ ગુણો કા ભંડાર ઔર સબ ગુણ હોતે હુએ ભી નિર્વિકાર. તબ દેવ પુલિંગ ક્યોં? યહ વ્યાકરણ કી બાત હુઈ. હમારા દેવ નિરાકાર હોને કે કારણ વહ ન પુરુષ હૈ ન સ્ત્રી

મનુષ્ય જબ એક નિયમ તોડતા હૈ, તો દૂસરે નિયમ અપને આપ ટૂટ જાતે હૈં

અંગ્રેજી કહાવત ઠીક હૈ કિ મનુષ્ય સચ્ચી મૌત સે કમ મરતા હૈ, લેકિન ડર કે મારે કોઈ રોજ મરતે હૈં, કોઈ રોજ નહીં તો બારબાર, મરતે હૈ. મૈંને બતાયા હૈ કિ સચ્ચી મૌત તો અશાંતિ મેં સે મુક્તિ હૈ, ડરસે મરના અશાંતિ બઢાના હૈ, ઔર મનુષ્ય કા હાલ બૂરા હોતા હૈ.

જીંદગી ગુલાબ કે સમાન માની જાતી હૈ, જીંદગી મેં ભી કાંટા ભરા હૈ ઇસલિયે.

સચ કહેં તો ડર એક હી હોના ચાહીએ, વહ હૈ મૈલા યા જૂઠ કહને સે ડરના.

કચ્ચા ધાન ફેંકને લાયક હૈ એસા હી કચ્ચે કામકો સમજના.

ક્યા બાત હૈ, આદમી સચ કહને ઔર કરને સે ડરતા હૈ જૂઠ સે નહીં.

(૧૯૪૯)




ગુ. મ.

"બા, હું પણ આજે મેળામાં જઇશ. જઉંને બા?" અગિયારેક વરસના એક છોકરાએ સવારે ઉઠતા જ પોતાની માને કહ્યુ.

"દીકરા, મેળો ક્યો ને વાત કઇ? તને વળી એ કોણે કહ્યુ?" બાએ છોકરાને પાસે લેતા પૂછ્યુ.

"જોને બા, ગઈ કાલે સાંજે જ્યારે હું કુવા પર પાણી ભરવા ગયો હતો, ત્યારે આપણા ગામના પટેલ આપણા પાડોશીને કહેતા હતા કે આજે સાંજે અહીંથી બે ગાઉને છેટે ગાંધી મહાત્મા આવવાના છે અને એકાદ કલાક લોકોને કાંઈ ઉપદેશ કરીને બીજે ઠેકાણે જશે. એ મેં બધુ સાભળ્યુ છે. મને થયુ ગાધીજી અહીં સુધી આવે ને 'હુ દર્શન ન કરું' એ કેમ બને? કુવા પરથી આવીને તને એ વાત કરવાનો હતો પણ કોણ જાણે કેમ હું વિસરી ગયો. બા, હુ ત્યા જઉં ને?"

"જજે દીકરા, ખુશીથી જજે." બાએ છોકરાના માથેવ હાલભર્યા હાથ ફેરવતા કહ્યું અને કંઇ વિચારમાં પડી ગઈ.

"પણ બા, તું પણ મારી સાથે આવે તો કેવું સારું? મને પણ થોડી નિરાંત રહે અને તને ગાધીજીના દર્શન થાય." છોકરાએ બાના મુખ ભણી જોઇને ઉમંગથી કહ્યુ.

બાની આંખ ભીની થઈ ગઈ. લુગડાના છેડા વતી આંખો લૂછીને બા કહેવા લાગી, "દીકરા, તારી વાત તો સાચી છે. પણ હું શી રીતે આવું? બહાર પહેરી જવા જેવું મારી પાસે એકાદ લુગડુંયે નથી. દીકરા, તારા બાપુ જતા આપણી બહુ કફોડી હાલત થઈ ગઇ છે રાતદિવસ મહેનત મજૂરી કરી માંડમાંડ આપણે પેટનો ખાડો ભરીએ છીએ. કેટલા મહિનાથી આ ફાટેલો જૂનો સાડલો પહેરીને હું ચલાવું છું

આવા ફાટેલા અને ગંદા સાડલામાં હું શી રીતે આવું? તું જ કહે ને?"

છોકરો જરા મૂંઝાયો. તે બોલ્યો, "બા, તારી વાત તો સાચી છે. પણ મારી આ ધોતી પણ ફાટેલી જ છેને? હું તો આ ફાટેલી ધોતી પહેરીને જ મેળામાં જઈશ બા, હું તારે માટે મેળામાંથી કોઈ સારી વસ્તુ લઈ આવીશ અને તને બધી વાત કહીશ."

છોકરો નાહી ધોઈને મેળામાં જવા માટે તૈયાર થઈ ગયો. બાએ રસ્તામાં ખાવા માટે બે બાજરીના રોટલા અને થોડી ડુંગળી બાંધી આપી અને હાથમાં ચાર આના મૂક્યા. છોકરાએ બાને નમન કર્યું. બાએ એના માથા પર આશિષભર્યો હાથ મૂકીને કહ્યું, "મારા વહાલા દીકરા, સંભાળીને જજે હોં! મેળામાં ભીડ ઘણી હશે. મેળામાંથી કોઈ ચીજ લઈ ખાતો નહીં. બહારનું ખાશે તો માંદો પડશે ભૂખ લાગે તો આ ભાથું ખાજે અને નદીનું મીઠું પાણી પીજે."

"બા, તું કહે છે એમ કરીશ બા હવે જાઉં ને?"

બાથી છૂટો પડી છોકરો ચાલતો ચાલતો મેળામાં મધ્યાહ્ન સમયે પહોંચ્યો. લોકોની ભારે ઠઠ જામી હતી. એક ખુણામાં મંચ બાંધ્યો હતો અને તેના પર મહાત્માજીને બેસવાની વ્યવસ્થા કરી હતી. બાજુમાં ત્રિરંગી ઝંડો ફરકી રહ્યો હતો. બાપુજીને આવવાની હજી વાર હતી. ચારેક કલાકનું હજી અંતર હતું બાપુપ્રેમી જનતા તો ક્યારની આવીને ત્યાં બેઠી હતી. લોકો માંહોમાંહે બાપુજીની ગુણગાથાનો અખૂટ રસ લૂંટતા હતા

પેલો છોકરો તો થાકીને એવો લોથપોથ થઈ ગયો હતો કે એક વૃક્ષની શીળી છાયા હેઠળ જરા લંબાવ્યું ત્યાં તો નિદ્રાધીન થઈ ગયો. જ્યારે એની આંખ ઉઘડી ત્યારે ત્રણેક વાગ્યાનો સમય થયો હતો. ઉકળાટ ઘણો જ હતો એથી એને થયું લાવને જરા નદીએ સ્નાન કરી આવું

સ્નાન હજી પૂરું થયું નહોતું ત્યાં તો "મહાત્મા ગાંધીજી કી જય"ની ગગન ભેદી ઘોષણા થવા લાગી પેલા છોકરાએ સત્વર સ્નાનવિધિ પૂરી કરી, કપડા પહેરી, મંચ ભણી જવા પગલાં માંડ્યા લોકોની એવી ભીડ હતી કે તે મંચ આગળ જઈ શક્યો નહીં

થોડી વારમાં ગાંધીજી ત્યાં આવી પહોંચ્યા અને મંચ પર તેઓ બેઠા એટલે બધે શાંતિ પ્રસરી ગઈ. બાપુજીએ પ્રવચન શરુ કર્યું. બાપુજીએ લોકોને રેંટિયા ચલાવવાની, અસ્પૃશ્યતા નિવારણની, સત્યનું પાલન કરવાની, સેવાધર્મને જીવનમાં ઉતારવાની સલાહ આપી. <u>"સત્ય સારો ધર્મ છે અને અહિંસા તેની સિદ્ધિનું સાધન છે." આ એમના આખા પ્રવચનનો મર્મ હતો.</u>

પ્રવચન પૂરું થયું અને લોકો હર્ષઘેલાં બની 'મહાત્મા ગાંધીજી કી જય'ના ધ્વનિને વાતાવરણમાં ગૂંજતો કરીને વિખેરાવા લાગ્યાં.

ગામડીયા બાળકે બહુ જ ભક્તિભાવથી પ્રવચન સાંભળ્યું, પણ ગાંધીજીની પાસે જઈને એમના ચરણસ્પર્શ તે ન જ કરી શક્યો! એનું મન ગ્લાનિથી ભરાઈ ગયું.

ધીમે ધીમે લોકો ઘર ભણી જવાં લાગ્યાં, પણ બાળક તો હજી રસ્તા પર ગાંધીજી

જે દિશામાં ગયા હતા એ ભણી વિચારમગ્ન નેત્રોએ જોઈ રહ્યો. એ કંઈ વિચાર કરી રહ્યો હતો. 'મારી બા માટે શું લઈ જવું?' એ સવાલ એના મનને ઉદ્વિગ્ન કરતો હતો. એ ત્યાં જ બેસી રહ્યો

સાંજ પડી. જે મેદાનમાં મેળો મળ્યો હતો એ સ્થળ પણ નિર્જન થઈ ગયું. બધે શાંતિ પ્રસરી ગઇ હતી પેલો છોકરો હજી ત્યાં જ બેસી રહ્યો હતો પાસેના ગામડાના મંદિરમાં આરતી ટાણે ઘંટારવ થયો એના મંગળમય અવાજે છોકરાના મનમાં ભક્તિઘેલા ભારતના સનાતન સંસ્કારો જાગી ઊઠ્યા પૂર્વજોથી આપણને વારસામાં મળેલી, આપણા લોહીમાં ભળી ગયેલી ભક્તિનું ઝરણું એના હૃદયમાં વહેવા લાગ્યું. એ છોકરાના મુખ પર સ્મિતની આછી રેખા અંકાઈ ગઈ. એનામાં જાણે નવા પ્રાણનો સંચાર થયો. બાપુજી જે ભૂમિ પરથી પસાર થયા હતા ત્યાંથી તેણે અત્યંત ભક્તિભાવે, વિમળ આનંદે, નિર્દોષ મુગ્ધતાથી ધૂળી ઉપાડી અને પોતાની ધોતીને છેડે બાંધી લઈ પોતાના ઘર ભણી ઉતાવળે ચાલવા માંડ્યું.

જ્યારે એ છોકરો ઘેર આવ્યો, ત્યારે રાતના નવેક વાગ્યાનો સમય થયો હતો. એની વત્સલ બા રાહ જોતી બારણે ઊભી હતી દીકરાને જોઈને એના જીવમાં જીવ આવ્યો 'આવ્યો મારો વહાલો!' એવા હર્ષના ઉદ્ગાર એના મુખમાંથી સરી પડ્યા અને તે દોડતી જઈ ભેટી પડી. આનંદભર્યા મધુર શબ્દોમાં એણે પૂછ્યું, 'બેટા, મેળામાંથી મારે માટે શું લઈ આવ્યો?'

છોકરાએ બહુ જતનથી ધોતીની ગાંઠ છોડી અને એમાંની માટી બાને આપતાં કહ્યું, "બા, તારે માટે ગાંધીજીની ચરણરજ ભેટ તરીકે હું લઈ આવ્યો છું"

પછી તેણે બાને બધી વાત કરી. બાએ મુગ્ધ ભાવે બધું સાંભળ્યું. વાત પૂરી થતાં બા બોલી, "બેટા, હવે તું સઇ જા તું ખૂબ થાકી ગયો હશે"

બાના ખોળામાં બાળક માથું મૂકી ઊંઘી ગયો. બાએ બાળકને પથારી પર સુવાડ્યો અને તે પોતે પણ સૂવાની તૈયારી કરવા લાગી. પણ આજે એને નીંદર આવતી નહોતી. વારે વારે તે બાપુજીની ચરણરજનો પોતાની આંખે સ્પર્શ કરતી હતી અને અવર્ણનીય આનંદ અને શાંતિ અનુભવતી હતી.

સવાર પડી. છોકરો હજી ઊંઘતો હતો. એ બેડું લઈ કૂવે પાણી ભરવા ગઈ. પાણી કાઢતાં કાઢતાં તે ભાવઘેલી બની ગાવા લાગી

'આજ મૈં એક અમૂલ્ય રતન, પાયો મૈં એક અમૂલ્ય રતન,
સંતન કી ચરણ-ધૂલી હૈ એક અમૂલ્ય રતન'



# બાપુનો પરિવાર

[કહેવાય છે કે એકવાર ભગવાન ઇશુ ખ્રિસ્ત ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે કોઇએ આવીને એમને કહ્યું કે એમના માતાપિતા એમને મળવા આવ્યા છે. ઇશુએ પૂછ્યું, "મારા માતાપિતા વળી કોણ છે ?" પછી થોડી વાર રહીને એમણે પોતે જ જવાબ આપ્યો, "મારા માતાપિતા, ભાઇભાંડુ તો તેઓ જ છે જે પ્રભુની ઇચ્છાનું પાલન કરે છે."

એવી જ રીતે ગાંધીજીનાં સાચા કુટુંબીજનો એ જ છે જેઓ એમના આદર્શો અનુસાર પોતાનું જીવન ઘડી રહ્યાં છે અને જે પ્રવૃત્તિઓ બાપુએ લોકોના અર્થે આરંભ કરેલી તે ચલાવી રહ્યાં છે. આ લેખમાળામાં ગાંધીજીના એવાં કુટુંબિજનોનું આછું રેખાચિત્ર જાણવા મળશે.]

## તત્ત્વચિંતક કિશોરલાલભાઈ

### ચંદ્રશંકર પ્રાણશંકર શુક્લ



કિશોરલાલભાઇના પિતાશ્રીનું નામ તો ઇચ્છારામ, પણ તેઓ પિતાશ્રીનું નામ ઘનશ્યામ લખે છે, તેની પાછળ એક બોધદાયક પ્રસંગ રહેલો છે. તેમના બાળપણમાં તેમનું કુટુંબ આકોલે રહેતું. ઘેર અળશીનો વેપાર, એટલે એક ઓરડામાં અળશીનો મોટો ઢગ કરેલો. જોડે બીજો ઓરડો, વચ્ચી ભીંત સાવ દોદળી. એ જ ભીંતની લગોલગ બીજા ઓરડામાં બાળકનું પારણું રહે. એકવાર અળશીના ઢગલાનું દબાણ એટલું થયું કે ભીંત ધસી પડી. દોડાદોડ ને ધૂમરાણ થઇ રહ્યાં. 'અરે, ત્યાં તો પારણું હતું ને તેમાં બાળુ હતો જગુ. પણ અહીંજ રમતો હતો' માબાપને થયું છોકરા ગયા. પણ શું આશ્ચર્ય! ઘરનો ધાડી નોકર બહારથી બાળુને લાવ્યો, ને જગુ કેરી ખાતો ખાતો આવ્યો. માબાપે પોતાના છોકરા તો ગયા જ માન્યા હતા. આ તો ભગવાને મોકલ્યા, એટલે એના કહેવાય. તેથી બંને છોકરાઓના પિતાનું નામ 'ઘનશ્યામદાસ'(સહજાનંદ સ્વામીનું નાનપણનું નામ) રાખ્યું. જગમોહને તો પછી થોડે વખતે સંસારમાંથી વિદાય લીધી, ને બાળુ તે આપણા કિશોરલાલભાઈ.

ફેરો. જાગો. હે વહાલાં પંખીડા.
શ્રમ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષોની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઇશુની ચારેપાસ બાળકો ઊભા છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]




આશ્રમનાં બાળકો,

તમને હમણા લાંબા કાગળો લખાય તેમ નથી. તકલીની નવી રીત પરસરામજીને આવડે છે. બાઉના જેટલી તેની ગતિ તો નથી પણ કદાચ શીખવી શકે

નારણદાસનું કહેવું છે કે ખાદીકામ, સુથારી, ખેતી, ચર્માલય, દુગ્ધાલય વિગેરે માંથી જે પસાર થાય નહિ તે શીખ્યો જ નથી એ ભાવ બરોબર છે. હજુ લગી તમે બધા આશ્રમની એક વિશેષ વાત સમજ્યા હો એમ જણાતું નથી એ આ છે ખેતી, સુથારી વિગેરે પણ કેળવણી છે અને તેથી બુદ્ધિનો અને સાથે સાથે બીજી કેટલીક ઇંદ્રિયોનો વિકાસ થાય છે. અને જો આ ધંધા કેળવણીના અંગ તરીકે શીખવવામાં આવે તો તેની કીમત અક્ષરજ્ઞાન કરતા વધારે છે એ હું આશ્રમમાં મોકલેલા કોઈ કાગળમાં બતાવી ચૂક્યો છું. એ વાત યાદ ન હોય અથવા એ લખાણ તમારા હાથમા તરત ન આવે પૂછજો એટલે ફરી લખીશ કેમકે તમારે બધાએ એ સમજવા જેવી વાત છે. આ લખવાનો એવો કોઇ અર્થ ન કરતા કે અક્ષરજ્ઞાનને હું ઉતારી પાડવા માગું છું અક્ષરજ્ઞાનની કીમત હું બરોબર સમજનારો છું. મારા કરતા તેનો વધારે સારો ઉપયોગ કરનારા ઘણા માણસો એકાએક નજરે નહિ ચડે. મારો હેતુ ધંધાઓના શિક્ષણને અક્ષરજ્ઞાનની હારોહાર મૂકવાનો છે. આટલી વાત જેઓ સમજી લે તેઓ ધંધાઓના શિક્ષણને ભોગે અક્ષરજ્ઞાન શીખવાનો લોભ કદિયે નહિ કરે. આવાનું અક્ષરજ્ઞાન વધારે દીપી નીકળશે એટલું જ નહિ પણ પ્રજાને એનો વધારે લાભ મળશે. આ વાત બરાબર સમજી ગયા હશો તો ઢોર ચરાવવા તમે બધા તત્પર રહેશો

બાપુના આશીર્વાદ –

(૧૯૮૯) ૩૯

આજ કાગળનો તરજુમો ચંદ્ર પ્રકાશને મોકલી શકો છો. પણ જો આ દલીલ ગળે ઉતરે તો જ. નહીં તો મેં તો તમને અખત્યાર

આપ્યો છે તેનો અમલ કરી શકો છો. હું નોખો ચં. પ્ર.ને નથી લખતો.

બાપુના આશીર્વાદ

ચિ ચિમનલાલ પુના ૧ ૧૦ ૪૫

તમારો કાગળ મળ્યો. તમને જેટલું ઠીક લાગે તેટલું ચંદ્રપ્રકાશને સારુ પાસ કરજો. એ કરકસરથી તેં કામ કરે છે પણ કરકસરની સાથે જ્ઞાન ન હોય તો તે મોંઘી પડે છે. મેં ચંદ્રપ્રકાશ પાસે ભવિષ્ય ભાખ્યું છે કે જ્યા સુધી આખો ક્રમ પહેલેથી છેલ્લે લગી હાથ નહીં કરે ત્યા લગી એ કદી કળાકાર કુંભાર નહીં થાય ને હંમેશા કુંભારના ગુલામ રહેશે. એની તો હરકત નહી પણ કુંભારની સેવા નહીં કરી શકે તમે મગનલાલનો ઈતિહાસ ભુલી ગયા લાગો છો. મગનલાલ જ્યારે બીબા ગોઠવનાર, મશીનીસ્ટ, માળી, પીંજારા, કાતનાર, વણનાર, ન થયા ત્યાં લગી તે તે જંત્ર ઉપર કાબૂ ન મેળવી શકયા. ચંદ્રપ્રકાશ તેમા અપવાદ નથી. બીજા દાખલા મારી પાસે છે આજ કાગળનો તરજુમો ચંદ્રપ્રકાશને મોકલી શકો છો. પણ જો આ દલીલ ગળે ઉતરે તો જ. નહીં તો મેં તો તમને અખત્યાર આપ્યો છે તેનો અમલ કરી શકો છો. હું નોખો ચં.પ્ર.ને નથી લખતો. બાપુના આશીર્વાદ

...જ્યાં જે ધંધાની કળા હાથ નથી ત્યાં તે ધંધા કંગાળ જ રહેવાના.

ચિ૦ ૨૬–૧૦–૩૨

મીલની કેટલીક રીતો કેવળ વેપાર બુદ્ધિને અંગે ઘડાયલી છે અને કેટલીક મોટા પ્રમાણમાં વસ્તુઓ ઉત્પન્ન કરવાને અંગે રચાયલી છે. તે આપણા ગ્રામ્ય ધંધાને અંગે કેવળ નકામી હોય છે. અને કેટલીક અનુકરણ કરવા લાયક પણ હોય છે વિવેક દૃષ્ટિ વાપરીને આપણે શોધી લેવું રહ્યુ. મહાદેવનું ઝીણુ સૂતર કચાસને લીધે જ ન વણાય એવુ લાગે તો તેનું દબલીન કરવાની મારી ભલામણ છે. એવા ઝીણા સૂતરને લગતાં રાચકણી આપણી પાસે ન હોય એથી ન વણાય એમ હોય, એમ લાગે તો રાચકણી પેદા કરવાં જોઇએ. આમાં રામજીનો અનુભવ કદાચ આપણને બહુ મદદ ન કરે કેમકે એટલા ઝીણા સૂતરને પહોંચી વળવા જેટલી બુદ્ધિ–શકિત એની પાસે ન હોય. એને સારુ તો અમદાવાદમાં બહુ ઝીણું વણનારા કસબીઓ છે એની પાસે તમારે પહોંચવું જોઇએ. એવો પણ સંભવ છે કે અત્યંત ઝીણા સૂતરનો ક્રમ જુદી રીતે નીકળતો હોય અને એને સારુ ઠોક વિગેરેના સાધન ખાસ નાજુક હશે કે જેથી સૂતરની ઉપર થોડામાં થોડી તાણ પડે એની પચાયત પણ જુદી હોવી જ જોઇએ. વળી એવું પણ બને કે અમદાવાદના કસબી

કેવળ ઝીણુ રેશમ જ વણતા હોય તો એને પણ અત્યત ઝીણા સૂતરની ખબર ન પડે એમ હોય તો આંધ્રદેશમા અને બગાળમા જ્યા બહુ ઝીણુ સૂતર વણાય છે ત્યાથી સાધનો પેદા કરવા જોએ અથવા ત્યા સૂતરનો નમુનો મોકલીને પૂછાવવુ જોઇએ તમે આંધ્રના વણકરોને કામ કરતા જોયા છે? પ્રદર્શનોમા આવીને તેઓ પવાયત વિગેરે કરતા હતા એ તમે જોયુ છે? પણ મે આટલુ લખ્યુ છે તે ઉપરથી તમને દિશા વધારે સૂઝશે આપણે આપણામા ઝીણામા ઝીણુ સૂતર આશ્રમમા વણવાની શકિત આવવીજ જોઇએ આ બધા લખાણ ઉપરથી તમે કદાચ એ પણ જોઈ શકશો કે સૂતરની કળાને સપૂર્ણતાએ તો યાન્ત્રિકોજ હાથ કરી શકશે અને તે કળાની ઉપર કાબુ મેળવી લઈશુ ત્યારે સામાન્ય ખાદી સારામા સારી કેમ કાઢવી એતો આપણને સાવ સહેલુ લાગશે બીજા ધધાઓ અને તેને લગતી કળા ઉપર નજર ફેરવી જશો તો પણ તમે જોઈ શકશો કે જે જે ધધાની કળા જ્યા લોકો હાથ નથી કરી શક્યા ત્યા તે ધધા કગાળજ રહ્યા છે અને કળાકોવિદ તો હમેશા યજ્ઞાર્થે કામ કરનારાજ જોવામા આવ્યા છે આપણે તેની ઉપેક્ષા કરી એટલે કરોડોનો ઘરઘરાઉ ધધો ખોઈ બેઠા હવે તો ભારે તપશ્ચર્યા કરીને યજ્ઞરૂપે તેને કેળવીએ ત્યારે જ એ ધધારૂપે સજીવન થાય આ દ્રષ્ટિએ વિચારતા તમે તમારો નિશ્ચય પાકો કરી બેઠા છો અને શાતમગ્ન લાગો છો એ મને બહુ ગમ્યુ છે

* * *   * * *   * * *

[અનુસધાન પૃ૦ ૪૩થી] આપણને દેખાય છે તેથી જ દ્રૌપદીને વિષે આપણે ગાઇએ છીએ "બમનરૂપ ભયે શ્યામ" જેને જોવા હોય તે આજે તેને રેટિયા રૂપે જોઈ લે

હુ મારી હદ ઓળગી ગયો છુ મારે બે પાનાથી આગળ નહોતુ જવુ અતિ લોભ કરુ તો ન પહોચાય

મીરાબહેનના કાગળો હુ ચિ૦ મગનલાલને મોકલ્યા કરુ છુ તે તમે બધી બહેને ધ્યાનપૂર્વક સાભળો સમજો ને વિચારો એમ ઈચ્છુ છુ મારી નજરે એ અત્યારે આપણી પાસે આદર્શ કુમારિકા છે

તમને હાસિયાવાળા સારા કાગળ ઉપર લખવાનુ કહીને રાધાએ મારી ઉપર ઠી‹ બોજો મુક્યો છે ઉપાડાય ત્યા લગી ઉપાડીશ

મારી તબિયત વિષે હુ કાઈ લખતો નથી કેમકે તે બહુ સારી છે જમનાલાલજીએ ને જાનકીબહેને મને ખૂબ બચાવીને શાતિ આપી છે મારુ વજન ચાર રતલ વધ્યુ જણાય છે બરોબર ખાઈ શકાય છે બાએ બનાવેલી પ્રમાદી હમેશા ચાખુ છુ તે હજુ લગી ચાલે છે

હુ અહીથી કાલે નીકળીશ મુબઈથી મીઠુબહેન, જમનાબહેન અને પેરિનબહેન ખાદીના કામ સારુ આવે છે તેને હુ ગોદિયા ભેળો થઈ જઇશ ગોદિયા ક્યા છે તે તમારે નકશામા જોઈ લેવું જોઇએ

માગશર સુદ ૧-૮૩

બાપુના આશીર્વાદ

૪૨ (૧૫૪૯)



[મહાપુરુષનું હૃદય માતાનું હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ [illegible] અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચ ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો નારીઓએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

### સદ્વર્તન વિના અક્ષરજ્ઞાન નકામું છે

બહેનો,

નગારી વની ચિ૦ રાધાના કાગળ પહોંચ્યા છે. પૂજ્ય ગંગાબહેન પ્રમુખ નિમાયા એ યોગ્ય જ થયું છે. પણ પ્રમુખ નિમ્યા પછી તેને તે પદ શોભાવવામાં મદદ કરવી રહી છે એ તરફ તમારું ધ્યાન ગયું? તમે નિરક્ષર બહેનને પ્રમુખ નીમીને સદ્વર્તનને ત્યાગને પ્રધાનપદ આપ્યું છે. એમ જ હોવું જોઈએ. સદ્વર્તન વિના અક્ષરજ્ઞાન નકામું છે એ વિષે કદી શંકા ન લાવજો.

પ્રમુખ એટલે મોટી સેવિકા. બીજાને હુકમ કરવાનો અધિકાર ત્યારે જ મળે છે જ્યારે તે સેવા કરવાની શક્તિમાં સહુથી ઊંચે ગયો હોય. જે હુકમ તે કરે તે પોતાના સ્વાર્થને અંગે ન હોય પણ સમાજના ભલાને અંગે. આજકાલ તો ધર્મને નામે અધર્મ ચાલે છે એટલે સાધુઓ ત્યાગી હોવાને બદલે ભોગી થઈ બેઠા છે અને તે ભોગોને અંગે હુકમ ચલાવતા થયા છે પણ તમે તો ગંગાબહેનને ધાર્મિક દૃષ્ટિથી પ્રમુખ નીમ્યા છે એટલે તમે બધી સેવિકા થવાનો પ્રયત્ન કરનારી છો તેમાં ગંગાબહેન મુખ્ય સેવિકા છે એમ તમે ઠરાવ્યું.

### ...રામ તો આજે રેંટિયામાં જ વસી રહ્યો છે...

યાદ રાખજો કે તમે બધી બહેનો હિંદમાતાને સૂતરને તાંતણે બંધાઈ છો. સૂતરને ભૂલશો તો સેવાને પણ ભૂલશો તેથી રેંટિયો ન ભૂલશો. રામ તો આજે રેંટિયામાં જ વસી રહ્યો છે. ચોમેર ભૂખમરાનો દાવાનળ બળી રહ્યો છે. તેમાં હું તો રેંટિયા સિવાય બીજો કશો આધાર નથી જોતો. ભગવાન કાંઈક મૂર્તરૂપે જ [અનુસંધાન પૃ૦ ૪૨મે]

# બાપુ અને નારીજગત

શ્રીમતી રામેશ્વરી નહેરુ

ગાંધીજી કહેતા હતા કે હું ફક્ત પુરુષ જ નથી, સ્ત્રી પણ છું, મારું અરધું અંગ સ્ત્રીનું અને અરધું પુરુષનું છે. તેથી એક જ જન્મ અને શરીરમાં હું પુરુષ અને સ્ત્રીનો પ્રતિનિધિ છું. બાપુજીના આ કથનનો અર્થ ધીમે ધીમે મારા સમજમાં આવ્યો. સ્ત્રીઓ તરફ એમનો સ્નેહ અપાર હતો. તેથી અનેક સ્ત્રીઓ એમની તરફ અનાયાસે ખેંચાતી હતી. કોઈ પણ નેતાની આસપાસ આટલી સ્ત્રીઓ વિંટળાયેલી જોવામાં આવી ન હોય જેટલી બાપુની આસપાસ દેખાતી હતી. એમાં નાત-જાત, રંગ, અવસ્થા, વર્ગ અને શિક્ષણનો કોઈ ભેદ ન હતો. બાળા, યુવતી, વૃદ્ધા, બ્રાહ્મણ, હરિજન, ગોરી, કાળી, ધનિક, દરિદ્ર, શિક્ષિત-અશિક્ષિત સૌ પ્રકારની બહેનોને એમના તરફ આકર્ષણ હતું, એમનામાં અપાર વિશ્વાસ હતો. તેઓ પોતપોતાની સમસ્યાઓ, પોતાના જીવનની મુસ્કેલીઓ લઈને એમની પાસે આવતી હતી અને બધી બહેનોને પોતાની મુસ્કેલીઓનો માર્ગ બાપુ પાસેથી પ્રાપ્ત થતો હતો. એમના સંપર્કથી શાંતિ મળતી હતી અને જીવનઅંધકારમાં પ્રકાશના દર્શન થતા હતા. આ બધું શા માટે હતું? કારણકે બાપુનો તેઓ પર સ્નેહ હતો. બાપુ તેઓની સમસ્યાઓ સમજતા હતા, સ્ત્રીની શક્તિ અને પ્રકૃતિને તેમણે સારી રીતે સમજી લીધી હતી. સૌ કોઈ જાણે છે કે બાપુનો દૃષ્ટિકોણ એક જુદો જ દૃષ્ટિકોણ હતો. સત્ય અને અહિંસા એમના જીવનના મૂળ આધાર હતાં. તેમણે પોતાના જીવનને આ બે સિદ્ધાંતોના ઢાળમાંથી વહાવ્યું છે. તેઓ પોતે તો સત્ય અને અહિંસાના ઉપાસક હતા જ, પણ સાથે સાથે તેમણે ભારત અને સમસ્ત સંસારના ઝગડાઓ અને મતભેદોનો સત્ય અને અહિંસાના હથિયારોથી ઉકેલ લાવવાનો ઉપાય બતાવ્યો હતો. હિંસક હથિયારો-તોપ, બંદુક વગેરે-નો બહિષ્કાર કરીને તેઓ વિરોધીઓને સત્યઅને અહિંસાના બળથી જીતવા માગતા હતા. તેમણે અનેક ચળવળો ઉપાડી, મોટા મોટા મોરચા માંડ્યા, પરંતુ એ સૌ અહિંસાત્મક અને પ્રેમયુક્ત હતા. દક્ષિણ આફ્રિકાનો સત્યાગ્રહ, ચંપારણનો મોરચો, ૧૯૨૦-૨૧ ની કોંગ્રેસની ચળવળ, ૧૯૩૦-૩૧ ની દાંડીકુચ એ સૌ સત્ય અને અહિંસાના સ્વરૂપો હતા. બાપુજીએ પોતાની રચેલી આ નવી યુદ્ધ-પદ્ધતિનું નામ સત્યાગ્રહ રાખ્યું અને એમને વિશ્વાસ હતો કે સત્યાગ્રહની લડાઈમાં સ્ત્રી વધારે ઉપયોગી થઈ શકે છે. તેથી શરૂઆતથી જ તેમણે પોતાની અહિંસક સેનામાં સ્ત્રીઓની ભરતી કરવાનો આરંભ કર્યો હતો. સત્યાગ્રહને માટે જે ગુણોની આવશ્યકતા છે તે છે—સ્વચ્છ મન, પવિત્ર હૃદય, અને પ્રેમ અને કુરબાની કરવાની શક્તિ. ગાંધીજીના વિચારો પ્રમાણે સ્વભાવત જ આ ગુણો સ્ત્રીમાં વધારે જોવામાં આવે છે

૨૪મી ફેબ્રુઆરી ૧૯૪૦ના 'હરિજન'માં એક બહેનના પ્રશ્નોના ઉત્તરમાં બાપુજીએ લખ્યું હતું—"હું પહેલા લખી ચૂક્યો છું કે સ્ત્રી અહિંસાની મૂર્તિ છે. અહિંસાનો અર્થ છે અનન્ત પ્રેમ એનો અર્થ છે કુરબાની કરવાની અનન્ત શક્તિ. સ્ત્રી, જે પુરુષની માતા છે, વધારેમાં વધારે આ ગુણને દર્શાવી શકે છે. ૯ માસ સુધી બાળકનો ગર્ભ ધારણ કરીને એનું પાલન ખુશીની સાથે સ્ત્રી આ પ્રેમની શક્તિથી કરી શકે છે. પ્રસૂતિના દારુણ કષ્ટ કરતાં વધારે બીજું કયું કષ્ટ હોય શકે? પરંતુ સૃષ્ટિ-વૃદ્ધિના પરમ આનન્દમાં મગ્ન બનીને નારી પોતાના કષ્ટને ભૂલી જાય છે. પછી દિવસે દિવસે બાળકના પાલનપોષણમાં એનાથી વધારે બીજું કોણ કષ્ટ સહન કરી શકે છે? અને તે વળી

જાય કે તે પુરુષના વિકાસ-ભોગની સામગ્રી છે અથવા થઈ શકે છે તો તે પુરુષની માતા, એને બનાવનારી, એની પથપ્રદર્શિકાનું ઉચ્ચ પદ ગ્રહણ કરી શકે છે. તે અશાન્ત સમાજને શાંતિનો મંત્ર શીખવી શકે છે અને સત્યાગ્રહની અહિંસક લડાઈમાં નેતા બની શકે છે. આ કામને માટે પુસ્તકોથી મેળવેલા જ્ઞાનની આવશ્યકતા નથી, એમાં તો ઉદાર અને નિર્મળ હૃદય જોઈએ જે કરુણાની અને શ્રદ્ધાથી જ બની શકે છે.' તેથી બાપુની પ્રત્યેક ચળવળમાં સ્ત્રીઓએ મોટા પ્રમાણમાં ભાગ લીધો હતો. દારૂબંધીનું કામ, વિદેશી કાપડની દુકાનો બંધ કરવાનું કામ તેઓને સોંપવામાં આવ્યું હતું. મોટી-નાની, બાળા-બાળકી, શહેરની ને ગામની બધી જ સ્ત્રીઓ હજારોની સંખ્યામાં બહાર પડી ચળવળમાં દાખલ થઈ હતી. તેઓએ લાઠીઓ ખાધી, જેલો ભોગવી, માર સહન કર્યો પરંતુ જે ઉદ્દેશને લઈને તેઓ ઘરોમાંથી નીકળી હતી તેને મક્કમપણે વળગી રહી. આઝાદીના જંગમાં ભારતની નારીઓએ જે ભાગ લીધો એની મુક્તકંઠે પ્રશંસા થવી જોઈએ.

સત્યાગ્રહની લડાઈમાં બાપુજીની પ્રેરણાથી જે ભાગ સ્ત્રીઓએ લીધો એનાથી ફક્ત દેશ જ આઝાદ નહીં થયો પરંતુ સ્ત્રી પોતાની આઝાદીની પહેલી સીડી ચઢી. જૂની રૂઢિઓનાં બંધનો તૂટ્યાં અને નારી પહેલી વાર જ ઘરની ચાર દીવાલોમાંથી બહાર નીકળી, એને માટે એક નૂતન સંસારનું નિર્માણ થયું. ઉપયોગિતાનું, સેવાનું એક નવું ક્ષેત્ર મળ્યું. સ્ત્રીનું આત્મગૌરવ વધ્યું. તેને પોતાની છુપાયેલી શક્તિઓનું પ્રથમ વાર ભાન થયું. તેને માલૂમ પડ્યું કે તે અબળા નથી, શરીરે કમજોર હોવા છતાં તે શાંતિ અને પ્રેમનો નવો સંસાર રચવામાં ઘણી કામ આવે છે. આજ સુધી તે પોતાને સ્ત્રીના રૂપમાં જ જોતી હતી. હવે તે પોતાને મનુષ્યના રૂપમાં જોવા લાગી. દેશનિર્માણના કાર્યમાં, સેવાના ક્ષેત્રમાં-થોડી સંખ્યામાં પણ-તેઓ પુરુષની અનુરૂપ સહચારિણી બની ગઈ.

ગાંધીજી બરાબર સ્ત્રીઓનો પક્ષ લઈ રહ્યા હતા. તેઓ સ્ત્રીઓને ઉચ્ચમાં ઉચ્ચ સ્થાન પર રાખવા ઇચ્છતા હતા. એક વાર એમણે લખ્યું હતું કે મારું કહેવું માનવામાં આવે તો હું ભારતના ઉચ્ચતમ સ્થાન પર એક નાનકડી હરિજન બાળકીને સ્થાપી દઉં અને જવાહરલાલને કહું કે તેઓ હરિજન બાળકીના નામે એવી રીતે શાસન કરે જેમ નાની વયના મહારાણી વિક્ટોરિયાના નામે ઇંગ્લેંડના પ્રધાનમંત્રી કરતા હતા. બાપુજી સ્ત્રીને બંધનમુક્ત અને સ્વતંત્ર જોવા જરૂર ચાહતા હતા, પરંતુ તેઓ કદી એમ ઇચ્છતા ન હતા કે સ્ત્રીઓ પુરુષોનું અનુકરણ કરે. આજકાલની સ્ત્રીઓમાં પુરુષોનું અનુકરણ કરવાની ભાવના આવી ગઈ છે. આચાર-વ્યવહાર, પહેરવેશ, વાતચીત-માં તેઓ પુરુષોના હાવભાવને અપનાવવા લાગી છે. આ વાત બાપુજીને ગમતી ન હતી. એનું કારણ તેઓ એ આપતા હતા કે પુરુષ-સમાજે સૈકાઓથી સ્ત્રીને એવી રીતે દબાવી નાખી છે કે તે પોતે માનવા-લાગી છે કે તે નીચી અને પુરુષ ઊંચો છે. તેથી બધી સ્ત્રીઓ વિચારે છે કે પુરુષનું અનુકરણ કરવું તેઓને માટે જરૂરી છે. આ વાતથી બાપુને દુઃખ થતું હતું. તેઓ માનતા હતા કે સ્ત્રી-પુરુષનો આત્મા એક જ છે તેથી તેઓની માનસિક અને આધ્યાત્મિક યોગ્યતા એક સમાન છે, તેઓના શરીરની રચના અને શારીરિક બળમાં અવશ્ય ફેર છે, કારણ કે એ બંનેનું કામ ભિન્ન છે— શારીરિક બળના ભારે કાર્યો પુરુષે કરવાના હોય છે અને ઘરબારનાં નાનાં કામો સ્ત્રીને કરવાના હોય છે. ગામના સમાજ-સંગઠનને ગાંધીજી સ્વાભાવિક માનતા હતા. તેમણે એક વાર લખ્યું હતું કે સેવાગ્રામમાં મેં બહુ ધ્યાનપૂર્વક જોયું છે કે ગામ ભરમાં લુહારોનું કામ કોઈપણ સ્ત્રી કરતી નથી. ખેતરોમાં તેઓ કામ કરે છે, પરંતુ ત્યાં પણ ઘણાં ભારે કામો પુરુષ જ કરે છે. સ્ત્રીઓ ઘર સંભાળે છે, બાળકોને પાળે છે, ઉપજ થાય એવા ધંધા કરીને પૈસા પણ કમાય છે, પરંતુ ઘરને માટે રોટલી'

કમાવાનું કામ પુરુષનું જ હોય છે.

આ પ્રકારે કુદરત અને સમાજ બંનેએ મળીને સ્ત્રી-પુરુષના કામની વ્યવસ્થા કરેલી છે, પરંતુ બંનેને શિક્ષણ અને સદ્‌ગુણોના વિકાસના સમાન હક્ક હોવા જોઈએ.

આજકાલ પંજાબના કેમ્પોમાં છોકરીઓના-હાથમાં સરકારે બંદૂકો પકડાવી છે. વ્યાયામની સાથે સાથે છોકરીઓને બંદૂકો વાપરવાનું શિક્ષણ પણ આપવામાં આવે છે. મેં જોયુ છે કે આ શિક્ષણ સ્ત્રીઓ અને તેઓનાં માતાપિતાઓને ખૂબ પસંદ છે. મોટી સંખ્યામાં છોકરીઓ દૂર દૂરથી આને માટે આવે છે. આને અનુલક્ષીને બાપુજી શું લખે છે તે પણ સાંભળી લો:–

"સ્ત્રી-પુરુષને માટે આ શરમની વાત છે કે સ્ત્રીને ઘર છોડાવીને હાથમાં બંદૂકો આપવામાં આવે જેથી તે પોતાનું રક્ષણ કરી શકે. આ રીત જંગલી છે અને આપણા અસ્તિત્વનો નાશ કરવાવાળી થશે."

બાપુજીનુ અવસાન થયુ છે. હવે તેઓ અમારી આંખોની સામે નથી, પરંતુ એમનો ઉપદેશ અમર છે. એમના શબ્દો અમારા કાનોમા સદાયે ગુંજતા રહેશે. અમારા હૃદય-પટ પર એમની વાત લખાયેલી રહેવી જોઈએ. અમારો પહેલો ધર્મ હવે એ છે કે એમને બનાવેલા માર્ગે અમે જઈએ. એમનાં અધૂરા રહેલા કામોને પૂરા કરીએ, એમના સિદ્ધાંતો પર અમારા જીવનને ઘડીએ. તેમણે અમ સ્ત્રીઓ પર વિશ્વાસ રાખ્યો હતો, અમારા પર સ્નેહ બનાવ્યો હતો, અમારી સેવા કરી હતી. અમને તેઓ ઉન્નતિને માર્ગે લઈ ગયા હતા. હવે અમારો પણ ધર્મ છે કે અમે તેમની સાચી અનુયાયિની બનીએ જેથી એમના આત્માને શાંતિ મળે.

# કેવી સુંદર ભાવના !

## નીલા ગાંધી

સામાન્ય મનુષ્યો ક્રોધ એક અવગુણ છે માટે તેનાથી દૂર રહેવા માગે છે. જ્યારે સંતપુરુષો કેવી સુંદર ભાવનાથી ક્રોધને દૂર રાખવા માગે છે તે આપણને નીચેની એક નાની પણ સરસ સારવાળી વાર્તા ઉપરથી સમજાશે.

એક સંતપુરુષ હતા. સંતપુરુષોના લક્ષણ પ્રમાણે તેમાં ક્રોધ તો હોય જ નહીં. એક વાર એક માણસે અચાનક આવીને તેને ગાળો દેવા માંડી અને એવું વર્તન કરવા માંડયું કે સામા માણસને ક્રોધ આવ્યા વગર ન રહે, પણ આ સંત પુરુષ તો શાંત ચિત્તે અને હસતે મુખે જ બેઠા રહ્યા, અને જેમ પ્રેમ વેરીને પણ વશ કરે છે તેમ તે માણસને પોતાની ભૂલ સમજાઈ અને તે સંતના ચરણોમાં ઢળી પડ્યો, અને આવું ગેરવર્તન કર્યા છતાં સંતને ક્રોધ કેમ ન આવ્યો તેનુ કારણ પૂછ્યું. ત્યારે સંતે જવાબ આપ્યો, "ભાઈ! ક્રોધ એક અવગુણ છે અને તે કરવાથી રખેને મારા બીજા સદ્‌ગુણો ઢંકાઈ જશે અને મને કોઈ દુર્ગુણી કહેશે એ ભયથી મેં ક્રોધને વશ નહોતો રાખ્યો, પણ ક્રોધ એક અગ્નિ છે અને જેમ અગ્નિ ધુંધવાય તો ધુમાડો ચારેબાજુ છવાય છે તેવી રીતે જો ક્રોધને હું મારા હૃદય કમળમાં વાસ કરવા દઉં તો તે ધુંધવાયા વગર રહે જ નહીં, અને તેનો ધુમાડો મારા હૃદય કમળમાં બીરાજતા મારા પ્રભુને લાગે તે મારા પ્રભુથી કેમ સહેવાય!" પ્રભુની પ્રતિતીની કેટલી જાગૃતિ! કેવી સુંદર ભાવના!



# ગાંધી—ગુરુ

ગુરુદયાલ મલ્લિક

(જગતના મહાપુરુષો તો એકજ કુટુમ્બના હોય છે પરન્તુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સૌથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે. આવી વિમનસ્કતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'નગદ્દ્વેષવિમુક્ત' મહાનુભાવ મહાત્માઓને એ શા રીતે ગમે?

'ગાંધી-ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભર્યા દૃષ્ટિથી દર્શન કરતા તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતુ મૂકવામા આવ્યુ છે.)

'નારી' શબ્દનો અર્થ જીવન-શાળામા હું શીખ્યો છું તે આ છે "ન અરિ" અથવા "શત્રુ નહીં." આ શબ્દનો અર્થ ભલે શબ્દકોશમા જુદો હોય કારણ કે નારીજીવનની છાપ મનુષ્યજીવન પર ભિન્ન ભિન્ન પ્રકારે પડે છે એનું નિરીક્ષણ કરતા અને એનો વિચાર કરતા મે દર્શાવેલા અર્થનો પુરાવો મળી રહે છે.

વળી નારી 'અરિ' શા રીતે હોય શકે? નર અને નારી એ બન્ને પ્રભુના સતાન છે, બન્ને એને વહાલાં છે અને એની દૃષ્ટિએ બન્ને સમાન છે. જેમ ઘરમાં ભાઈબહેનો પોતાના માતાપિતાની નજરમા એકબીજાનાં મિત્ર હોય છે, તેમ પુરુષ અને સ્ત્રી, નર અને નારી, એ બન્ને એકબીજાનાં મિત્ર છે, અથવા એવો માત્ર સંબધ તેઓ વચ્ચે ઉદ્ભવે એવી પ્રભુની ઈચ્છા અવશ્ય હોવી જોઈએ.

તેથી જુદા જુદા ધર્મોના શાસ્ત્રબદ્ધ અને શાસ્ત્રીય પુરોહિતોએ વારંવાર નારીને મનુષ્યની દુશ્મન કહી સબોધન કર્યું છે, એ તેઓનો ભ્રમ છે, ભૂલ છે, મિથ્યાવાદ છે. અને જે લોકો એવો અભિપ્રાય ધરાવે છે, તેઓને ફક્ત એકજ પ્રશ્ન પૂછીએ: "તમે કહો છો નારી એ દુશ્મન છે, પણ તમારી મા પણ એક નારી જ છે ને?" અને જો એ પોતાની માની બાબતમાં પણ એવું કહે કે તે એની દુશ્મન છે, તો માની લેવું કે એના પોતાના વિચારમાં અને દલીલમાં જરૂર કંઈક વિકાર છે

આ જ વિચારદૃષ્ટિથી જોતાં સત્વર પ્રતીતિ થાય છે કે શા માટે મહાત્માઓએ અને મહાપુરુષોએ નારીને અર્ધા પરુષ જેવું નહીં પરંતુ એનાથીયે ઉચ્ચતર સ્થાન આપ્યું છે. જો કે પ્રેમની

કરવા જનચાય છે. પૈસા હોય તો કેટલું કેટલું ભલું થઈ શકે એમ મિત્રો કહે તો આઇન્સ્ટાઇન કહેશે 'ધનને લીધે માનવજાત આગળ વધતી નથી એની મને પૂરી ખાતરી છે. મહાપુરુષોનો દાખલો લેવાથી ઉત્તમ વિચાર આવે છે, ને શુભ કામ કરાય છે. મુસા, ઈશુ કે ગાંધી આગળ કાર્નેગીના જેવા ધનના કોથળા હોય એવું તમે કલ્પી શકો છો?'

આઇન્સ્ટાઇન આગળ પૈસા આવે તો તે બીજાને આપી જ દેતો. એકવાર એ બર્લિનમાં ૧૫૦ કુટુંબોનું ભરણું નિભાવતો હતો. એનું એક ભાષણ છાપવા મળ્યું એટલે એક માસિકવાળાએ એને ૧,૦૦૦ માર્ક આપવા માંડ્યા, પણ એણે ૬૦૦ જ લીધા.

આઇન્સ્ટાઇન ટેક્સીમાં નહિ પણ બસમાં જ બેસે, જેથી કરીને પોતે મહાજનથી નોખો ન પડી જાય. અને ત્રીજા વર્ગમાં જ મુસાફરી કરવાનું પસંદ કરે, પણ એની વહુએ બહુ સમજાવ્યો એટલે બીજા વર્ગમાં બેસે છે*

*ગામેડિયનના 'આલ્બર્ટ આઇન્સ્ટાઇન' (ફ્રેંચ) ઉપરથી.

* * * * * * *

[અનુસંધાન ૫૦ પરથી]
પત્નિની શુશ્રૂષા કરવાનો પતિનો કેવો ધર્મ છે એ વિષે તેમનું જીવન પણ બુલંદપણે બોલી ઊઠતું હતું. એનો ચેપ તેમણે બીજા પુરુષોને લગાડવાનો પ્રયાસ કર્યો. કાકી કાયમના માંદા રહેતા, અનેક ઉજાગરા સુદ્ધાં વેઠીને, અતિશય મહેનત અને કાળજીથી, જેવી એમની શુશ્રૂષા વરસો લગી કાકાસાહેબે કરી એવી શુશ્રૂષા કરનારા હિંદુ પતિ ઓછા નીકળશે. સૌ. ગોમતીબહેન માંદા હોય ત્યારે કિશોરલાલભાઈ પણ રાંધે. અને નોકર મળે નહીં, એટલે બંનેના કપડાં ને વાસણ ધોવા માંજવાના લઈને નદીએ આવે એ દૃશ્ય ઘણીવાર જોવા મળેલું. બીજા કોઈને એ કામને અડવા સુદ્ધાં દે નહીં. આ પ્રસંગોની યાદ મેં વાત-વાતમાં દેવડાવી એટલે ગોમતીબહેન હસતાં હસતાં કહે 'એ વખતે મારે માટે જે કંઈ એમણે કર્યું હશે તેનું વળતર વરસોથી ચક્રવૃદ્ધિ વ્યાજ સાથે લે છે તે!' આમ ગોમતીબહેન પતિની સેવા કરે જ છે, પણ કયારેક તેમના મંત્રી ને મદદનીશ પણ બને છે, ને તેમના નિરંતર વિકસતા વિચારોને સમજવા અનુસરવા પ્રયાસ પણ કરે છે એને ખરો 'સહધર્મચાર' કહી શકાય એ વસ્તુએ જ અનાયાસે એ દંપતિને વિષે મિત્રોના મનમાં ભારે આદર ઉપજાવ્યો દેખાય છે. મુંબઈમાં કિશોરલાલભાઈના એક નિકટના મિત્ર છે, તે સૌ ઉપર પણ સદ્ભાવ રાખે છે. માણસોની પરીક્ષા કરવામાં કડક છે તેઓ થોડાંક વરસ પર મને એક પ્રસંગ વાતવાતમાં કહે 'ચંદ્રશંકર, એ જોડું ખરેખર સવારે ઊઠીને પગે લાગવા જેવું છે!'

* * * * * * *

**એ હાસ્ય!**

[આ અંકમાં પ્રસિદ્ધ થયેલી પૂ૦ બાપુજીની છબી ઈ૦સ૦ ૧૯૪૪માં ડુંગ્ટાહાઉસમાં પ્રાર્થના પછી બાળકો સાથે બાપુ વિનોદ કરતા હતા ત્યારે ઝડપાયેલી છે.

શ્રી૦ કે. જી. મહેશ્વરીજીએ આ લાક્ષણિક છબી લીધી છે ને તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

[અનુસંધાન પૃ૦ ૩૮થી]

ને અહતી છે. પણ ઉપાસનાની બાબતમા એમની દૃષ્ટિ હિન્દુધર્મના વિશાળ પ્રવાહથી બહુ જુદી નથી પડતી. ઈશ્વરની ગમે તે નામે ઉપાસના કરો, ગમે તે આકારે એને પૂજો, એના ગમે તેવાં વર્ણનો આપો, તોયે એક જ પરમાત્માની પૂજા થાય છે, એવું ગાંધીજી માને છે. માટીના પાર્થિવેશ્વર કરીને પૂજનારને માટી નથી ફળતી, પણ એની શ્રદ્ધા ફળે છે, એવું ગાંધીજી કહેનારા. વીસ ભુજાવાળો રાવણ કે હાથીના મોઢાળો ગજાનન કે ગરુડવાહન વિષ્ણુ વગેરે માણસની કલ્પનાઓ છે, ને અમુક આધ્યાત્મિક અર્થ સૂચવવા માટે ને કલ્પનાઓ ને એને લગતી કથાઓ રચાઇ છે, એમ સમજીને એ કલ્પનાઓ ને કથાઓનો ઉપયોગ કરવાને કશો વાંધો નથી એ ગાંધીજીનો વિચાર. એમની, તેમજ સમગ્રપણે હિન્દુધર્મની, આજ દૃષ્ટિ છે તેનું પ્રતિબિંબ આશ્રમની પ્રાર્થનામાં પણ પડેલું છે.

શ્રી. મશરૂવાળાની વૃત્તિ, વિચાર તેમજ આચાર બંને પરત્વે, મધ્યમમાર્ગી છે. એનો પુરાવો 'જીવનશોધન'માં પણ મળે છે. એક તરફ અનાચારને પોષતા દુર્ગુણો છે, બીજી તરફ 'પાપપુણ્ય જેવું કશું છે જ નહી" એવું કહેનારા શુષ્ક વેદાન્તીઓએ જેની નિષ્કારણ વગોવણી કરાતી છે એવો નિર્ગુણ-બ્રહ્મવાદ છે. એ બે છેડાને છોડી એમણે સદ્ગુણોના અનુશાસનનો વચલો રસ્તો બતાવ્યો છે. તે જ પ્રમાણે શ્રદ્ધા એને નાસ્તિકતા આસક્તિ અને વૈરાગ વગેરે દ્વંદ્વોમા પણ તેમણે બે છેડાનો ત્યાગ સૂચવ્યો છે. શ્રી મશરૂવાળાની ગુરુભક્તિ તેમના પ્રત્યેક પુસ્તકમા તરી આવે છે. ગાંધીજીના નિકટના સાથીઓમાથી કોઇનાયે લખાણમા આ વૃત્તિ જેટલી દેખાતી નથી તેટલી એમના લખાણોમા દેખાય છે. છતા, જે ખોટી ગુરુભક્તિ ને ગુરુપૂજા આપણા દેશમાં ચાલતી આવી છે, ને જેને આપણા દેશ અને સમાજનું ઘણું અહિત કર્યું છે, તેની સામે તેમણે નાપસંદગી પણ દર્શાવી છે, અને કહ્યું છે 'એ જગદ્ગુરુ પ્રાપ્ત થવા કરતાં અપ્રાપ્ત અને કલ્પનાગમ્ય જ રહે એવો સંભવ છે અને તેથી, ત્યા સુધી ગુરુભક્તિનું ક્ષેત્ર—માતૃભક્તિ, પિતૃભક્તિ ઇત્યાદિનાં ક્ષેત્રો જેમ મર્યાદિત છે તેમ—મર્યાદિત જ ગણવું જોઈએ. જેમ માતાપિતાથી ધર્મ પર છે, તેમ સદ્ગુરુથી પણ ધર્મ પર અને વિશેષ છે.'

આવો જ મધ્યમ માર્ગ તેમણે આચાર પરત્વે પણ બતાવ્યો છે. સાબરમતીના સત્યાગ્રહાશ્રમમા જુદી જુદી અનેક પ્રકારની વૃત્તિવાળા માણસો રહેતા. કેટલાક તપ અને સંયમના ઘણા આગ્રહી. કેટલાક કામ, કામ ને કામની તાલાવેલીવાળા. કેટલાક પોતાને માટે વિવાહિત બ્રહ્મચર્ય જેવા વ્રતો ફરજિયાત ન હોવા છતાં, સ્વેચ્છાએ તે વ્રતો લઈ નિષ્ઠાપૂર્વક પાળનારા. બીજા કેટલાક સાધારણ ગૃહસ્થની પેઠે રહી યથાશક્તિ દેશસેવા કરવાની ભાવનાવાળા. ગાંધીજીનું પોતાનું વલણ કડકાઈ તરફ ખરું; પણ તેમની ઉદારતા અને વિશાળ દૃષ્ટિને લીધે આ બધી વૃત્તિવાળાને તેમની છાયામા આશ્રય મળી રહેતો. આમા થોડાક રોજના બે આનાની કિંમતનો જ ખોરાક ખાવાનો અખતરો કરેલો વખત ચલાવેલો. બીજા થોડાક સ્વયંપાકી, અને ભાખરી જેવી એક જ ચીજ ખાવાના આગ્રહવાળા હતા. આ બીજા સમૂહમાના એક ભાઈને સમજાવતા એકવાર શ્રી. મશરૂવાળાએ કહ્યું 'તમે ભાખરી જેવી એકજ ચીજ ખાઓ તેનાથી તમને ખાધાનો સંતોષ થાય નહીં', એટલે વધારે પડતું ખવાઈ જાય, ને ફરી માંદા પડાય. એનાં કરતા અમારી પેઠ સાદો પણ સામાન્ય ખોરાક ખાતા હો, તો તમને ખાધાનો સંતોષ થાય ને વધારે પડતું ખાવાનો સંભવ ઓછો રહે' આ નાનકડા પ્રસંગમા તેમની મધ્યમવૃત્તિનું યથાર્થ પ્રતિબિંબ પડે છે.

'સ્ત્રીપુરુષ મર્યાદા'ના અતિ ચર્ચાસ્પદ વિષયમાં પણ એમનો ઉપદેશ આવા મધ્યમ માર્ગનેજ અનુસરે છે. એક તરફ વધારે પડતી છૂટ, ને બીજી તરફ વધારે પડતું બંધન, બંનેના સામે તેમને અણગમો છે. આપણા શિષ્ટસમાજમાં વિવેક અને સભ્યતાની મર્યાદામાં ગણાય એથી વધારે કશું તેમણે એ પુસ્તકમાં કહ્યું નથી, એવો તેમનો દાવો છે, ખ્રિસ્તી સંત ટોમસ એ કેંપીસનું એક વાક્ય છે 'કોઈ

પણ સ્ત્રી સાથે પરિચય ગમો નહીં; પણ સામાન્યપણે સર્વ સારી સ્ત્રીઓ માટે પ્રભુને ભલામણ કરો.’ (આ લેખક સંન્યાસી હતો, ને તેણે જીવનનો ઘણો મોટો ભાગ મઠમાં ગાળ્યો હતો.) કિશોરલાલભાઈના વિચાર આને કેટલે અંશે મળતા છે, એ જાણવા મેં તેમને આ વાક્ય બતાવ્યું. તેમણે વિચાર કરીને મને લખ્યું ‘મને લાગે છે કે એ વચન પૂરેપૂરું બંધબેસતું નથી. નિદાન મને શંકા છે. હું કદાચ એમ કહું કે કોઈ પણ પુરુષ અથવા સ્ત્રીની સાથે અનાવશ્યક (અથવા ટાળી શકાય એવો) શરીરસંપર્ક ન કરો. બીજું એ કે મને આવાં આવા વ્યાપક સૂત્રોમાં વિશ્વાસ નથી’ એક બાજુથી સ્ત્રીનિંદાનાં—જેવાં કે—એ પાપણ છે, નાગણ છે ઈત્યાદિ, બીજી બાજુથી, એ ભાવનાપ્રધાન છે, એ ધર્મની રક્ષા કરે છે, પુરુષ ગણતરીબાજ છે, વગેરે. પુરુષ કરતાં ઘણી વધારે કઠોર, ધર્મબુદ્ધિહીન સ્ત્રીઓ હોઈ શકે છે, અને ગણતરીબાજ પણ હોઈ શકે છે; શિકારી પણ હોઈ શકે છે, અને સ્ત્રીઓનો શિકાર કરનાર પુરુષ પણ હોય છે. એમાંથી એકેયને છાપરે ચડાવવા જેવું નથી કે ગટરમાં ફેંકવા જેવું નથી. આમ બંનેના સ્પર્શ તેમજ મૂલ્યો વિષે મારી સમદૃષ્ટિ છે. પછી રહ્યો દાક્ષિણ્ય-આદર વ્યક્ત કરવાનો પ્રશ્ન. તેમાં વિશિષ્ટ પરિસ્થિતિમાં જે વધારે બળવાન હોય તેણે પોતા કરતા ઓછા બળવાનને અગ્રસ્થાન આપવું અને મદદ કરવી; એમાં બધું દાક્ષિણ્ય આવી જાય છે. આવું સામાન્ય રીતે સ્ત્રીઓ માટે થશે; છતાં અપવાદ પણ હોય.’

શ્રી. મશરૂવાળા વિષે તેમનો પરિચય ધરાવનાર સહુને જે ઊંડો આદર છે તે એમના વિચારો કરતાંયે અધિક અંશે તેમના ‘ચારિત્ર’ ને કારણે છે. એમાંયે તેમનો સૌથી આકર્ષક ગુણ મને લાગ્યો છે તેમની ઋજુતા, જે અહિંસાનોજ એક અંશ છે. તેઓ ‘શુદ્ધિ’ના આગ્રહી છે ખરા, પણ ખરાબ અર્થમાં ‘ચોખલિયા’ કે કઠોર જરાય નથી. તત્ત્વ સાથે વહેવારના સંયોગની શક્યતા માનતા હોવાથી તેમણે જેમ ‘જીવનશોધન’ લખ્યું છે, તેમ (શ્રી. જેઠાલાલ ગાંધી સાથે મળીને) ‘નામાનાં મૂળ-તત્ત્વોની ચોપડી પણ લખી છે. એક કાળે તેઓ કાવ્યો પણ લખતા, પણ તેમાં ફિલસૂફીનો અંશ વધારે હતો. એમના લખાણોમાં કાવ્ય નહીં હોય એમ આપણા એક જાણીતા કવિને લાગેલું; પણ ‘ગીતામંથન’ વાંચી એ જ કવિએ લખ્યું, કે ‘વાહ’ આમાં તો કાવ્ય છે!’ તેમનો વાગ્યજ્ઞ સતત ચાલતો હોય છે, એ હું અગાઉ જણાવી ગયો છું; તેમ તેઓ પત્રવહેવાર દ્વારા પણ અનેક જણના ‘જીવનપથપ્રદર્શક’ થાય છે.

માંદગી એમને વારસામાં મળેલી છે એવી સ્થિતિમાં ચિત્તનું સમત્વ જાળવીને સતત લેખન, વાચન, સંભાષણ, પ્રવાસ કરવા એ એક મોટી સિદ્ધિ ગણાવી જોઈએ. માંદગી પણ જીવનમાં ઘણું શિક્ષણ આપી શકે છે. ટોલ્સ્ટોયે તો એટલે સુધી કહ્યું છે કે ‘જે માણસે કદી દુઃખ ભોગવ્યું નથી, જે કદી માંદો પડ્યો નથી, જે સદા નીરોગી છે, સદા નીરોગી છે, વધારે પડતો નિરોગી છે. તે અધૂરો છે, શ્રી. મશરૂવાળા પોતાના લખાણો ફરીફરીને સુધારનાર વર્ગના છે. મરાઠી ભાષા અણીશુદ્ધ લખનારને બોલનાર જે બહુ થોડા ગુજરાતી છે તેમાંના તેઓ એક છે. ‘એમણે કદી શત્રુ ઉભા કર્યા નથી, કેમકે એમનાં તીરમાં ઝેર નથી,’ એવું જે વચન ગાર્ડિનરે કહ્યું છે તે શ્રી. મશરૂવાળાને વિષે વાપરી શકાય એમ છે.

સાબરમતી આશ્રમમાં પુરુષો જોડે તેમની પત્નીઓ આવેલી તે બધી કંઈ સ્વેચ્છાએ આવી નહોતી. પણ ઘણીખરી, પ્રયત્ન કરીને પણ, આશ્રમનાં આદર્શો ને રહેણી સાથે ઠીકઠીક સમરસ થઈ શકી. આ બહેનોની કેળવણી પાછળ ગાંધીજીએ પણ ઓછો પરિશ્રમ નથી કર્યો. બે આખાં વર્ષ તો તેમણે દરરોજ બહેનોના ખાસ વર્ગો લીધા. સ્ત્રીઓને જેમ પુરુષોનાં કામ કરતાં શીખવ્યું, તેમ ખાસ સ્ત્રીઓનાં ગણાતાં કામ કરવાનું તથા ઘરકામમાં સ્ત્રીઓને મદદ કરવાનું શિક્ષણ પુરુષોને પણ આપ્યું. સમય આવ્યે

૫૦મે]

# પ્યારાબાપુ

— આ નવા વર્ષથી અંક હવે દર માસની ૩૦મી તારીખે પ્રસિદ્ધ થશે —




## પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બન્ને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

### સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંના સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | — | રૂપિયા છ |
| પરદેશમાં | — | બાર શિલિંગ |
| છૂટક નકલ | — | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય
'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપાર્લે
મુંબઈ—૨૪

'પ્યારાબાપુ'નું લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાશે.

શ્રી. કુસુમબહેન ગાંધી
રાષ્ટ્રીય શાળા
રાજકોટ

શ્રી ગોકળદાસભાઈ કરસનદાસ
ઠે ખરાઉ મકનજીની દુકાને
ગોવિંદ ચોક, મુળજી જેઠા મારકેટ
મુંબઈ ૨

શ્રી નેણશીભાઈ જેઠાલાલ
એસ અમૃતલાલ કું.
મોરારજી ગોકુળદાસ મારકેટ
કાલબાદેવી મુંબઈ

શ્રી. રમણિકભાઈ મેઘાણી
ઠે એન. કે. મેઘાણી
૧૪ અમરતલા સ્ટ્રીટ
કલકત્તા

આફ્રિકામાં આ માસિકનું લવાજમ શ્રી. પ્રભુદાસ જે. પત્રરીઆ, પો બો. ૧૨૬, નૈરોબી. એ ઠેકાણે ભરી શકાશે.

— શ્રી. મોતીલાલ તુલસીદાસ સ્મારક તરફથી —

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપાર્લે.

જિમિ મીન અરુ બારિ બિહીના, મનિ બિનુ ફનિક જિમિ દુખ દીના।
કહઉં સુભાઉ ન છલ મન માહીં, જીવન મોર રામ બિનુ નાહીં॥

જળ વિના જેમ માછલી તરફડે, મણિ વિના જેમ સર્પ દુખી અને દીન થઈ જાય, તેમ હું કપટરહિત સ્વભાવથી કહું છું, કે મારું જીવન રામ વિના ટકી શકે નહિ.




અરથ ન ધરમ ન કામ રુચિ, ગતિ ન ચહઉં નિરબાન।
જનમ જનમ રતિ રામ પદ, યહ બરદાનુ ન આન॥

મને ધર્મ, અર્થ કે કામમાં રુચિ નથી. હું મોક્ષપદની પણ ઇચ્છા રાખતો નથી, પરંતુ હું એટલું માગું છું, કે જન્મોજન્મ સીતા તથા રામચંદ્રજીના ચરણમાં મારી પ્રીતિ રહે.

જે પોતાના દોષોના પૂજારી છે એટલે દોષોને ગુણરૂપે જુએ તેનાથી તો ઈશ્વર પણ ભાગતો ફરે છે એમ તુલસીદાસ આપણને શીખવે છે.
૨૭-૮-૩૨ — બાપુ

આડે રસ્તે જનાર પ્રત્યે પ્રેમ રાખવો, તેની સેવા કરવી ને આપણે સીધે જ માર્ગે જવું એટલે કાળે કરીને આડે માર્ગે જનાર સીધે માર્ગે આવી જશે. — બાપુ

વર્ષ ૨ | ૩૦ એપ્રિલ ૧૯૪૯ | અંક ૩

## વિષયસૂચી



# શરીર અને મન

ગાંધીજી

### મનને સાફ રાખવા શરીરને કામે લગાડવું જોઈએ

જેમ શરીરને તેમ મનને. શરીર મેલું થાય તો તેને અરીઠાં કે સાબુ વતી ધોઈએ, તેમ મન કુવિચાર કરે એટલે મેલું થાય તો તેને સુવિચાર રૂપી સાબુ વતી ધોઈએ. મનને સાફ રાખવા સારુ શરીરને રોજ કામે લગાડવું જોઈએ ને જે કામ કરીએ તેના વિચારથી મનને ભરીએ. એટલે કાર્ય કરવાની આવડત વધે ને મન ખરાબ વિચારમાં રોકાય નહીં. મન આમ રોકાયેલું હોય તેની સાથે જ તેને રામનામનો મુખ્ય તાર તો હોય જ. એ આખા મનના સંગીતને સૂરમાં રાખે છે ને શરીરને પણ નિયમમાં રાખે છે.

**શરીર આત્માનું નિવાસસ્થાન છે:—** શરીરની અવગણના જે કરે છે તે આત્માનો દ્રોહ કરે છે એમ માનું છું. એ તો આત્માનું નિવાસસ્થાન છે ના! તેથી યથાશક્તિ ચોકી માગે છે.

**શરીરની રખેવાળી પણ નિયત કર્મ છે:—** શરીર અનામત છે એમ સમજીને એની રખેવાળી કરવી ઘટે છે. તેને વિષે બેદરકારી એ ગુણ નથી. યોગ: કર્મસુ કૌશલમ્ એ બધાં નિયત કર્મને વિષે છે. શરીરની રખેવાળી પણ નિયત કર્મ છે. ભગવાનને તો એમાં રહેના હૃદયગુફામાં જ જોવાનો રહ્યો છે.

## "પ્યારાબાપુ" માસિકનું ગયા વર્ષના હિસાબનું સરવૈયું

| જમા | ઉધાર |
|---|---|
| ૧૫૯૫-૦-૦ ભેટ ખાતે | ૬૦૧૨-૧૦-૦ સાચાકામ ખાતે |
| ૮૯-૦-૦ લવાજમ મદદ ખાતે | ૨૩૩૦-૯-૩ ટાઈપ ખાતે |
| ૫૨૯-૮-૦ લવાજમ અનામત ખાતે | ૧૧૮-૧૦-૩ પુસ્તક ખાતે |
| ૯૫૮-૦-૦ સાંચાકામ રીઝર્વ ખાતે | ૧૦૨૩-૧૩-૬ રૂપાયતન ખાતે |
| ૫૮૪૦-૧૦-૦ સાચાકામ ખાતે | ૧૧૦-૦-૦ ઇન્ડિયન ન્યુસ પેપર્સ સોસાયટી ખાતે |
| ૯૯૨-૧૦-૦ ચાલુ વર્ષનો વધારો | ૪૦૫-૧-૦ ઉઘરાણી ખાતે |
| ૧૦,૦૦૦-૧૨-૦ | ૧૦,૦૦૦-૧૨-૦ |

## "પ્યારાબાપુ" માસિકના પૂરા થતાં વર્ષના આવક ખર્ચના હિસાબ

| જમા | ઉધાર |
|---|---|
| ૧૧૮૩૪-૨-૦ લવાજમ ખાતે | ૨૧૯૧-૬-૩ કાગળ ખાતે |
| | ૪૯૨૬-૯-૬ છપામણી ખાતે |
| | ૧૧૫૦-૧૨-૦ બ્લૉક ખાતે |
| | ૬૬૪-૦-૯ ટપાલ ખાતે |
| | ૬૮૨-૩-૬ ખર્ચ ખાતે |
| | ૧૨૬-૮-૦ કાસદી ખાતે |
| | ૯૬૦-૦-૦ પગાર ખાતે |
| | ૯૯૨-૧૦-૦ વધારો |
| ૧૧,૮૩૪-૨-૦ | ૧૧,૮૩૪-૨-૦ |



# આશ્રમનાં ભજનો

ઝીની ઝીની ઝીની ઝીની ઝીની ચદરિયા
ઝીની ચદરિયા, ઝીની ચદરિયા (ધ્રુવપદ)
કાહે કે તાના, કાહે કે ભરની, કૌન તારસે બિની ચદરિયા
ઈંગલા પિંગલા તાના ભરની, સુષમન તારસે બિની ચદરિયા
આઠ કૅવલદલ ચરખા ડોલે, પાંચ તત્ત ગુન તિની ચદરિયા
સાંઈ કો સીયત માસ દસ લગે, ઠોક ઠોકકે બિની ચદરિયા
સો ચદર સુર નર મુનિ ઓઢી, ઓઢીકે મૈલી કીની ચદરિયા
દાસ કબીર જતનસે ઓઢી, જ્યોંકી ત્યોં ધરી દીની ચદરિયા

આપણું શરીર છે તે જાણે ભગવાને આપણા જીવને ઓઢાડેલી ચાદર છે એવી કલ્પના
ને કબીર કહે છે, ભગવાને આપણે સારુ ઝીણી ચાદર વણી છે એ ચાદરમાં તાણો
, વણવાનો કાંડલો કયો, અને કયા તારથી એ વણી છે? ઈડા નાડી જમણે પડખે છે
તાણારૂપ છે, પિંગલા ડાબે પડખે છે તે કાડલારૂપ છે અને સુષુમ્ણા મધ્યમાં છે તે
રરૂપ છે. હૃદયરૂપી આઠ પાંખડીવાળા કમળના જેવો રેંટિયો ફરે છે. પૃથ્વી, પાણી,
જ, વાયુ અને આકાશ આ પાંચ તત્ત્વ અને સત્ત્વ, રજસ્ તથા તમસ્ આ ત્રણ ગુણે કરીને
રીરની રચના કરી છે આ ચાદર વણતા ભગવાનને દસ મહિના [ગર્ભવાસના] લાગ્યા
ને એણે ઠોક મારી મારીને તે વણી છે. આ શરીરરૂપી દિવ્યવસ્ત્ર દેવના, કાળા માથા-
માનવ તથા મુનિજને ઓઢ્યુ છે ને ઓઢીને એના ઉપર પાપરૂપી મેલ ચડાવ્યો છે,
ણ પાપના પડછાયાથી પણ ડરીને ચાલનારા ભગવાનના દાસ કબીરે એ વસ્ત્રની બહુ
તન કરી, એને પાપપંકથી ખરડાવા ન દીધું અને ભગવાને જેવું સ્વચ્છ તથા ધોળું ફૂલ
વું આપ્યું હતું એવું ને એવું જ અન્તકાળે મૂકી દીધું.

મલમઈલપંકમઈલા ધૂલીમઈલા ન તે નરા મઈલા ।
જે પાપપંકમઈલા તે મઈલા જીવલોગમ્મિ ॥

'શરીરશ્રમ કરી કરીને જેને ડીલે મેલ ચડ્યો છે તે માણસ મેલા નથી, પણ જેનું
મન પાપપંકથી-અસત્ય, અનાચાર, ક્રૂરતા, તથા પરોપકારરહિત ભોગવિલાસથી મેલું થયેલું
છે તે જ મેલાં છે' હે.બા.

# બોધામૃત

(કોને મહાપુરુષ કહેવા? આ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન રીતે આપી શકાય છે પરંતુ એક વિશેષ ગુણ મહાપુરુષમા હોય છે, તે એનુ ઊંડુ અને સુવિશાળ જ્ઞાન. એ જ્ઞાન સર્વદા નદી સ્વરૂપે વહેતુ હોય છે. એ નદીના જળથી પ્રત્યેક જણ પોતાની આતરિક અને આત્મિક તૃષ્ણા છિપાવે છે.
એ જ નદીમાથી અહી, પ્રત્યેક અકમા, થોડા બિંદુઓ જિજ્ઞાસુઓની તરસ છિપાવવા આપવામા આવે છે.)

ગાંધીજી

સુખમે સુખ દેખના દુઃખ હૈ, દુઃખમેં સે સચ્ચા સુખ નિકલતા હૈ.

મનુષ્ય નિયમબદ્ધ રહતા હૈ. ઉસસે હી ઉસે જો સંતોષ મિલતા હૈ, વહી ઉસકા સ્વાસ્થ્ય ઔર આયુ બઢાતા હૈ

કૃત્રિમ નહીં લેકિન સ્વાભાવિક હાસ્ય; ભવ્ય ભાષણ હૈ. ઔર ભાષણસે જ્યાદા કામ હોતા હૈ.

અભિમાન મનુષ્યકો ખા જાતા હૈ, ઉસકા સમર્થન પ્રતિક્ષણ હરેક આદમી કો હોતા હૈ.

એક ભી મિનિટ ફજૂલ જાતી હૈ સો વાપિસ નહીં આતી હૈ, યહ બાત, જાનતે હુએ હમ કિતની મિનિટ ગવાતે હૈં.

નિકમ્મા શબ્દ ભી સત્યકા ભંગ કરતા હૈ યહી કારણ હૈ કિ મૌન મે હી સત્યકા પાલન આસાન બન સકતા હૈ.

બગૈર આદર્શ કી મહેનત નિષ્ફલ હૈ, જૈસે બગૈર દિશા યા બધન કા જહાજ નિષ્ફલ ઘૂમતા હૈ.

પ્રતિક્ષણ અનુભવ હોતા હૈ કિ સમતા કા ફલ મીઠા હોતા હૈ.

જબ આદમી કુછ બુરા કામ કરતા હૈ શરમિંદા હોતા હૈ, જબ અચ્છા કામ કરતા હૈ તો જાહિર હોના ચાહતા ક્યો?

# અહિંસાનો જય

ગુ. મ.

૧૯૧૯ની આ વાત છે.



સાંજનો સમય હતો. પંજાબમાં આવેલા ગુજરાનવાલા જિલ્લામાં કામોકી નામે ગામમાં એક શીખ લંબરદાર—ગામના પટેલ—ના ઘરની સામે એક કદાવર સાહેબ ઊભો હતો. એના મુખમાંથી શાંતિ ટપકતી હતી. પરંતુ ગામના લોકો ભયભીત બની એમને જોઇને એમનાથી દૂરના દૂર રહેવા લાગ્યાં. એ અંગ્રેજે બધાંને હાથ જોડીને નમસ્કાર કર્યા, તોયે તેઓ એમની પાસે આવ્યાં નહીં. તેથી એમના અંતરમાં દયા અને પ્રેમ એકસામટા ઊભરાઈ આવ્યા. દયા એટલા માટે કે માણસ માણસને કેવી રીતે ભયભીત કરી શકે છે અને પ્રેમ એટલા માટે કે પ્રેમની દૃષ્ટિએ બધાં, રાજા અને પ્રજા, રંક અને શ્રીમંત, કાળા અને ગોરા, પ્રેમના એક સમાન પાત્ર છે.

થોડા વખત પછી ઘણી નમ્રતાથી એમણે એક જુવાનને પૂછ્યું, "ભાઇ, લંબરદાર સાહેબકા ઘર યેહી હૈ?" પેલા જુવાને જવાબમાં કેવળ ડોકું હલાવ્યું અને એકપણ શબ્દ ઉચ્ચાર્યા વિના એ ત્યાંથી પોતાના ઘરમાં દાખલ થઈ ગયો.

સાહેબે લંબરદારના ઘરનું બારણું ઠોક્યું. એક વાર, બીજી વાર, ત્રીજી વાર ઠોક્યું. પણ બારણું કોઇએ ઉઘાડ્યું જ નહીં. પણ જ્યારે ચોથી વાર બારણું ઠોક્યું ત્યારે અંદરથી કોઈએ ગુસ્સામાં પૂછ્યું, "કૌન હૈ?"

સાહેબે જવાબ આપ્યો, "મૈં આપકો મિલના ચાહતા હું."

આ સાંભળીને લંબરદારે બારણું ખોલ્યું પણ સાહેબને જોઈને એ લાલપીળો થઇ ગયો. કારણ કે જ્યારથી એને જલિયાનવાલા બાગના અત્યાચારના દિવસોમાં એક ગોરા અફસરે ઝાડની સાથે દોરી વડે બાંધીને, એનાં કપડાં કાઢીને, ઉઘાડા શરીર પર નેતરના સખત ફટકા માર્યા હતા, ત્યારથી એના મનમાં બધા અંગ્રેજો તરફ વિદ્રોહી અને વેર-

ભરી લાગણી ઉત્પન્ન થઈ હતી તેથી જ્યારે સાહેબે તેને મળવાની ઈચ્છા પ્રગટ કરી ત્યારે તે ગુસ્સાથી આગની જેમ તપી ગયો અને તિરસ્કારભર્યા અવાજે તેણે સાહેબને કહ્યુ, "ચલે જાઓ યહા સે, તુમ્હારા મૂહ નહી દેખના ચાહતા"

સાહેબે ફરીથી વિનતી કરી કે તેઓ પાચ મિનિટ માટે જ એની સાથે વાત કરીને પાછા ચાલ્યા જશે શીખ લબરદાર જરા શાન્ત થયો અને તેણે પૂછયુ, "તુમકો કયા પૂછના હૈ?"

"આપકો ગોરા અફસરને કિસ તરહ સતાયા થા?"

આ પ્રશ્નના જવાબમા લબરદારે પોતાના અગ પર જે કપડા હતા તે ઉતારીને એના શરીર પર પેલા અફસરની સોટીના મારથી જે સોળ ઘા થયા હતા તે બતાવ્યા અને કહ્યુ, "હમને સરકાર કી પચીસ બરસ નૌકરી કીયી ઉસકા યહ ૧૬ મેડલ દિયા"

પછી થોડીવાર રહીને લબરદારે ક્રોધવશ થઈને કહ્યુ, "તુમ અગ્રેજ લોગ સબ બડા જાલિમ હૈ"

આ સાભળીને સાહેબની આખોમા આસુ આવી ગયા અને તરત જ તેમણે લબરદારના પગમા પોતાનુ માથુ મૂકયુ પછી એની તરફ જોઈને ઘણી નમ્રતા અને પશ્ચાત્તાપના ભાવથી તેમણે કહ્યું, "લબરદાર સાહેબ, અગ્રેજ લોગો કી તરફ સે આપ કી માફી માગતા હુ આપ મેરી કૌમ કો માફ કરો!"

લબરદાર તો સાહેબનુ આવુ વર્તન જોઈને અને એના વાકયો સાભળીને આશ્ચર્ય પામ્યો પછી ઘણા વહાલથી સાહેબને ઉઠાડી તેમને એ ભેટ્યો અને બોલ્યો, "જબ તક આપકી કૌમ મે આપ જૈસા એક ભી આદમી હૈ, તબ તક હમ આજ સે કિસી ભી અગ્રેજ કો નફરત કી નજર સે નહી દેખેગા આપ તો ખુદા કા એક ફિરીસ્તા માલૂમ હોતા હૈ"

આ પ્રમાણે સાહેબે એક દુશ્મનને પોતાના પ્રેમથી, અહિંસાના બળથી જીત્યો અને કાયમનો મિત્ર બનાવ્યો

'અહિસા પરમો ધર્મ ધર્મો સદા જયતે ।

એ સાહેબનુ નામ દીનબધુ ચાર્લ્સ એન્ડ્રુઝ હતુ તેઓ એક સાચા ખ્રિસ્તી હતા અને ગાધીજીને પોતાના સગા ભાઈથી પણ વધારે વહાલા હતા, કારણ કે તેઓ બીજાની પીડ જાણતા હતા અને તેને દૂર કરવામા સદા તલ્લીન રહેતા

'વૈષ્ણવજન તો તેને કહિયે, જે પીડ પરાઈ જાણે રે" એટલે જ તો એમને લોકોએ "દીનબધુ"નો ઈલ્કાબ આપ્યો



# બાપુનો પરિવાર

[કહેવાય છે કે એકવાર ભગવાન ઇશુ ખ્રિસ્ત ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે કોઈએ આવીને એમને કહ્યું કે એમના માતાપિતા એમને મળવા આવ્યા છે. ઇશુએ પૂછ્યું, "મારા માતાપિતા વળી કોણ છે?" પછી થોડી વાર રહીને એમણે પોતે જ જવાબ આપ્યો, "મારા માતાપિતા, ભાઈબહેન તો તેઓ જ છે જે પ્રભુની ઇચ્છાનું પાલન કરે છે."

એવી જ રીતે ગાંધીજીના સાચાં કુટુંબીજનો એ જ છે જેઓ એમના આદર્શો અનુસાર પોતાનું જીવન ઘડી રહ્યા છે અને જે પ્રવૃત્તિઓ બાપુએ લોક-સેવા અર્થે આરંભ કરેલી તે ચલાવી રહ્યા છે. આ લેખમાળામાં ગાંધીજીના એવાં કુટુંબિજનોનું આછું રેખાચિત્ર આપવા મળશે.]

## વાત્સલ્યમૂર્તિ રવિશંકર મહારાજ

### મુકુલભાઈ

ઊંચી છ ફૂટની એકવડી કાયા, ટૂંકું ધોતિયું, કાઠિયાવાડી ઢબનું કસોવાળું કેડિયું, માથે મોટી ટોપી ને ઉઘાડા પગવાળા મહારાજના દર્શન કરતાં કંઈ યાદ આવતું હોય તો સ્નેહ—નીતરતી વાત્સલ્યભરી બાનાં નેત્રો, મહારાજની પ્રેમ વરસાવતી, આછા આછાં સ્મિતથી સ્નિગ્ધ બનેલી અને આપણા સ્થૂળ દેહમાં નહીં પણ આપણા અંતરમાં ઊંડે ઊંડે ઊતરી આપણા અણુઅણુએ સ્પંદનો જગાડતી આંખો જેણે જોઈ છે તે જ આ વાત સમજી શકે એમ છે.

બુદ્ધ ભગવાને કહ્યું છે —

માતા યથા નિયં પુત્તં, આયુસા એકપુત્તમનરક્ખે ।
એવમ્પિ સબ્બભૂતેસુ, માનસંભાવયે અપરિમાણં ॥

(જેમ માતા પોતાના એકના એક બાળક પ્રત્યે પ્રેમ દાખવે છે તેમ તારામાં અમાપ પ્રેમની ભાવનાનો સંચાર કર.)

રવિશંકર મહારાજ જાણે આ જ આદેશનું અનુસરણ કરતા હોય એમ એમનું દર્શન કરવાથી તેમજ એમનાં સેવાપરાયણ કાર્યો નિહાળવાથી સહેજે આપણને થઈ આવે છે. મહારાજનો વિચાર

કરવા માટીએ એટને મહારાજ ઝડપભેર ડગના ભ તા કોઇનો આર્તનાદ સાભળીને 'આ હું આવ્યો' એવુ કહેતા હોય એમ પ્રયાણ કરતા દૃષ્ટિએ પડે છે અથાક પરિશ્રમ, સત્યનિષ્ઠ કર્મયોગ—અને નરી સરળતાના પ્રતીકસમાં મહારાજને જોતા એમના ચરણમા ઢળી પડવાનુ મન થઈ આવે મહારાજ તેજસ્વી લોહચુબક જેવા છે એમના પ્રેમળ સસર્ગમા કોઇ પણ આવે તો તે એમના જ બની જાય સેવાભાવનાને માનવી પોતાના જીવનમા કેટલી ઉત્કટતા સુધી જીવન્ત કરી શકે છે એના આદર્શરૂપ રવિશકર મહારાજ છે

એમના કાર્યક્ષેત્રનુ પ્રધાન કેન્દ્ર છે ધરાળા, બારૈયા, પાટણવાડિયા એવા વિવિધ નામે ઓળખાતી ખેડા જિલ્લાની અને આસપાસના વડોદરા રાજ્યની અબુધ અને અજ્ઞાન છતા ખમીરવતી કોમ ૧૯૧૬–૧૭થી માડીને આજ સુધી મહારાજ આવી કચડેલી, દબાયેલી, ત્રાસિત જનતાને માનવીની સમાનકક્ષાએ બેસાડવા તનતોડ પ્રયત્ન કરી રહ્યા છે અને એ લોકોને મન મહારાજ 'ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ' જેવા છે

રવિશકર મહારાજનો જન્મ સવત ૧૯૪૦ના મહાવદ ચૌદશ તા ૨૫–૨–૧૮૮૪ને રોજ ખેડા જિલ્લામા માતર તાલુકાના રઢુ ગામે એમના મોસાળમા થયો હતો તેમનુ મૂળ વતન મહેમદાવાદ તાલુકાનુ સરસવણી ગામ છે મહારાજની ઓગણીસ વર્ષની ઉમર થઈ ત્યારે એમના પિતાશ્રી સ્વર્ગ સિધાવ્યા મહારાજના જીવન પર એમના પિતાજીની છાપ બહુ જબરી છે એમના આજના ઘડતરનો પાયો બાળપણમા પિતા તરફથી મળેલા સસ્કારો જ છે મહારાજ બાવીસ વર્ષના થયા ત્યારે એમના બા પણ ગયા. મહારાજ પોતાના માતાપિતા વિશે કહે છે, "આજે પણ જ્યારે જ્યારે મને તેમનુ સ્મરણ થાય છે ત્યારે ત્યારે મારુ હૃદય લાગણીથી ઉભરાઈ જાય છે"

નાનપણમા એમના ગામના શ્રી છોટાલાલ કવિની પ્રેરણાથી તેઓ આર્યસમાજ તરફ ખેચાયા ૧૯૧૧મા શ્રી મોહનલાલ પડ્યા–'ડુગળી ચોર'–ના સમાગમમા આવ્યા ૧૯૧૬–૧૭થી પડ્યાજીની સાથે મહારાજે જાહેર જીવનમા રસ લેવા માડ્યો. ખેડા સત્યાગ્રહ કાજે ગાધીજી ખેડા જિલ્લામા રહ્યા પરિચય વધ્યો અને ત્યારથી મહારાજ ગાધીજીના બની ગયા અને આજ સુધીનુ એમનુ જીવન ગાધીજી પ્રત્યેની એમની ભક્તિમા વહી ગયુ છે મહારાજ તો છે ગાધીયુગના પ્રેરક પ્રતિનિધિ

કર્મયોગી અને સેવાભાવી મહારાજ એટલે આપદ–કાળમા ગુજરાતના જાગ્રત રક્ષક જ્યા દુ ખ અને આપત્તિની વાત આવી ત્યા મહારાજ હાજર હોય જ મહારાજ જ્યારે પદર-સોળ વર્ષના હતા ત્યારે ખેડા જિલ્લામા ભયાનક પ્લેગ ફાટી નીકળ્યો. કોઈ કોઈની પાસે ન જાય, મુડદા બાળવા જવાની કોઈ હિમત જ ન કરે. એ સમયે મહારાજે પોતે એ કામ ઉપાડી લીધુ અને બીજાને પણ પ્રેરણા આપી ૧૯૨૭-મા ગુજરાત આખા ઉપર કુદરતનો કોપ ઊતર્યો બધે પાણી ફરી વળ્યા એ સમે મહારાજે તો અભૂતપૂર્વ એવી કર્તવ્યપરાયણતા દાખવી ૧૯૨૮ના બારડોલી સત્યાગ્રહના પહેલા કેદી મહારાજ હતા. ૧૯૩૦–૩૨ અને ૧૯૪૨ના સત્યાગ્રહોના એ પ્રાણવત જેલ કેદી હતા ૧૯૩૬મા બોરસદ તાલુકામા પ્લેગ ફાટી નીકળ્યો ત્યારે મહારાજ મોખરે જ હતા ૧૯૪૧મા અમદાવાદમા જબરુ કોમી તુફાન થયુ બધે ભય વૈમનસ્ય વ્યાપી ગયા હતા. સિવિલ હોસ્પિટલમાં મુડદા ગધાતા પડેલાં હતા. એ સમયે મહારાજ ત્યા પહોચી ગયા જેમ તેમ કરી અધિકારીઓની પરવાનગી મેળવી ખટારામા મુડદા ભર્યાં. ચાર દિવસના મુડદા હાથ અડાડીએ તો નીકળી જેવી પાણીની શેડ ઊડે મહારાજ મુડદાના ઢગ વચ્ચે ઊભા રહ્યા, નાક ફાડી નાખે એવી દુર્ગંધ! મહારાજે દૂધેશ્વરના સ્મશાને પહોચી મુડદાને અગ્નિસસ્કાર આપ્યો અમદાવાદનું કલક જાણે મહારાજ ધોતા ન હોય! અને આજે પણ ભાલની

[અનુસધાન પૃ૦ ૬૮મે]

# દીનબંધુ એન્ડ્રુઝ

બનારસીદાસ ચતુર્વેદી

જે લોકોએ મહાત્મા ગાંધીજી અને દીનબંધુ એન્ડ્રુઝને ભેગા મળી વાતો કરતા જોયા છે તેઓ આ મનોહર દૃશ્યને જીવનભર વીસરી શકે એમ નથી. મને આ ધનભાગ્ય અનેક વાર પ્રાપ્ત થયું હતું કોઈવાર શાંતિનિકેતનના તારાજડિત સુકોમળ આકાશની તળે, તો કોઈવાર સત્યાગ્રહાશ્રમમાં સાબરમતી નદીના કિનારા પર, કોઈવાર કલકત્તાના ઘોંઘાટમય વાતાવરણમાં, તો કોઈવાર જૂહુમાં ઘુઘવતા સાગરતટ પર, મેં તેઓના દર્શન કર્યાં છે. આ યુગલ જોડી જાણે કે બે દેવદૂતોના રૂપમાં આ ભૂમિપર અવતરેલી હોય અને પોતાના અલૌકિક ગુણોથી વરસો સુધી ભારતભૂમિને પવિત્ર કરતી રહી.

દીનબંધુ એન્ડ્રુઝ બાપુજીના અનન્ય ભક્ત હતા અને બાપુજી તેમને અનુજ-તુલ્ય જ માનતા હતા. "ભારતભક્ત એન્ડ્રુઝ" નામના પુસ્તકની ભૂમિકામાં બાપુજીએ લખ્યું હતું :–

"મિસ્ટર એન્ડ્રુઝની અને મારી વચ્ચે સગા ભાઈઓ કરતા પણ વધારે ગાઢ સંબંધ છે તેથી તેમનાં જીવનની ભૂમિકા લખવી એ મારે માટે કંઈ સહેલી વાત નથી. લોકો ધૃષ્ટતા ન માનો તો, હું મારો આ વિશ્વાસ લેખબદ્ધ કરવા માગું છું કે સી. એફ. એન્ડ્રુઝ કરતા વધારે સારો, એમના કરતા વધારે નિયમશીલ અને વધારે દેશભક્ત અસ્તિત્વ ધરાવતો નથી, એમના જીવન પરથી બોધ ગ્રહણ કરીને ભારતીય યુવક પોતાની માતૃભૂમિની વધારે ને વધારે ભક્તિ કરવાને ઉત્સાહિત થાય, એ મારી હાર્દિક અભિલાષા છે."

## પ્રથમ મિલન

દક્ષિણ આફ્રિકામાં સત્યાગ્રહની ચળવળ ચાલી રહી હતી અને રાજર્ષિ ગોખલેજી એને માટે અત્યંત ચિંતાતુર હતા. તે સમયે મિ. એન્ડ્રુઝ સેંટ સ્ટીફન્સ કોલેજમાં અધ્યાપક હતા અને પોતાની ફુરસદનો ઘણોખરો સમય ગોખલેજીની સેવામાં વ્યતીત કરતા હતા. એક દિવસ ગોખલેજીએ એમને કહ્યું, "આવા પ્રસંગે સંપૂર્ણ ભારતે એક થઈ જવું જોઈએ. આ બાબતમાં હિંદવાસી અને યુરોપિયનોના વિચારોમાં કોઈ પ્રકારનો ભેદભાવ ન હોવો જોઈએ. હું ચાહું છું કે દક્ષિણ આફ્રિકામાં રહેતા હિંદીઓને ન્યાય અપાવવા માટે આ ચળવળમાં થોડા યુરોપિયનોએ પણ આગળ આવવું જોઈએ. શું તમે આવા યુરોપિયનોના નામ દર્શાવી શકો છો?"

મિ. એન્ડ્રુઝે જવાબ આપ્યો, "હું આજે રાતે જ કલકત્તા જવા તૈયાર છું અને ત્યાં જઈને લોર્ડ બિશપ પાસેથી આ વિષય પર એમની સમ્મતિ લઈશ."

તે જ રાતે મિ. એન્ડ્રુઝ કલકત્તા જવા માટે રવાના થયા અને ત્યાં લોર્ડ બિશપ સુધી ગોખલેજીનો સંદેશો પહોંચાડયો. તેઓએ તરત જ સત્યાગ્રહના પક્ષમાં એક પત્ર લખ્યો અને આફ્રિકાવાસી હિંદીઓને મદદ કરવા માટે એક હજાર રૂપિયા પણ આપ્યા.

## દક્ષિણ આફ્રિકાની યાત્રા

શાંતિનિકેતનથી મિ. એન્ડ્રુઝે ગોખલેજીને તાર કર્યો, "જો તમારી આજ્ઞા હોય તો હું હાલ તરત જ દક્ષિણ આફ્રિકા જવા તૈયાર છું." દિલ્હી પહોંચ્યા એટલે તરત જ તેઓ ગોખલેજીને મળ્યા. જીતાની

સાથે જ ગાંધીજી એમને ભેટી પડ્યા અને બોલ્યા, “તમારો તાર તો મારે માટે ભારે અમૂલ્ય હતો. હું જાણું છું કે ઈશ્વર અમ લોકોને મદદ કરી રહ્યો છે. તમારો તાર બરાબર સમયસર આવ્યો હતો. તે સમયે દક્ષિણ આફ્રિકાથી પણ તાર આવ્યો હતો કે ત્યાંની સ્થિતિ ઘણી ખરાબ છે. દક્ષિણ આફ્રિકા જવા તમે ક્યારે ઉપડશો?’

દીનબંધુ એન્ડ્રુઝે કહ્યું ‘આજે રાતે જ હું જવાને માટે તૈયાર છું.”

દીનબંધુના મિત્ર મિ૦ પિયર્સન પણ સાથે ગયા હતા. આ બન્ને મહાનુભાવોએ મહાત્માજીને કેટલી સહાયતા કરી હતી એનું યથાવત્ વર્ણન કરવાનું અહીં સ્થાન નથી. હા, એટલું તો ખરું કે મહાત્માજી અને દીનબંધુના પ્રથમ-મિલનના મનોરમ પ્રસંગને અહીં દીનબંધુના જ શબ્દોમાં આપું તો તે અપ્રસ્તુત ગણાશે નહીં —

‘‘જ્યારે અમારી સ્ટીમર ભૂમિના કિનારે પહોંચી, ત્યારે સમુદ્ર-તટ પર અમને ઘણા જ હિંદીઓ નજરે પડ્યા. આ બધા લોકો અમને તેડવા આવ્યા હતા. મિ૦ પોલાકને હું ઓળખી ગયો, કારણ કે હું એમને દિલ્હીમાં મળ્યો હતો. એમને અહીં આવેલા જોઈને મને આશ્ચર્ય થયું, કારણ કે મારો એવો ખ્યાલ હતો કે તેઓ હજી જેલમાં જ હશે. મિ૦ પોલાકે મને કહ્યું, ‘‘બધા નેતાઓ છૂટી ગયા છે.” મેં એમને તરત જ પૂછ્યું ‘મિ૦ ગાંધી ક્યાં છે?’ બાપુજી એમની પડખે જ ઊભા હતા. તેમણે હસતાં હસતાં કહ્યું, ‘હું જ ગાંધી છું.’ એમનાં દર્શન કરતાં જ મને એવી પ્રેરણા થઈ આવી કે એમની ચરણ-રજ મારા માથા પર લગાડી લઉં. તરત જ મેં એમના ચરણને સ્પર્શ કર્યો. મહાત્માજીએ ધીમા સ્વરે કહ્યું, ‘કૃપા કરી આમ કરશો મા. આમ કરવું મને લજ્જિત કરવા જેવું છે.’ ગાંધીજીએ આ સમયે સફેદ ધોતી અને પહેરણ પહેર્યાં હતાં અને માથા પર મુંડન કરાવેલું હતું. એવું લાગતું હતું કે જાણે તેમણે શોકસૂચક ચિહ્નો ધારણ કર્યાં હતાં.

‘‘આ વાત ચારે બાજુ એવી તો પ્રસરી ગઈ કે મેં ‘સાચેસાચ એક ગિરમીટવાસીના ચરણને સ્પર્શ કર્યો હતો.’ બસ, પછી પૂછવું જ શું? યુરોપિયન લોકોએ આ વાતને આગળ ધરી મને કનડગત કરવાનું શરૂ કર્યું. આ યુરોપિયનોની દૃષ્ટિએ મેં એક મહાન પાપ કર્યું હતું. મેં જે પુરુષનો ચરણ-સ્પર્શ કર્યો છે તે મહાત્મા છે એ વાતનો તેઓને ખ્યાલ સુદ્ધાં નહોતો. એક સંપાદક મહાશયે તો મને ટેલિફોન પર બોલાવ્યો અને કહ્યું ‘હું આપને કેટલાક પ્રશ્નો પૂછવા માગું છું. કૃપા કરીને સુના મત આપશો’ મેં એને સાફ ના પાડી દીધી. એથી એ ભાઈ સાહેબ બોલ્યા, ‘બહુ સારું, એમાં કંઈ નહીં. હું આપનું આ વૃત્તાંત મારા પત્રમાં છાપવા ઇચ્છું છું કે ઍન્ડ્રુઝ સાહેબે નમીને પોતાની આંગળીઓ એક હિંદીના પગ નજેતી ધૂળમાં મેળવી અને પછી એ આંગળીઓ તેમણે પોતાના માથા પર ફેરવી.”

આ વૃત્તાંત તેણે પોતાના પત્રમાં છાપી પણ દીધું. આ છે બે મહાપુરુષોના પ્રથમમિલનની વાત. એ પછી તો સ્નેહસાગર બંધાઈ અને બંનેને વધુ ગાઢ બનતા ગયા અને મજબૂત થયા. પોતાની નિષ્કપટ સેવાભાવના અને અનુપમ ભક્તિથી દીનબંધુએ મહાત્માજીના હૃદય પર અધિકાર મેળવી લીધો હતો અને જ્યારે ભાઈ શ્રીરામજી શર્માએ વર્ધામાં મહાત્માજીને પ્રશ્ન પૂછ્યો, ‘‘સ્વર્ગીય દીનબંધુ સાહેબે હિંદની જે સેવાઓ કરી તે તો અનેક છે પરંતુ એમાં સૌથી મુખ્ય કઈ છે?” ત્યારે બાપુએ તરત જ ઉત્તર આપ્યો, ‘‘મારી પાસે જો અવકાશ હોય તો હું એમના ગુણગાન જીંદગીભર કરું.”

જ્યારે શ્રીરામજીએ કહ્યું, ‘‘પરંતુ મારા ખ્યાલ પ્રમાણે એમની આ સેવા શું ઓછી હતી કે એમણે ઓછામાં ઓછી બે વાર આપની જીંદગી બચાવી આપના ઉપવાસોમાં . . . ” ત્યારે મહાત્માજીએ ઉત્તર આપ્યો.

[અનુસંધાન પૃ૦ ૭૬મે]

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં.
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભા છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]




[illegible]

નવી મંત્રીએ સરસ અક્ષરે લખેલો કાગળ મળ્યો હવે નવા હોદ્દેદારો પોતાના કર્તવ્યનું બરાબર પાલન કરશે એવી આશા રાખું છું આમ જવાબદારી લેતા લેતા તમે ખૂબ આગળ વધશો મહુ એક બીજા પ્રત્યે ઉદારતાથી વરતે તો જ આવા મંડળો ચાલી શકે અને આટલું કરતા શીખી જાઓ તો મોટા મંડળો ચલાવવાની શક્તિ સહેજે આવી જાય. મને દરેક અઠવાડિયાના તમારા કામનો હિસાબ મોકલ્યા કરજો કંઈ કંકાસ થાય તો તે વિશે પણ લખવું કંકાસ ન જ થાય એ ઉત્તમ છે પણ થાય તો મારી પાસે ઢાંકવાથી કશો ફાયદો ન થાય હું જાણું તો કદાચ તમને દોરી શકું અને મને જણાવવું પડશે એ જ્ઞાન જ કદાચ તમને કંકાસમાંથી ઉગારી લેય.

* * * *

કોઇને પણ આપણાથી ઉતરતા કે ચડતા માનવામા પાપ છે, આપણે બધા સરખા છીએ. આભડછેટ પાપની હોય, મનુષ્યની કદી ન હોય જે સેવા કરવા ધારે છે તેની પાસે ઉંચનીચ હોય જ. નહીં ઉંચનીચની માન્યતા એ હિંદુધર્મ ઉપર કલંક છે તે આપણે કાઢવું જોઇએ.

* * * * * *

અભિમાન ખરાબ અર્થમા વપરાય છે. સ્વાભિમાન સારા અર્થમાં. કોઇ મોટા માણસનો દીકરો છે એમ માની ફુલાય તો તે અભિમાની ગણાય. પણ તેનું કોઈ અપમાન કરે ને તેના ડરથી તે ડરી ન જાય તો તેણે સ્વાભિમાન અથવા સ્વમાન જાળવ્યું કહેવાય.




[નીચેનો પત્ર શ્રી શાન્તિકુમારભાઈ નરોત્તમ મોરારજીના આભાર સાથે પ્રગટ કરીએ છીએ આ પત્ર ૧૯૨૬મા બાપુ જ્યારે મૈસુરથી પાછા ફરેલા ત્યારનો છે એ અરસામા મોટા રાજ્યોમા જો કોઈ રાજાએ બાપુને આમંત્રણ આપ્યુ હોય તે તો મૈસુરના મહારાજા જ હતા શ્રી શાન્તિકુમારભાઈના કુટુંબ સાથે મહારાજાનો ઘણો જુનો અને નિકટનો સબંધ હતો આ પત્રમા મહારાજાનો ઉલ્લેખ છે તે મૈસુરના રાજા સાહેબનો જ છે]

6-6-26,

ચિ. શાન્તિકુમાર,

તમારો કાગળ મળ્યો છે.
બહાદુરીના પ્રકારનો [illegible]
માં ઘણાયે છે. સ્વદેશી વિચારો
કોઈને સારુ સ્વદેશી બહાદુરી
હોય. ગાંઠો તેમાં પોતાના બાપની
સાથે નિત્ય ચલાવો [illegible]
કરે ને સમાજને સારું તેમ બનાવે
બાપ તમા તેમના [illegible]
કરે એ કંઈ ઓછી બહાદુરી હશે?
બહાદુર હશે ત્યારે તો ગાંઠો
[illegible]

ચિ શાન્તિકુમાર,

૯–૬–૨૬

તમારો કાગળ મળ્યો છે બહાદુરીના પ્રકાર તો જગતમા ઘણાયે છે. સ્વદેશી વિક્ટોરિયા ક્રોસને સારૂ સ્વદેશી બહાદુરી હોય. ગાગો તેલી પોતાના બેલની સાથે નિત્ય ચક્રાવો ખાધા જ કરે ને સમાજને સારૂ તેલ બનાવ્યે જાય તથા તે સેવા નિષ્કામભાવે કરે એ કંઈ થોડી બહાદુરી હશે? બહાદુર હશે ત્યારે તો ગાગો ભગત પ્રખ્યાત થયા. કાં પેલો ઘાંચી પ્રખ્યાત ન થયો?

તમારૂં કામ પેલા ત્રણે કામોમા છે એટલે કે દરેક પ્રસંગે એ વાતો તમારે મહારાજાને તથા દીવાનને સંભળાવ્યા કરવી. બીજા અમલદારો જે તમને જાણતા હોય તેને પણ પજવવા. હું બહુ પજવું તે અવિનય ગણાય, તમે પજવો તે મિત્રભાવ ગણાય.

મૌનવાર,

બાપુના આશીર્વાદ

[નીચેનો બા ઉપરનો બાપુનો પત્ર શ્રી મણિલાલભાઈ ગાંધીના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.]

બા,—આ કાગળ ટ્રેનમાંથી લખી રહ્યો છું. તારો કાગળ મળ્યો છે. એટલો કામમાં પડ્યો હતો કે મંગળવારે ન લખી શક્યો. આજે ગુરુવાર છે. તું મરજીમા આવે તે કામ મને સોંપજે. મરજીમાં આવે તે સવાલ પૂછજે. એને હું પહોંચી વળીશ. પ્રયત્ન તો કરીશ જ. હરિલાલનું તેં પૂછ્યું છે. તે પોંડીચેરી ગયો હતો. ત્યાં પણ પૈસાની ભીખ માગી ખૂબ દારૂ પીતો હતો. થોડાક પૈસા મળ્યા પણ

ખરા. હમણાં ક્યાં છે એ ખબર નથી. એનું એમ જ ચાલશે, ઇશ્વર તેને સન્મતિ આપે ત્યારે ખરું. એમાં આપણાં પાપપુણ્ય પણ કામ કરે જ ના? હરિલાલનો ગર્ભ રહ્યો ત્યારે હું કેવો મૂઢ હતો? જેવાં મેં ને તેં કર્યાં હશે તેવું જ આપણે ભરવું રહ્યું. છોકરાંઓનાં વર્તનને સારુ આમ માબાપ જવાબદાર છે જ. હવે આપણે તો એટલું જ કરી શકીએ કે આપણે શુદ્ધ થઈએ. જે પ્રયત્ન બન્ને કરીએ છીએ એટલેથી સંતોષ માનીએ. આપણી શુદ્ધિની અસર જાણ્યે અજાણ્યે પણ હરિલાલ ઉપર પડતી જ હશે. મનુનો હમણા કાગળ નથી પણ જમનાદાસે ખબર આપ્યાં હતાં. સુશીલાને લખીશ. ૯મી તારીખે હૈદ્રાબાદથી નીકળી હું પટના જવાનો છું. રાજેન્દ્રબાબુ તેડાવે છે. બિહારમાં મારી પેઠે રહેવું પડશે એવો સંભવ છે. હવે પ્રવચન —

## રામનામ જો આપણે હૃદયમાં અંકિત કરીએ તો તરી જઈએ...

'નામકો આધાર તેરે નામકો આધાર' ભજન યાદ ન હોય તો જોઈ લેવું. હમણાં એ વસ્તુ મનમાં રમ્યા કરે છે. તુલસીદાસજીએ તો નામ મહિમા ખૂબ ગાયો છે. નામ એટલે રામનામ અથવા ઇશ્વરનું નામ. અને તેમણે એમ કહ્યું છે કે રામ કરતાં નામ મોટું. એટલે રામનામે દેહધારી થઈ ગયા તેને તો મર્યાદા હતી, તેનો દેહ નાશવંત હતો પણ નામ અમર છે. રામનામે દેહધારીમાં ગુણોની મર્યાદા હતી. પણ રામનામે ઇશ્વરના ગુણની મર્યાદા જ નથી. તેનામાં જે ગુણો આરોપવા હોય તે આરોપી શકાય. કેમકે ઇશ્વરના ગુણો અનંત છે તેથી જ તે ગુણાતીત છે. એટલે ગુણથી ઉપર છે. ગમે તે ગુણોનો સરવાળો કરીએ તો પણ ઇશ્વરના ગુણો પુરા ન ગણી શકાય તેથી તે ગુણથી ઉપર જ છે ના? એવું ઇશ્વર નામ જો આપણે હૃદયમાં અંકિત કરીએ તો ભવસાગર તરી જઈએ એમાં શક નથી. એ નામ લેતાં દુઃખ માત્ર ભાગે એટલે ગમે તે દુઃખ પડે તે આપણે સહન કરીએ. આ લેવાની ટેવ આપણને પડી જાય તો આપણને બીજી કશી જરૂર ન હોય. તેથી એ ભજન રચાયું ને કવિએ ગાયું 'મારે આધાર એક માત્ર રામ નામનો જ છે.' બાકી બધું જુઠું છે 'દેહીનાં સ્નેહી' સકળ સ્વારથિયા અંતે અળગા રહેશે રે' સાથે માત્ર નામ લેતા આવડ્યુ હોય તો તેજ આવશે.

## ...ખાતાં, પીતાં, સુતાં, બેસતાં રામનામ રટણ કરો...

મેં નામ મહિમાની વાત ગયે અઠવાડિયે લખી. પણ સવાલ એ ઉઠે છે કે નામ લેવાય કેમ? હજારો વિચાર આવે પછી નામ લેવામાં શો લાભ? નામ લેવું તો હૃદયથી અથવા ન લેવું. આ બરોબર છે ને બરોબર નથી. જો લોકોને બતાવવા સારુ નામ લેવાય તો-તેમાં કંઇ જ નથી. ઉલટું એ પાપ છે, કેમકે એ ઢોંગ થયો. પણ જે શુદ્ધ દાનતથી નામ લેવા માગે છે પણ નામ લેતાં બીજા વિચારો આવ્યા જ કરે છે. આમ છતા થાકવું નહિ. વિચારો આવ્યા કરે તો પણ નામ રટયા કરવું. એમ કરતા કરતા કોઇ દિવસ હૃદયમાં એ અંકિત થઇ જશે. નામનો મહિમા ગાયો છે તેનું કારણ જ એ છે અભણ ને મૂરખ પણ નામ તો લઇ શકે. નામ લેવાનું તો એક પળમાં શીખી શકાય. પછી તો તે જપ્યા જ કરવાનું. એમ કરતાં તેની ટેવ એવી પડી જાય છે કે તે વિના ન જ ગમે. ખાતાં, પીતા, સુતાં, બેસતાં નામ રટણ હોય જ, એમ જેને ટેવ પડે છે તેને હૃદયમાં ઉતર્યું કહેવાય. એવા મનુષ્યો થોડા જ મળી આવે છે, પણ તે દુઃખને તરી જાય છે. આને જ વિષે હનુમાનજીની એક રમુજી વાત આપણા પંડિતજીના ગુરુએ એકવાર આશ્રમમાં સંભળાવી હતી તે આવતે અઠવાડિયે લખીશ.

સહુને બાપુના આશીર્વાદ.



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે]

### ...કળા માત્ર હમેશાં સાદી અને સ્વાભાવિક હોય

બહેનો,

આજે તમારો કાગળ સવારના પહોરમાં શરૂ કરવાને બદલે ટપાલ બંધ થવાને સમયે શરૂ કરું છું. અહીં ટપાલ વહેલી બંધ થાય છે. અહીંનું દૃશ્ય બહુ સરસ છે. છેક બ્રહ્મપુત્રાને કાંઠે અમારી ઝૂંપડી બાંધી છે. કાકાસાહેબ તો ઝૂંપડી જોઈને જ તેમાં રહેવાનું મન કરે. ઉપર ઘાસનું છાપરું છે. અહીંના જ વાંસની પટ્ટીઓની દિવાલ છે. તેને માટીથી લીંપી છે. અને અંદર બધે આસામની ખાદીથી મઢી લીધી છે. અંદર ખાટલો નથી પણ વાંસના પાયાની એક ખાટ બનાવી છે એમ કહેવાય. તેની ઉપર ઘાસ પાથર્યું છે ને તેની ઉપર જાજમ ને જાજમની ઉપર ખાદી. આ પટ ઉપર હું બેસું છું, ખાઉં છું અને સુઉં છું. તેની ઉપર બીજા ચાર જણ સુઈ શકે એવડી મોટી છે પણ કોઈ સૂતા જ નથી. ભોંય ઉપર પણ ઘાસ પાથરી તેની ઉપર જાજમ ને તેની ઉપર ખાદી. આવી ઝૂંપડીમાં રહેવું કોને ન ગમે? હા, એટલું ખરું કે આ ઝૂંપડીની આવરદા બહુ ટુંકી. ચોમાસામાં તે નકામી પણ તેમાં ખર્ચ ઘણું થોડું. બાંધતા બે દહાડા જતા હશે. બાંધવામાં બહુ અક્કલની જરૂર ન મળે. કળા માત્રનું એમ છે તે હમેશાં સાદી હોય અને સ્વાભાવિક હોય.

ભેજ અને ટાઢ સારી પેઠે છે. જે ખૂબ હાલે ચાલે તે માંદા ન પડે. બીજું તો હવે પછી અને જે તે વેળા યાદ આવે તે.

બાપુના આશીર્વાદ.

### ...યજ્ઞ એટલે પરમાર્થે કરેલું કામ...

બહેનો,

આ વખત હજુ તમારો સાપ્તાહિક કાગળ મને મળ્યો નથી. આજે અમે ખાદીપ્રતિષ્ઠાને લીધેલી જમીન ઉપર બંધાયેલાં નવાં મકાનોમાં છીએ. અહીં ઘણાં નવાં મકાનો

બંધાયા છે. તે બધાં નવ માસની અંદર તૈયાર થયાં છે. અહીં હવે યંત્રવડે ખાદી ધોવાનું સફેદ કરવાનું ને રંગવાનું કામ ચાલે છે. ગઇ કાલે અહીં મોટો મેળાવડો થયો હતો. તેમાં ઠીક હાજરી ભરાઈ હતી. મને લાગ્યું કે મારે સભા પાસેથી ઉઘરાણું માગવું જોઈએ. મેં માગ્યું ને લગભગ રૂ. ૩૫૦૦) ભેળા થયા.

અહીં જે પ્રમાણે આપણે પ્રાર્થના કરીએ છીએ તે પ્રમાણે થાય છે. શ્લોકો પણ તે જ બોલાય છે. આપણાં કરતાં બેસૂરું વધારે છે તેથી કાનને કઠોર લાગે છે. પણ ધીમે ધીમે એમાં સુધારો થઈ જશે. હજુ સુધી પેરિનબહેન અને જમનાબહેન સાથે છે. તેઓ પોતાનું ખાદીકામ ચલાવ્યે જાય છે. સાથે લાવ્યાં હતાં તેમાંની અરધી ખાદી તો તેઓએ વેચી નાખી છે.

તમારી પ્રાર્થના નિયમિત ચાલ્યા કરે છે એ બહુ સારું થાય છે. હાજરી પણ ઠીક જોઉં છું

કાતવાનો યજ્ઞ છે એ ન ભૂલશો. ગીતાજી કહે યજ્ઞ કર્યા વિના જે જમે છે તે ચોરીનું અન્ન જમે છે. યજ્ઞ એટલે પરમાર્થે કરેલું કામ. એવું સાર્વજનિક કામ આપણે રેંટિયો માન્યું છે.

બાપુના આશીર્વાદ.

*  *  *  *  *

[અનુસંધાન પૃ૦ ૬૦થી] આસપાસના પ્રદેશમા પ્રસરેલા દુષ્કાળને મહાત કરવા ખડે પગે ઉનાળાના પ્રખર તાપમા ચોસઠ વર્ષના મહારાજ યુવાનોને પણ શરમાવે એવા ઉત્સાહથી કાર્ય કરી રહેલ છે.

સાદું, કષ્ટ-સહિષ્ણુ અને ખડતલ જીવન જીવતા મહારાજની એક વાત મને યાદ આવે છે ત્યારે તો મારી આંખમાથી સ્નેહસ્રોત વહેવા માંડે છે:

૩૧મી જાનેવારી ૧૯૪૮નો દુ ખપ્રદ દિવસ હતો. બાપુજીની સ્મશાનયાત્રા નીકળી હતી. રેડિયો પર એની આલોચના થતી હતી: બાપુજી જતાં મહારાજનું હૈયુ વ્યથિત થયું હતુ. મુખ પર ગ્લાનિ પ્રસરી ગઈ હતી. મહારાજે કહ્યું, "મને રેડિયો પાસે લઇ ચાલો. જરા હું સાંભળું તો ખરો."

રેડિયો પાસે આવતાં મહારાજને કાને રામધૂનનો અવાજ પડ્યો:

'ઈશ્વર અલ્લાહ તેરે નામ, સબકો સન્મતિ દે ભગવાન.
રઘુપતિ રાઘવ રાજારામ, પતિત પાવન સીતારામ.'

એ સાથે સાથે સ્મશાનયાત્રા ક્યા ક્યાથી પસાર થતી હતી એનું સૂચન થતુ હતું.

પણ... પણ... મહારાજ વ્યથિત, તૂટતા અને અશ્રુપૂર્ણ અવાજે બોલી ઊઠ્યા, "મારાથી આ ન સંભળાય." એમ કહી તેઓ બહાર નીકળી ગયા.

મહારાજ! મહારાજ! તમે તો ઉચ્ચ જીવનકળાને સિદ્ધ કરી છે. બાપુજી પછી નિઃસ્પૃહતા જાળવ્યા છતાં બધા પ્રત્યે સમભાવ અને મીઠાશ બનાવવાની કળામાં એમનું સ્થાન અસીમ છે. આવા ઉચ્ચ કોટિના સેવક અને સાધક મહારાજનું આજે સ્મરણ કરતાં હૃદયમાથી શબ્દો સરી પડે છે:

"આજે અન્ય પ્રકારે આ માથું નમે,
નમતો સાથે આત્માનો એ તંત્ર જો!"



# ગાંધી–ગુરુ

ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે આવી વિમનસ્કતા મહાપુરુષોને ક્યારે ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને એ શી રીતે ગમે!

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું નાદ-ભગી દૃષ્ટિથી દર્શન કરતાં તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે]

"તંદુરસ્તી હજાર નેહમત હૈ" એવી એક હિંદુસ્તાનીમાં કહેવત છે. એનો અર્થ એવો ઘટાવવામાં આવે છે કે તંદુરસ્તી એ માણસને પ્રભુની એક અમૂલ્ય બક્ષિસ છે. પણ દુઃખની વાત તો એ છે કે સાધારણપણે માણસ તંદુરસ્તીની કાળજી અને કદર જેટલી કરવી જોઈએ તેટલી કરતો નથી. જ્યારે તે માંદો પડે છે ત્યારે જ એને તંદુરસ્તીની શી કિંમત છે તેનું ભાન થાય છે.

પરંતુ જે માણસ જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં સાધકની પેઠે પોતાનું જીવન વ્યાપ્ત કરવા ઇચ્છે છે તે તંદુરસ્તીનો પૂરેપૂરો ખ્યાલ રાખે છે. કારણ કે તે જાણે છે કે સ્વસ્થ શરીર એ કલાકારની એક સુંદર અને સ્વચ્છ છબી–પ્રતિકૃતિ–ના જેવું છે. એનો આત્મા તો માનવીને સત્યમ્, શિવમ્, સુંદરમ્‌નું એક દર્શન–Vision–આપે છે. પણ તે દર્શનને જીવન–વસ્ત્ર આપવું એ એના મન અને શરીર એ બન્નેનું સંયુક્ત કાર્ય અને ધર્મ છે, જેમ કલાકારની પીંછી સૌંદર્યનું એને જે દર્શન–Vision–થયું છે તેને મૂર્તિમાન કરે છે.

ગાંધીજી અને ગુરુદેવ હંમેશાં પોતાની તંદુરસ્તી સાચવતા, અને તંદુરસ્તી સાચવવા માટે 'તન' અને 'મન' બન્નેનો બરાબર ખ્યાલ રાખતા. કયો ખોરાક શરીરની દરેક ક્રિયા માટે ઉપયોગી અને શુભ છે તે જાણવા માટે તેઓ જાતજાતના પ્રયોગો કરતા. ટૂંકમાં કહીએ તો, ગાંધીજીએ ખોરાકની બાબતમાં 'સમન-શાસ્ત્ર'નું અને ગુરુદેવે 'નીમ-શાસ્ત્ર'નું અનુસરણ કર્યું. શાકભાજી અને ફળોમાં જે કુદરતી ગુણ રહ્યા છે તેનો નાશ રાંધવામાં ન થાય, એ સિદ્ધાંત અથવા નિયમનું ઉલ્લંઘન કોઈ દિવસ ન થાય એનું તેઓ ધ્યાન રાખતા.

પરંતુ તંદુરસ્તીનો આધાર ફક્ત 'તન-દુરસ્તી' પર નથી, એનો ત્રીજો આધાર "મન-દુરસ્તી" પણ છે, અથવા મનને ઠેકાણે તેમજ ઠીક રાખવું એના માટે ગાંધીજી અને ગુરુદેવ પ્રાર્થનામાં ધ્યાનમાં નિયમિત બેસતા હતા. એનાથી તેઓના મન શાંત થતા અને એ શાંતિ તેઓના શરીરને તંદુરસ્ત રાખવામાં મદદરૂપ થઈ પડતી. આજ કારણે અંગ્રેજીમાં એક કહેવત છે એ મુજબ માણસનો સહુથી સારો વૈદ્ય બે વસ્તુ છે-ખોરાક [*Diet*] અને શાંતિ [*Quiet*]

પણ માનસિક શાંતિની અસર માણસના શરીર પર અમુક હદ સુધી જ પડી શકે છે તેથી શરીરને પોતાની શાંતિ શોધવી પડે છે એટલે કે એ જે કંઈ અન્ન ગ્રહણ કરે છે તે પચવું જોઈએ અને માટે માણસને કસરતની જરૂર છે તેથી ગાંધીજી અને ગુરુદેવ બંને નિયમિત કસરત કરતા, દરરોજ ફરવા જતા અને પોતાની સગવડ માટે જે કંઈ વસ્તુઓ આપણને સાધારણ રીતે કરવી પડે છે તે પોતાના હાથથી જ તેઓ કરતા બીજાની પાસેથી આવું કામ કરાવવામાં તેઓ સર્વદા સંકોચ અનુભવતા. બુદ્ધ ભગવાને એક ઠેકાણે કહ્યું છે કે તંદુરસ્તી એ સાધુત્વ છે. સાધુત્વ એટલે સમગ્રપણું [*Wholeness*] એનાથી ઊલટું વાક્ય પણ એટલું જ સાચું છે *Holiness is Health* [સાધુત્વ એ જ તંદુરસ્તી છે] કારણ કે જે માણસનું જીવન સંપૂર્ણ છે તે જ સાચી રીતે જોતા તંદુરસ્ત છે અને સાધુમય છે એટલે જ સાચો સાધુ સ્વસ્થ હોય છે અને સાચી રીતે સ્વસ્થ ચિત્ત સાધુ હોય છે. એનું કારણ એ છે કે સ્વાસ્થ્ય મેળવવા માટે ફક્ત શારીરિક બળની જ જરૂર નથી હોતી પરંતુ મનની શાંતિ અને આત્માનો આનંદ પણ આવશ્યક છે

આત્માનો આનંદ એટલે શું? દિલનું મુક્તપણું જેનું બીજું નામ છે *Humour* [હાસ્યરસ] જે વ્યક્તિમાં એ રસ છે તે શરીરથી દુર્બળ હોવા છતાં અથવા વ્યાધિગ્રસ્ત હોવા છતાં તંદુરસ્ત રહી શકે છે. ગાંધીજી અને ગુરુદેવના સ્વાસ્થ્યમાં તેઓના હાસ્યરસનો ઘણો મોટો ફાળો હતો

પરંતુ સૌથી મોટો ફાળો બંનેની તંદુરસ્તીમાં હતો કામ અથવા પ્રવૃત્તિનો. બંને આખો દિવસ પ્રવૃત્ત રહેતા કારણ કે જેમ માણસના શરીરને ખોરાક અને હવાપાણીની જરૂર છે, તેમ એના પ્રાણને પ્રવૃત્તિની આવશ્યકતા રહે છે. કરાચીમાં એક ફકીર હતો. એને જે કોઈ ભિક્ષા આપતું તેને તે આશીર્વાદ આપતો "તને વધારે ને વધારે કામ કરવાનું મળો!" કામ વિનાનો માણસ કુવિચાર તરફ સહેલાઈથી ખેંચાય છે અને કુવિચારની છાપ માણસની તંદુરસ્તી પર પડ્યા વિના કદી રહેતી નથી. હવે કુવિચારથી બચવા માટે પ્રવૃત્તિથી વધારે ઉત્તમ માર્ગ બીજો કયો છે? પ્રવૃત્તિ એ જ એકમાત્ર ઉત્તમ ઉપાય છે.

કહેવાનું તાત્પર્ય એટલું જ છે કે તંદુરસ્તી માટે ફક્ત 'તન-દુરસ્તી', "મન-દુરસ્તી", 'આત્મા-દુરસ્તી'ની જરૂર નથી પણ કામ અને કસરતની પણ એટલી જ જરૂર છે






સોમાભાઈ પરેલ

(ગયા વર્ષથી શરૂ થયેલી આ લેખમાળા પાછી શરૂ થાય છે. 'વૈષ્ણવજન તો તેને કહીએ' એ ભજન પાછળની નરસિંહ મહેતાની કલ્પના પૂ. બાપુજીના જીવનમાં કેવી તાદૃશ્ય થઈ છે તે સોમાભાઈ પટેલે બતાવ્યું છે. પ્રાણીમાત્રમાં પીડા, વ્યથાના દર્શન કરનાર ભગવાન બુદ્ધ અને બીજાના દુઃખે પોતાના જાણી ઉપકાર કરનાર રાજા રંતિદેવના ગુણો જોઈ ગયા. હવે મન અભિમાન ન આણનાર ભાતૃપ્રેમી લક્ષ્મણજીની અનન્ય ભક્તિના દર્શન કરીએ.')

## મન અભિમાન ન આણે રે

નરસિંહ: અને સંતો! મન અભિમાન ન આણે રે!

સાચું, માણસના જીવનની કપરી કસોટી ત્યારે થાય છે! અહમ્‌ને પોષવા જેવા કાર્યો કર્યા પછી, એ કાર્યોમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કર્યા પછી પણ માનવીના અંતરમાં-મનમાં અહંકારની-અભિમાનની એકાદ નાની સરખી છાયા પણ ન પડે, એવી વિરલ વિભૂતિઓ આ અવનિ પર ઓછી દેખા દે છે સંતો, એવા એક જ્વલંત પુરુષના આપણને દર્શન થાય છે દશરથનંદન લક્ષ્મણમાં. ભગવાન શ્રી. રામચંદ્રના ચૌદ ચૌદ વર્ષના વનવાસ દરમિયાન જ માત્ર નહિ પણ જીવનની એકેએક પળ એમણે કરેલી સેવાનો દાખલો મળવો મુશ્કેલ છે, સંતો, અતિ મુશ્કેલ છે! છતા આ નિસ્વાર્થ સેવા કરતાં એમના મન-અંતરે અભિમાનનો એકાદ છાંટો પણ ઊડ્યો નથી. કીર્તિ, માન, આબરુ, ધન, સત્તા—માનવીના અહંભાવને પોષનારાં એ સૌ સાધનો મેળવવા માણસ શું શું નથી કરતો!

છતાં આપણને થતા આ વૈષ્ણવદર્શનમાં એ અભિમાન દેખાતું નથી. અહીં તો દેખા દે છે ખાંડાની ધાર જેવી તીક્ષ્ણ એક માત્ર સેવાવૃત્તિ! અને એટલેજ સંતો આવું આ પુણ્યદર્શન પાવનકારી છે.

[રામ વનવાસને આઠમે વર્ષે અંધારઘેરી એક રાતે પંચવટીની પર્ણકુટિમાં રઘુનંદન શ્રી. રામચંદ્રજી અને સતી સીતા ગાઢ નિદ્રામાં પોઢ્યાં છે. પર્ણકુટીની બહાર વીર લક્ષ્મણ ચોકી-પહેરો ભરી રહ્યા છે. દૂરદૂરથી આવતી હિંસક પશુઓની ત્રાડો ને નજીકમાં ઊડતા તમરાંના અવાજ, મંદમંદ પવનની લહેરોએ ઊંચે હાલતાં પાંદડાંનો અવાજ ને નીચેથી ઊડતા

પોતાના પગલાના પડછદા એ સિવાય ચોમેર શાંતિ છવાઈ રહી છે અંધારી અંધારાશાનુ આકાશ અગણિત તારાઓથી મઢાયુ છે ચાદ ચૈદ વર્ષના ઉપવાસવ્રત અને ચૌદ ચૌદ વર્ષના જાગરણપર્વના એ વ્રતધારીને હૈયેથી માત્ર એક જ નાદ નીકળી રહ્યો છે સીતા રામની સેવા! સેવાવ્રતના એ અભિમાન રહિત ભેખધારીને નીરખીને જાણે કે એ બધા તારા પણ મલક મલક હસી રહ્યા છે! અને સર્જનહારની આ અકળ લીલાના દર્શન કરતા કરતા લક્ષ્મણ વિચારી રહ્યા છે]

લક્ષ્મણ (સ્વગત) આજ આઠ આઠ વર્ષના વહાણા વાયા! માતાના ખોળા જેવી અયોધ્યાની એ ભૂમિ ખૂદે અને ભાંડુડા જેવા એના એ પ્રજાજનોને નિહાળ્યે આજ આઠ આઠ વર્ષ વીતી ગયા! અહાહાહા! કેવા એ પુનિત સ્મરણો! આજેયે એ બધા મારા સ્મૃતિ પટે અંકાઈ રહ્યા છે પિતાના લાડ અને માતાઓના વહાલ વિસર્યા વિસરાતા નથી! અયોધ્યાના એ રાજમહેલો ને પેલો એનો રાજદરબાર, બાળપણના કેટકેટલા સુખી દિવસો એમા ગાળ્યા! ગજસિંહાસને બિરાજેલા પુણ્યશ્લોક પિતાજી અને ત્યા એકઠા મળેલા રાજકર્મચારીઓ પંડિતો ગુરુજનો જીવનમા કેટકેટલા જ્ઞાનવારિ ત્યા રેલાતા! રઘુકુળની એ રાજમાતાઓ ને એ કુળવધૂઓ માતા કૌશલ્યા માતા સુમિત્રા, માતા કૈકેયી અને અને સતી સીતા ને ઉ ર્મિ લા!

[ઉર્મિલાના નામસ્મરણે લક્ષ્મણ ઘડીક તંદ્રામા પડે છે! અનેક જૂના સ્મરણે એનું મન ઘેરાઇ જાય છે ગુરુ વિશ્વામિત્ર અને શ્રી રામચંદ્ર સાથે રાક્ષસોના ત્રાસ સામે યજ્ઞની રક્ષા કરતા ગાળેલા બાળપણના એ દિવસો અને એમના સાથમા ખેડેલો મિથિલાનો પ્રવાસ આખો સામે રમી રહે છે અને વળી એ વિચારે ચડે છે]

મિથિલાનગરીના એ નગરચોકે તે દહાડે મહારાજ જનકવિદેહીએ યજ્ઞપર્વ માંડયુ હતું સતી સીતાનો સ્વયવર યોજયો હતો ભારતવર્ષના એકેએક સિંહાસનોના માલિકો મિથિલાને આંગણે ઊતરી આવ્યા હતા! સ્વયવરમંડપની મધ્યમા એક ઊંચા આસને ભગવાન શંકરનુ ધનુષ હતું એની પણછ ચડાવી ટંકાર કરનાર સીતાપતિ બનવાના હતા! કેટકેટલા રાજવીઓએ પ્રયત્ન કર્યા! અરે કેટકેટલા રાજવીઓ માનભંગ થયા! આખરે મહારાજ જનક પણ આશાભંગ બનવા માંડ્યા ત્યારે કેટકટીની એ પળે ગુરુપ્રેર્યા વડિલબંધુ રામચંદ્રજીએ પણછ ચડાવી ટંકાર કર્યો! અને મહારાજ જનકે સીતાજીનો હાથ રામચંદ્રના હાથમા સોંપ્યો સાથે સાથે મારી સાથે ઉર્મિલાને પણ વરાવી! એ ઘડીએ એ મધુરુ બાળાની આખે કેવા નિર્મળ ભાવ વહેતા હતા! એવા નયનોને ઊંડાણે મારી અંદર કેટલી શ્રદ્ધા ઊભરાતી હતી! એના હૈયાને ધબકારે ધબકારે કેટલા કોડ ઊછળતા હતા! પણ પણ !

[લક્ષ્મણ ઘડીક થભી જાય છે વિચારતંદ્રામા ઊંડુ એનુ મન હિલોળે ચડે છે, અને લાકડીને ટેકે માથુ ઝુકાવી એ સ્થિર બની જાય છે એક—માત્ર એક જ ઝોકુ એ પળે એને આવી જાય છે પણ બીજી જ પળે એ જાગ્રત બની જાય છે, શિર ઉઠાવી એકદમ એ સ્વસ્થ બને છે અને દૂર દૂર નજર ફેંકે છે!] રામની આણ છે, સબૂર! જે હો તે ત્યા જ થભી જજો

[માનવઆકૃતિ અટકી જાય છે ધીમે પણ સાવધ પગને લક્ષ્મણ એની પાસે જાય છે સામે ઊભેલી એક નારીને જોઈ એ વિસ્મય બને છે] કોણ છો તમે! આવી આ અંધારી રાતે વગડા ખૂદી અહી આવવાનું કઈ પ્રયોજન?

[માનવમૂર્તિ પોતાના મુખ પરનું વસ્ત્ર અળગુ કરે છે એની આંખોમા જગજ્જનનીના માન—

વાત્સલ્યની કરુણા છવાઈ રહી છે એના મુખમંડળમાં લક્ષ્મણને માતા સુમિત્રાના દર્શન થાય છે. લક્ષ્મણ મસ્તક નમાવે છે. એને માથે હાથ મૂકી એ જોઈ રહે છે.]

નિદ્રા: મને ન ઓળખી ભાઈ? હું નિદ્રા!

લક્ષ્મણ: [નમીને] હવે ઓળખ્યાં માતા! શા માટે પધાર્યાં છો દેવી?

નિદ્રા. ભાઈ, લક્ષ્મણ, જાણે છે? ધરતીના જન્મ સાથે હું જન્મી ને એમાં જીવન પાંગર્યું ત્યારથી મેં પ્રયાણ આદર્યું! એ વાતને કેટલાં વર્ષો વીતી ગયાં એના આંકડા તો મારી પાસે નથી, પણ તારા જાગરણપર્વની રાત્રિઓ મેં ગણી છે!

લક્ષ્મણ: એ રાત્રિઓ ગણવાનો કંઈ ઉદ્દેશ, માતા?

નિદ્રા: અખંડ સેવાવ્રતના એ મહિમા તપના દર્શન કાજે, વીરા! અદ્ભુત! આવડી મોટી આ પૃથ્વીને પાટલે હજી સુધી તો તારા જેવો સેવાવ્રતનો બીજો કોઈ ભેખધારી મેં જોયો નથી, ભાઈ!

લક્ષ્મણ: તો આજે મારાં એ જાગરણ વ્રત છોડાવવા તો આવ્યાં નથીને દેવી?

નિદ્રા: મનમાં હોંસ તો છે કે તારાં એ વ્રત આજે હું પૂરાં કરાવું!

લક્ષ્મણ: શા માટે માતા?

નિદ્રા. ભાઈ, જીવમાત્રને મારો અંચળો ઓઢાડી એના તન-મનને શાંતિ અર્પવાનું મારે તો વ્રત છે! આજ આઠ આઠ વર્ષથી ધરતીને આ ખૂણે સાહ્યબીની પ્રતિમા સરખો, સદા જાગ્રત તને ઘૂમતો જોઉં છું. અને હું વિચારું છું કેવી કઠોર તપશ્ચર્યા! માતાપિતા જેવાં વડીલ ભાઈ ભાભીની સેવામાં જીવનની સર્વોપરી અર્પણા કેવો પરમ તપસ્વી! રઘુનંદન શ્રી રામચંદ્રજીને ચરણે પોતાનું સર્વસ્વ અર્પી દેનાર કેવો મહાન યોગી!

લક્ષ્મણ: તમારે પગે પડું માતા, એવું એવું બોલીને મને લજવશો નહિ! રામચંદ્રને માટે મારાથી કશું પણ થયું નથી એનો રંજભાર મારા અંતરમાં ઓછો નથી! ભાભી એ પુરુષોત્તમને આવા અઘોર વનના વાસ હોય માતા?

નિદ્રા, ધન્ય છે વીરા! આઠઆઠની સેવા કરવા છતાંયે તારા દેહને તારા મનને અભિમાનના એકાદ છાંટાનો પણ ડાઘ અડ્યો નથી. એવી તારી વિશુદ્ધતા જોઈ હું રાજી છું! પણ ભાઈ ઘડીવારનો વિસામો તારા સેવાવ્રતમાં ઊની આંચ નહિ આવવા દે હો!

લક્ષ્મણ: ના માતા, ના! એવું કંઈ બોલશો નહિ! જેને પુનિત ચરણે આ દેહ અર્પણ કર્યો છે એને ત્યાંજ રહેવા દેવાની મને શક્તિ મળે એટલું વરદાન દો દેવી!

નિદ્રા: તારા મનોરથ ફળજો વીરા! પણ ભાઈ, હજી પણ તું મારી પાસે માગ, એટલું હું ઇચ્છું છું!

લક્ષ્મણ: દેવી, બીજું તો શું માગું? હું તો જીવન જીવી ગયો છું. (ઘડીક થોભીને) આપ ખરેખર મારી પર તુષ્યમાન થયાં હો તો દેવી એક વરદાન માગું?

નિદ્રા: માગ, વીરા, માગ! એથી તો મારું જીવન પણ ધન્ય બનશે!

લક્ષ્મણ. આપની કૃપા મારી પર ઊતરી હોય તો અયોધ્યાના રાજમહેલે મારી રાહ જોતી ઉર્મિલાની ઉદાસી આંખે આપના અમૃતનાં વારિ છાંટજો માતા!

નિદ્રા: લક્ષ્મણ, વીરા, ધન્ય હજો તારી ભાવના!

[આશીર્વાદ દઈ નિદ્રાદેવી જાય છે. લક્ષ્મણ જાણે કંઈ જ બન્યું ન હોય એમ એનો ચોકી પહેરો શરૂ કરે છે.]

# પ્યારાબાપુ

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી અને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માનાં સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | – | રૂપિયા ૭ |
| પરદેશમાં | – | બાર શિલિંગ |
| છુટક નકલ | – | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ–૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામા લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમા પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યા આલીશાન મકાનો નહી પણ કલાત્મક ઝૂંપડાઓ હશે. ત્યા બધા ગૃહઉદ્યોગો હશે, ત્યા કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે ત્યાનુ વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમા સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામા હોય છે એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ-સ્વરૂપે વિકસે છે, ટોચે પહોચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટૂંકમા રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે

કળા, આમ દુનિયાના સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે

પ્રકાશક અને મુદ્રક ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય. નહેરુ રોડ, વિલેપારલે.

એવી કલ્પના હતી કે માણસો એવાં ઘડાય કે સમાજ સામે જોઇ અને ઇશ્વરના તંત્રમાં ગોઠવાયને જીવે. આ બધાનો આપણને જરૂર ખ્યાલ છે. એનાં ભાષણો અપાયા છે, પુસ્તકો લખાય છે. પણ આપણને ટેવ નથી એટલે વિચાર આચારમા પરિણમતા નથી

આ જગતમાં જેટલા ભૂલો કરે છે, એટલા દુષ્ટ જ છે એમ પણ નથી. આપણે એક સાદો દાખલો લઈએ. અમદાવાદમાં પાણીની તંગી છે. માણસ નળે જઈ પાણી લેશે. કૂદ દઈને ચકલી ખોલી નાખશે. પછી બંધ થઈ તો થઈ નહિ તો નહિ. તો શું એને અમદાવાદમાં પાણીની તંગી છે એની ખબર નથી? તો શું એ માણસ દુષ્ટ છે? ખબર છે, ને દુષ્ટપ નથી. પણ તેને કરકસરની ટેવ નથી. કેમ જીવવું–ઓછામાં–ઓછા ખર્ચે સારુ કેમ જીવવુ તેની ત્રેવડ નથી. અને એને અભાવે સમાજ તૂટતો જાય છે.

આજે આપણા વિદ્યાર્થીઓ કૉલેજમા જાય છે તેઓ ત્યા કોનો અંતેવાસ કરશે! ત્યાં સમાજના ચોકઠામાં કેમ ગોઠવાવુ એ શિખડાવનાર છે જ નહિ તો એ શુ શીખશે?

સમાજમાં કેટલાક ધંધાઓ જ એવા હોય છે કે જેમા ઇચ્છા હોય તોય સેવા ન થાય. દા. ત. મદ્દો. કારણ કે એમાંથી કંઇ જ પેદા થતુ નથી જ્યારે કેટલાક ધંધાઓ જ એવા હોય છે કે તે કરનાર ઇચ્છે કે ન ઇચ્છે તો પણ સેવા જ થતી હોય છે. એક ઢોર ચારનાર આખો દિવસ ઢોર ચારે, ઢોર લાંબુ કેમ જીવે, વધુ દૂધ કેમ આપે તેનો વિચાર કરે. એમાંથી એને દૂધ તો મળે પણ સાથેસાથે સમાજનું પણ હિત સધાયે. આવો એક આખો વર્ગ છે. પણ એ વર્ગને આજે પોતે *સમાજને ઉપયોગી છે એવુ ભાન નથી. એટલે એને પણ ધંધામાં રસ નથી. પોતાના નાના સરખા* કામથી સમાજ ટકી રહ્યો છે, એના કામની પણ સમાજને જરૂર છે એવું ભાન એને કરાવવાનું છે. આ કરાવી દઈએ એજ મોટી સેવા છે,

પણ આવું ભાન કરાવે કોણ? જે પોતે સમાજમાં ગોઠવાઈ ગયો હોય તે. એકવાર ગોઠવાઈ ગયા પછી એ માટે એને ઝાઝું બોલવું નહિ પડે. સવારમાં સૂર્ય ઊગતાં પહેલા કોઈ ઊઠે તો એના પાડોશીથી સૂઈ રહેવાનું નથી. એ તો એનું પોતાનુ કામ કરે છે. પણ તેના કામથી જે બીજાના દિલમા જાગવાની વૃત્તિ થાય છે, બીજાને ઢંઢોળીને ઉઠાડવાની પણ જરૂર નથી એવા માણસનું આખી દુનિયા અનુકરણ કરે તોયે નુકસાન ન થાય. આવુ ભાન આવે એટલે એના બધા વ્યવહાર જીવતા બની *જાય.

*(વિશ્વવાત્સલ્યમાંથી)

[અનુસંધાન પૃ० ૫૮થી]

કલ્પનામાં તો આદર્શોના મહેલો બાંધવા બહુ મીઠા લાગે છે પણ જ્યારે તે વાસ્તવિકતાનું રૂપ ધારણ કરવા માંડે છે ત્યારે કલ્પનામાં બંધેલા મહેલોના પાયા હવામાંથી ઉડતા હોય એમ લાગે છે અને નિરાશામાં અટવાઇ જવાય છે. અમારું એક સ્વપ્નુ છે. તે એ કે "પ્યારાબાપુ"ને ઘેરઘેર ગૂંજતું કરી આપણે બાપુની રામરાજ્યની કલ્પનાની દુનિયાના સાચા નાગરિક બનીએ. અમારું આ સ્વપ્નું અમારું મટી આપણા બધાંનું બની જાય તો તે કેવું સ્વરૂપ પકડે તેની કલ્પના કરી સકુ આ કાર્યમાં યથા શક્તિ સાથ આપે તો કેવું સારું!

## હે રામ

નરતનુ સમ નહિં કવનિઉ દેહી. જીવ ચરાચર જાચત જેહી ।
નરક સ્વર્ગ અપવર્ગ નિસેની. જ્ઞાન બિરાગ ભક્તિ સુભ દેની ॥

મનુષ્યશરીર જેવું એકે શરીર નથી જેને સર્વ જીવો માગે છે આ જ દેહ, નરક અને સ્વર્ગ તથા મોક્ષની નિસરણીરૂપ છે; એ જ જ્ઞાન, વિરાગ તથા ભક્તિનું સુખ દેનાર છે.




સો તનુ ધરિ હરિ ભજહિં. ન જે નર. હોહિં વિષયરત મંદ મંદતર ।
કંચન કાચ બદલે શઠ લેહી. કરતે ડારિ પરસમણિ દેહી ॥

આ દેહ પામી જે મનુષ્ય ભગવાનનું ભજન કરતો નથી અને વિષયો પર પ્રીતિ કરે છે, તે મહાન મૂર્ખ છે તે મૂર્ખ સુવર્ણને બદલે કાચ લે છે અને હાથમાંથી પારસમણિને ફેંકી દે છે.

સત્ય રઘુપતિ રાઘવ રાજારામ અહિંસા પતિત પાવન સીતારામ પ્રેમ

ॐ

અમુક બાબતો ઉપર વિવાદ ન કરવો. કોઈની લાગણી આઘાત ન કરવો. પોતપોતાના ધર્મ પ્રમાણે પૂરા વિશ્વાસની જરૂર છે. પ્રભુ ઈશ્વરની મદદ પ્રાર્થના કરવી. [illegible]

૧૩-૧૧-૩૮ ✓ બાપુના આશીર્વાદ

હે રામ

સેવા ઈશ્વર અલ્લા તેરે નામ અભય સબકો સન્મતિ દે ભગવાન શ્રમ

# પ્યારા બાપુ

વર્ષ ૧ સંપાદક :- નવીન ગાંધી અંક ૪

આડે રસ્તે જનાર પ્રત્યે પ્રેમ રાખવો, તેની સેવા કરવી ને આપણે સીધે જ માર્ગે જવું, એટલે કાળે કરીને આડે માર્ગે જનાર સીધે માર્ગે આવી જશે. — બાપુ

"એકબીજાનો અવિશ્વાસ ન કરશો. કોઈની સાથે અવિવેક ન કરશો. પોતપોતાના પ્રત્યે પણ વિનયની જરૂર છે, પ્રત્યેક ક્ષણનો સદુપયોગ કરજો. — બાપુ

વર્ષ ૨ — ૩૦ મે ૧૯૪૯ — અંક ૪

## વિષયસૂચી



# ક્રોધ અને તેનો ઉપાય

ક્રોધ પણ એક જાતનો રોગ જ છે.

ક્રોધ આવે ત્યારે મૌન લઈ રામનામ લેવું. પોતાની સાથે રહેતા હોય તેને કહી દેવું મારામાં ક્રોધ જુઓ એટલે મને ચેતવજો ને રામનામ લેજો એટલે હું સમજી જઈશ. હું ક્રોધ કરું એટલે મારી ઉપર ક્રોધ ન કરતાં મને માંદો ગણી દયા ખાજો. ને રામનામ રૂપી ઔષધ આપી દેજો ક્રોધ પણ એક જાતનો રોગ જ છે. આ દવા અજમાવજો ને મને લખજો.

બધા પ્રત્યે ઉદારતા કેળવવી.

ક્રોધ ન આવે એવું કરવાને સારુ બધા પ્રત્યે ઉદારતા કેળવવી અને બધામાં આપણે છીએ ને આપણામાં બધા છે એ ભાવના કેળવવી. સમુદ્રનાં બધાં બિંદુ નોખાં છે છતાં એક જ છે તેમજ આપણે આ સંસારસમુદ્રમાં છીએ. તેમાં કોણ કોની ઉપર ક્રોધ કરે?

"કોઈ ચીડાય તેને માંદગી થઈ છે તેમ સમજી તેની ઉપર પ્રેમ કરવો."

ઉપવાસાદિ બધા તપોને ક્રોધ ખાઈ જાય છે.

[ અપ્રગટ પત્રોમાંથી ]



# આશ્રમનાં ભજનો

વૃક્ષનસે મત લે, મન તુ વૃક્ષનમે મત લે ।
કાટે વાકો ક્રોધ ન કરહીં, સિંચત ન કરહીં સનેહ ॥ વૃક્ષન૦ ॥

ધૂપ સહત અપને સિર ઊપર, ઔર કો છાંહ કરેત ।
જો વાહીકો પથર લગાવત તાહીકો ફલ દેત ॥ વૃક્ષન૦ ॥

ધન્ય ધન્ય યે પરઉપકારી, વૃથા મનુજકી દેહ ।
સૂરદાસ પ્રભુ કહઁ લગિ બરનૌં, હરિજનકી મત લે ॥ વૃક્ષન૦ ॥

હે મન, તુ ઝાડ આગળથી સન્મતિ લે.

એને કોઇ કાપે છે તો તેના ઉપર એ ધખતાં નથી; તથા કોઇ બીજું પાણી પાય તો તેના ઉપર એ સ્નેહ કરતાં નથી.

પોતાને માથે એ તડકો ખમે છે અને બીજાને છાયા કરી આપે છે; અને કોઇ એને પત્થર મારે છે તો તેને એ ફળ આપે છે અને એવી રીતે એ અપકારનું સાટું ઉપકારથી વાળે છે.

આમ પરોપકારી ઝાડનું જીવન સફળ છે; માણસ પણ એવી રીતે પરોપકાર ન કરે તો એનો જન્મારો અફળ ગયો એમ જાણવું.

સૂરદાસ કહે છે કે હે મન, તું ભગવાનના ભક્ત આગળથી સન્મતિ લે.

સુજનો ન યાતિ વૈરં પરહિતનિરતો વિનાશકાલેઽપિ ।
છેદેઽપિ ચન્દનતરુઃ સુરભયતિ મુખં કુઠારસ્ય ॥

'પરોપકારનો રસિયો સજ્જન મરવા ટાણે પણ વૈરવૃત્તિ રાખતો નથી; ચન્દન[સૂખડ]ના ઝાડને કોઇ કાપે છે તો તે કુહાડાના પાનાને સુવાસિત કરે છે.'

દે.વા.



# એક પુણ્ય સ્મૃતિ

શુ. મ.

સાંજનો સમય હતો. આશ્રમવાસીઓ પશ્ચિમ દિશા તરફ મુખ કરી ધ્યાનસ્થ બેઠા હતા. ધ્યાન પૂરું થતાં તેઓ પોતપોતાના કામમાં તલ્લીન થઈ ગયા. થોડા વખત પછી એકાએક વીજળીની બત્તીઓ હોલવાઈ ગઈ. આશ્રમમાં બધે અંધકાર પ્રસરી ગયો. કેવળ આકાશમાં તારાઓ ચમકી રહ્યા હતા.

પરંતુ પૂજ્ય ગુરુદેવ હજી સુધી ધ્યાનમાં મગ્ન હતા. તેઓ વરંડામાં એક ખુરશી પર બેઠા હતા અને તેમની આંખો બંધ હતી. તેમના મુખ પર એક પ્રકારની અગમ્ય શાન્તિની ઝલક હતી. એમ લાગતું હતું કે જાણે આખા આશ્રમમાં ફક્ત એક જ દીવો સળગી રહ્યો હતો અને એ હતો ગુરુદેવનો આત્મ-દીપ.

હું ખુરશીની પાસે ચુપચુપ બેસી ગયો અને ગુરુદેવના ચરણકમળને હૃદયમાં રાખીને મેં પણ ધ્યાન કરવાનું શરૂ કર્યું. લગભગ એકાદ કલાક પછી ગુરુદેવે આંખો ઉઘાડી. મેં તરત જ ઊઠીને એમને પ્રણામ કર્યાં. તેઓ કંઈ બોલ્યા નહીં. એમ લાગતું હતું કે હજી તેઓ શાન્તિના સાગરમાં ડૂબેલા હતા. એટલે ફરીથી હું ખુરશીની પાસે બેસી ગયો.

થોડીવાર રહીને ગુરુદેવે આકાશ ભણી નજર કરી ત્યાં દીવાઓ હજી પ્રકાશી રહ્યા હતા, જો કે આશ્રમમાં ચારે બાજુ અંધકાર જ હતો.

તારાઓને જોઈને એકાએક ગુરુદેવ બોલી ઉઠ્યા. "જગતમાં ફક્ત સત્યમ્, શિવમ અને સુન્દરમ્ કાયમનાં છે, બીજી બધી વસ્તુઓ અને કૃતિઓ માણસ માટે નકામી છે, નાશવંત છે."

આ પ્રમાણે કહીને તેઓ પાછા શાન્ત થઈ ગયા અને એમની દૃષ્ટિ તારાઓ તરફ હતી.

હું વિદાય-પ્રણામ કરીને મારી ઝૂંપડીએ પાછો ફર્યો. આશ્રમની બત્તીઓ ફરી પાછી સળગી ઊઠી, અને મને એમ થયું કે તે પણ આકાશના તારાઓ તરફ જોઈને કહી રહી છે, 'અમે પણ કવિનો સંદેશો સાંભળ્યો છે અને એ સત્યને અનુસરવા અમેય "કોશિશ કરીશું."

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંમાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભાં છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યકત થાય છે.]




બાળાશ્રમને બાળાઓ,

માતાની આજ્ઞાનું પાલન કરો.

માતાનું વ્યાજબી કહ્યું જે બાળા ન કરે તેનો ભવ સુધરે નહીં. અને તેનું કોઈ માને નહી. આજકાલનાં છોકરાંઓમાં એ કુટેવ બહુ આવી ગઇ છે. તું તો એ કાઢી જ નાખેજે. સીતાજીના જીવન ઉપર નજર ફેરવી જજે. તારા કર્તવ્યનો વિચાર કરજે એટલે સહેજે માતા પ્રત્યે વિનય ઉત્પન્ન થશે.

* * * * *

કોઈને દુઃખ દેવું કે અગવડ કરવી એ હિંસા છે. સીસાપેનથી અક્ષર લખવા કે ખરાબ લખવા તેથી વાંચનારને અગવડ પડે છે, દુઃખ થાય છે. તેથી સીસાપેનના અક્ષર કે ખરાબ અક્ષર કાઢવામાં હિંસા છે. આ બરાબર છે કે?

* * * * *

તારું નામ તને કેમ નથી ગમતું? એમ કરવામાં માબાપનો અનાદર છે. કોઈને પોતાનું નાક ન ગમે તો ફેરવે કે? મા બાપે જે નામ આપ્યું તેથી સંતોષ માનવો, વળી ઇન્દુ નામ તો સરસ છે. ચંદ્રના જેવો તું તેજસ્વી પોષક અને શિતળ થા. એટલું કરશે તો ઘણું કર્યું ગણાશે.

* * * * * *

આપણને ઈશ્વરે જે શક્તિઓ આપી છે તે બધી નિયમમાં રાખવા સારુ ને કેટલીક છેક દબાવી દેવા સારુ. મોઢું આપ્યું છે તે બોલ બોલ કરવા સારુ નહિ. ઈશ્વરના કામસર બોલવા સારુ. હવે સમજ પડી?

# બુદ્ધ અને ગાંધીજી

સાવલિયા બિહારીલાલ વર્મા

ભગવાન બુદ્ધ અને ગાંધીજી એ બન્ને યુગાવતારી મહાપુરુષો છે. બન્ને અહિંસા ધર્મના મહાન પ્રવર્તક છે. છતાં પ્રત્યક્ષ રૂપે બન્નેમાં કંઈક અસમાનતા દૃષ્ટિએ પડે છે. કારણ કે બુદ્ધને ઈશ્વરમાં અને વેદમાં આસ્થા ન હતી, જ્યારે ગાંધીજીનું જીવન ઈશ્વરભક્તિથી ઓતપ્રોત હતું. પ્રત્યક્ષરૂપે આ અસમાનતા હોવા છતાંયે એ બન્ને મહાપુરુષોના કાર્યકલાપનું આપણે તુલનાત્મક દૃષ્ટિથી અધ્યયન કે વિશ્લેષણ કરીએ તો આપણને આશ્ચર્યજનક સમાનતા દેખાઈ આવશે.

બૌદ્ધ-ધર્મ વસ્તુતઃ હિંદુ-ધર્મમાં એક ક્રાંતિ હતી. બુદ્ધના સમય દરમિયાન ભારતવર્ષમાં મીમાંસકોનું પ્રાબલ્ય હતું. વૈદિક કાળમાં યજ્ઞને વધુ મહત્ત્વ અપાતું હતું. મીમાંસકોના વૈદિક કર્મકાંડમાં ઈશ્વરને કંઈ સ્થાન ન હતું, તેથી તાત્કાલીન સમાજમાં મીમાંસકોનું જોર હોવાથી ઈશ્વર સંબંધી એવો જ ભાવ પ્રચલિત હતો. એ કારણે ભગવાન બુદ્ધને પણ ઈશ્વર સંબંધી જટિલ પ્રશ્ન ઉઠાવવો નિરર્થક લાગ્યો. એકવાર બુદ્ધને એમના મુખ્ય શિષ્ય આનન્દે પૂછ્યું, "ભગવન્, ઈશ્વર છે કે નહિ?" ઉત્તરમાં ભગવાને એ વાતને ટાળવા માટે કહ્યું કે એ પ્રશ્નનો ઉકેલ લાવવા પર કે ન લાવવા પર મનુષ્યનો નિર્વાણ નિર્ભર નથી. બુદ્ધે ઈશ્વર વિશે પ્રશ્ન ઉઠાવ્યો જ નહિ.

બુદ્ધના ઉપદેશમાં હિંદુધર્મના મૂળ સિદ્ધાંત અંતર્નિહિત હતા. એમના ધર્મપ્રચારનો મુખ્ય ઉદ્દેશ સનાતન ધર્મનો મૂલોચ્છેદ નહિ, પરંતુ એની બૂરાઈઓનો સંસ્કાર માત્ર હતો. તેથી બુદ્ધને વિષે એમ કહેવું અનુચિત કહેવાશે કે એમને કોઈ નૂતન ધર્મની સ્થાપનાનો વિચાર કર્યો હતો.

મહાત્મા ગાંધીજી ઈશ્વરની સત્તાનો મનસા, વાચા, કર્મણા સ્વીકાર કરતા હતા પણ પરંતુ એમની માન્યતા સનાતન ધર્મીઓની માન્યતા કરતાં અત્યંત ભિન્ન હતી. ગાંધીજી શુદ્ધ બ્રહ્મની સત્તામાં માનતા હતા. જેને આપણે આપણી રુચિ-અનુસાર રામ, કૃષ્ણ, અલ્લા, ગૉડ ઈત્યાદિ નામોથી સંબોધીએ છીએ. ગાંધીજીએ તો 'અનાસક્તિયોગ'ની પ્રસ્તાવનામાં સ્પષ્ટ જ કહ્યું છે કે માનવીને ઈશ્વર-રૂપ થયા વિના ચેન પડતું નથી, શાંતિ મળતી નથી.

ભગવાન બુદ્ધે જન્મગત વર્ણ-વ્યવસ્થાનો સ્વીકાર કર્યો નહિ, તેથી બૌદ્ધ-ધર્મ ભારતવર્ષમાં નીચ જાતિના લોકો માટે મુક્ત વરદાન હતું અને તેઓ ઉચ્ચ વર્ગોના અન્યાયોથી બચવાના ઉદ્દેશથી બહુ ઉત્સુકતાથી આ નૂતન ધર્મને ગ્રહણ કરવા લાગ્યા. થેરગાથામાં એક હૃદયંગમ કથા છે. થેરસુનીત કહે છે, 'હું એક નીચ વંશમાં જન્મ્યો છું. હું સુકા પાંદડાંઓને ઝાડવાનું કામ કરતો હતો. મારા પર લોકો ખૂબ ઘૃણા કરતા હતા હું સર્વની પ્રત્યે આદરાન્વિત ભાવે જોતો હતો, અને સૌનો સત્કાર કરતો હતો. જ્યારે ભગવાન બુદ્ધ મગધના મુખ્ય શહેરમાં જઈ રહ્યા હતા, ત્યારે એમને ભિક્ષુઓના સાથે મેં જોયા. મેં મારો બોજો ફેંકી દીધો અને એમની પાસે જઈને વન્દન પ્રણામ કર્યા. મારા પર દયા લાવી એ મહાન પુરુષ થોભ્યા. મેં એ મહાત્માને મને ભિક્ષુ બનાવવા પ્રાર્થના કરી. અને એ દયાળુએ કહ્યું, "હે ભિક્ષુ, અહિં આવો.' અને હું ભિક્ષુ થયો."

ગાંધીજીએ પણ અંત્યજોની દુરવસ્થા નિહાળી. એમનું હૃદય દ્રવી ઊઠ્યું. એમણે અંત્યજોના ઉદ્ધારને માટે ભગીરથ પ્રયત્ન કર્યો. તેમને 'હરિજન'ના નામે સંબોધવા લાગ્યા. હરિજન બાળક અને બાલિકાઓને પોતાના આશ્રમમાં પોતાના બાળકોની પેઠે રાખ્યાં અને સર્વ પ્રકારના ભેદભાવને દૂર

કર્યા પ્રમગપ્રાપ્ત તેમની વચ્ચે નિવાસ પણ કર્યો સર્વ જીવ સમાન છે અને ભગવાનના દ્વાર સમાન રૂપથી સૌને માટે ખુલ્લા રહેવા જોઈએ એમ માનીને ગાંધીજીએ મંદિર-પ્રવેશની ચળવળ ચલાવી અને આ સમસ્યાનો એમના જીવનકાળમા જ ઉકેલ આણ્યો આ રીતે જ્યા ભગવાન બુદ્ધે ધર્મમા જાતિ કુળનો ભેદ દૂર કરીને ઉપાલી જેવા હલકી જાતિના લોકોને પણ ઉચ્ચ સ્થાન પ્રાપ્ત કરવાનો સુગમ માર્ગ મોકળો કરી આપ્યો ત્યા ગાંધીજી કોઈપણ નવા ધર્મને સ્થાપ્યા વિના વર્તમાન હિંદુ-ધર્મને હરિજનોને માટે વિસ્તૃત કરવામા સમર્થ થયા

ભગવાન બુદ્ધે પવિત્રતા ત્યાગ અને સદાચારના આધાર પર પોતાના સિદ્ધાંતોનો પ્રચાર કર્યો હતો અને જે સફળતાથી આ મહાન ગુરુ પૃથ્વી ભરમા આટલી શીઘ્રતાથી પૂજ્ય બની ગયા એ ફક્ત બૌદ્ધ-ધર્મની જ શોભા નથી પરંતુ સર્વ ધર્મોને માટે આદર્શ છે એમનો ધર્મ પંચશીલને નામે પ્રસિદ્ધ છે એ સંક્ષેપમા આ પ્રકારે છે —

[૧] જૂઠું બોલવું ન જોઈએ તેણે બીજાની પાસે અસત્ય બોલાવવું ન જોઈએ અને અસત્ય બોલનારને અનુમોદન પણ ન આપવું જોઈએ આ સર્વ પ્રકારે અસત્યનો ત્યાગ કરવો જોઈએ

[૨] કોઈ કાઈપણ જીવને ન મારે માનવીએ કોઈ જીવન મારવો ન જોઈએ કે મરાવવો ન જોઈએ જો બીજા લોકો કોઈ જીવને મારે તો તેને ઉત્તેજન આપવું ન જોઈએ તેણે સર્વ જીવોને ભલે એ બળવાન હોય નિર્બળ-મારવાનો વિરોધ કરવો જોઈએ

[૩] વ્યભિચાર કરવો ન જોઈએ બુદ્ધિમાન મનુષ્યે વ્યભિચારનો ત્યાગ સળગતા કોલસાની પેઠે કરવો જોઈએ

[૪] કેફી વસ્તુનું પાન કરવું ન જોઈએ

[૫] જે વસ્તુ આપવામા આવી ન હોય તે ન લેવી એ વસ્તુ કદાપિ ન લેવી જોઈએ જે બીજાની હોય કે જે આપવામા ન આવી હોય

ગાંધીજીની વિચાર-ધારાનું મૂળ સ્રોત (૧) સત્ય (૨) અહિંસા (૩) બ્રહ્મચર્ય (૪) માદક દ્રવ્યનો ત્યાગ અને (૫) અસ્તેય પર અવલંબેલું છે, જે ભગવાન બુદ્ધના પંચશીલનું આધુનિક સંસ્કરણ છે

એક વખતે એક ભિક્ષુ પેટના રોગથી પીડાતો હતો બિચારો પોતાના મળમૂત્રમા પડ્યો હતો આનંદની સાથે ભગવાન ભમતા ભમતા જ્યા પેલો ભિક્ષુ પડ્યો હતો ત્યા જઈ પહોંચ્યા જઈને પૂછ્યુ ભિક્ષુ તમને કયો રોગ થયો છે?

ભગવન્ પેટની બીમારી છે

ભિક્ષુ તારો કોઈ પરિચારક છે?

નથી

બીજા ભિક્ષુ શા માટે તારી સેવા કરતા નથી?

ભગવન્ મારી સાથે કોઈપણ ભિક્ષુનુ બનતું નથી

ભગવાને આનંદને કહ્યુ આનંદ, પાણી લઈ આવ આ ભિક્ષુને હું નવડાવીશ.' આનંદ પાણી




# ગાંધી–ગુરુ

ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોત-પોતાના ગુરુને મહત્તાથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે આવી વિખવાદિતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને એ શી રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતાં તેઓમાં રહેલા સામ્યતાના સ્પષ્ટતને જ વહેતુ મૂકવામાં આવ્યું છે.]

'કુદરત એ પ્રભુનું એક હસ્તલિખિત પુસ્તક છે'—એમ એક અંગ્રેજ કવિએ કહ્યું છે. તેથી આ પુસ્તકમાં જે કાંઈ લખ્યું છે તેનું અધ્યયન કરવું માણસને માટે આવશ્યક છે. વિજ્ઞાની માટે વિજ્ઞાનના નિયમો, કલાકાર માટે સૌન્દર્યની રૂપરેખા, એવી રીતે પ્રત્યેક પ્રકારની વ્યક્તિને માટે એ પુસ્તકમાંથી કંઈને કંઈ જાણવાનું મળી રહે છે.

પણ દુઃખની વાત તો એ છે કે ઘણીવાર માણસ કુદરતના ખોળામાં બેસીને પણ 'મા'નું મુખ જોતો નથી! તેની તરફ એ બેદરકાર રહે છે અથવા 'મા'ના ચરણે બેસીને શિક્ષામણ નથી લેતો. એનું પરિણામ એ આવે છે કે એનું જીવન સર્વાંગી નથી બની શકતું.

કુદરતનો પ્રભાવ માણસના જીવન પર અનેક રીતે પડે છે, જો કે એને તે પ્રભાવનું જાગ્રત જ્ઞાન ઘણીવાર હોતું નથી. પણ એક દિશામાં તો તેને પ્રભાવનું મુખ્ય જ્ઞાન મોડું વહેલું મેળવવું જ પડે છે. એ છે પ્રકૃતિનો પ્રભાવ મનુષ્યના શરીર પર.

મનુષ્યનું શરીર પંચ મહાભૂતોનું બનેલું છે. એ પંચ મહાભૂત સંબંધે તેણે સારી રીતે જ્ઞાન મેળવવું જ જોઈએ. જો તે પોતાનું શરીર તંદુરસ્ત રાખવા ઈચ્છતો હોય તો હવા, પાણી, માટી, તડકો વગેરે કેવી રીતે એના શરીરને તંદુરસ્ત રાખી શકે છે તે એણે જાણવું જોઈએ.

એટલે જ ગાંધીજી અને ગુરુદેવ એ બન્નેને કુદરતી ઈલાજમાં એટલો વિશ્વાસ હતો કે જ્યારે

જ્યારે શરીર બગડી જતું ત્યારે તેઓ તરત જ દાક્તરની સલાહ નહીં લેતા જ્યાં સુધી બની શકે ત્યાં સુધી કુદરતના નિયમાનુસાર શરીરમાં જે કંઈ બગાડ દાખલ થયેલો હોય તેને બહાર કાઢવા મથતા. જો કે ગુરુદેવ હોમિયોપેથિ અને બાયોકેમિનો પણ ઉપયોગ કરતા હતા.

ઉપવાસ, પાણીના પ્રયોગો, અમુક વનસ્પતિનો રસ, ફળાહાર, બહારની ખુલ્લી હવા અને મુક્ત તડકામાં બેસવું, એવી 'દવાઓ'થી મોટે ભાગે તેઓ પોતાની સાધારણ બીમારી તો દૂર કરી જ દેતા. એક બીજી દવા પણ હતી. જેનો ઉપયોગ તેઓ કરતા–ગુરુદેવ તાવ દૂર કરવા માટે પોતાનું ગીત અથવા વાર્તા લખવાનું કામ ચૂપચાપ વધારે કરતા, જ્યારે ગાંધીજી સાધારણ માંદગીમાં ચૂપચાપ વધારે ચરખો ચલાવતા અને લેખો અથવા પત્રો લખતા! એમાં પણ કુદરતનો એક વિશેષ નિયમ છુપાયેલો છે.

એક કવિએ પોતાની એક કવિતામા માણસને એવી ભલામણ કરી છે કે તેણે કુદરતની જેમ કામ કરવું જોઇએ. પછી એ કવિ સમજાવે છે કે કુદરત પોતાનુ કામ મહેનત અને મૌન બન્નેને જાળવીને કરે છે. તેથી તો કુદરતનું કારખાનું હજારો વરસથી સારી રીતે ચાલતું આવ્યું છે.

એવી રીતે કુદરતની મદદ લઈને માણસ બીમારીને અમુક હદ સુધી તો પોતાનાં બારણાંથી દૂર રાખી શકે છે. તેથી એણે પોતાનું સાચું રૂપ ઓળખવું જોઈએ. અને સાથે સાથે પોતાને તંદુરસ્ત રાખવાના નિયમો પણ શીખી લેવા જોઇએ. ત્યારે જ એનુ શિક્ષણ સંપૂર્ણ થયેલું ગણાશે. એમાં કુદરત એનો એક સાચો શિક્ષક બની શકે છે, જેમકે પોતાને ઓળખવા માટે મૌન સર્વશ્રેષ્ઠ ગુરુ છે.

### મૌન આત્મવિકાસમાં પણ મદદરૂપ છે.

હું મૌનમાં હોઉં છું ત્યારે ઇશ્વરની સાથે વધારે અનુસંધાન અનુભવી શકું છું; જો કે હું એટલું કબૂલ કરું છું કે આપણે મૌનમાં હઇએ કે બોલતા હઇએ, એકાન્તમાં હઈએ કે ધાંધલિયા ટોળામાં હઈએ, તો પણ નિરંતર ઇશ્વરની સાથે અનુસંધાન અનુભવવાની શક્તિ આપણામાં હોવી જોઇએ. મૌનવાર મેં શરૂ કરેલો તે તો ખલેલ વિના કામ કરવાનો એક આખો દિવસ મળે એટલા સારુ. મારે એકાગ્રપણે કામ કરવું હોય છે ત્યારે ઘણીવાર, સોમવાર સિવાયનો બીજો દિવસ હોય તો પણ, મૌન લઉં છું. એ જો કે શરૂ તો શારીરિક સગવડને ખાતર કરેલો, છતાં આત્મવિકાસમાં પણ ભારે મદદરૂપ થઈ પડ્યો છે. દિવસોના દિવસ સુધી હું અખંડ મૌન પાળતો હોઉં છું ત્યારે ઈશ્વરનું સાંનિધ્ય વધારે ને વધારે અનુભવું છું.

— ગાંધીજી.



પણ એમાંથી જ છે. મૌન વખતે પ્રથમ ઝોકાં આવે, અનેક વિચારો આવે એ બધું સાચું છે. એ કાઢવાને માટે જ મૌનની જરૂર છે. આપણને બહુ બોલવાની ને અવાજો સાંભળવાની ટેવ પડી ગઈ છે. એટલે મૌન અઘરું લાગે છે. જરા અભ્યાસથી તે ગમી જશે ને ગમ્યા પછી તેમાંથી જે શાંતિ મળશે તે અલૌકિક હશે. આપણે સત્યના પૂજારી છીએ તેથી મૌનનો અર્થ જાણી તે અર્થને અનુસરે એવું જ મૌન પાળવાનો પ્રયત્ન કરીએ. મૌનમાંયે ગમસ્ટણું કરાય જ. મૂળ વાત એ છે કે આપણું મન મૌનને માટે તૈયાર હોવું જોઈએ. જરા વિચાર કરવાથી તેની અગત્ય સમજાય એવી છે. શું નમાજમાં પાંચ મિનિટ લગી સ્થિર બેસતાં આપણને ન આવડે? તમે કોઈ દિવસ નાટકમાં ગયા છો? ઘણી નાટકશાળામાં વાતો કરવાની મનાઈ હોય છે. મારા જેવા રસિયા કલાક વહેલા જઈને બેસે. નાટકનો રસ એક કલાકનું મૌન પળાવે. પણ એથીયે બસ નથી થતું. નાટક તો ચાર પાંચ કલાક ચાલે. એ આખો વખત પણ જોનારે તો મૌન પાળવું જ રહ્યું ના! પણ એ તો ગમે એને મન અનુકૂળ છે તેથી તે મૌન વસમું નથી લાગતું. ત્યારે ઈશ્વર પ્રીત્યર્થે પાંચ મિનિટનું ભારે [illegible] આ વિચારશ્રેણીમાં ભૂલ હોય તો બતાવજો ને ભૂલ ન હોય તો રસપૂર્વક મૌન ધારણ કરજો ને તેની [illegible] પાસે સારી [illegible] વાતચીત કરજો. **બાપુના આશીર્વાદ.**

[શક્તિ મેળવવા અને વધારવા બાપુ સોમવારે મૌન રાખતા અને મૌનનો સમય જરૂરી કાગળો તેમજ 'હરિજન' પત્રનું લખાણ તૈયાર કરવામાં ગાળતા. આ મૌન એમને મન ધાર્મિક સાધન હતું. મૌનથી તેઓ સારા પ્રમાણમાં આરામ અને અંતરની શાંતિ મેળવી લેતા. ઉપરનો પત્ર શ્રીમતી રમાબેન [illegible] આભાર સહિત પ્રગટ કરીએ છીએ]

## મૌન આત્મનિગ્રહનું સાધન છે

"અનુભવે મને એ પણ બતાવ્યું છે કે, મૌન સત્યના પૂજારી માટે આત્મનિગ્રહનું એક જબરદસ્ત સાધન છે. મનુષ્યમાં ઘણું કરીને અતિશયોક્તિ અથવા સત્યને છુપાવવાની કે વિકૃત કરવાની પ્રકૃતિ જોવામાં આવે છે. મૌન એક એવું શસ્ત્ર છે જે નિર્બળ ટેવોનો નાશ કરે છે. થોડું બોલનાર દરેક શબ્દને તોળી તોળીને બોલે છે અને તેથી વગર વિચાર્યે કદી બોલતો નથી." ગાંધીજી.





[ચિત્રકાર] [ગોવર્ધન પંચાલ

"... એ ભગવાન બુદ્ધે હિંદુ ધર્મને શીખવ્યું.'

## બુદ્ધ ભગવાન કહે છે:-

"સર્વત્ર આસક્તિ ઉત્પન્ન કરનારી તૃષ્ણા જ દુઃખનુ મૂળ છે."

દુઃખ આત્માનો ધર્મ નથી અને તે બીજા કોઈએ ઉત્પન્ન કર્યું છે એમ કહેવું પણ ખોટું છે. તે કાર્યકારણના નિયમથી ઉત્પન્ન થયુ છે. તૃષ્ણા છે તેથી દુઃખ છે; તૃષ્ણા ન હોય તો દુઃખ પણ ન હોય તૃષ્ણા એટલે અતૃપ્તિ. એ ત્રણ પ્રકારની છે. કામતૃષ્ણા, ભવતૃષ્ણા અને વિભવતૃષ્ણા. કામતૃષ્ણા એટલે કામભોગના પદાર્થોની તૃષ્ણા. ભવતૃષ્ણા એટલે જીવિતતૃષ્ણા અને વિભવતૃષ્ણા એટલે વિનાશતૃષ્ણા

દુઃખનિરોધ એટલે દુઃખનુ આકલન, દુખનો નાશ તૃષ્ણાનો નાશ કરીને જ દુઃખનો નાશ કરી શકાય છે. ઉપર કહેલી ત્રણેય તૃષ્ણાનો નાશ થાય તો જ દુઃખ નાશ પામે છે. બીજા ઉપાયો નકામા છે.

હે ભિક્ષુઓ! ધાર્મિક મનુષ્યોએ આ બે છેડા તરફ જવું નહિ તે બે છેડા કયા? પહેલો, કામોપભોગમાં સુખ માનવુ તે: એ હીન છે, ગ્રામ્ય છે, સામાન્ય માણસો સેવે એવો છે, અનાર્ય છે અને અનર્થકારી છે બીજો, દેહદંડ કરવો તે; એ દુઃખકારક છે, અનાર્ય છે અને અનર્થકારી છે. આ બંને છેડે ન જતાં તથાગતે જ્ઞાનચક્ષુ ઉત્પન્ન કરનાર ઉપશમ, પ્રેમ, સંબોધ અને નિર્વાણનો કારણભૂત મધ્યમમાર્ગ શોધી કાઢ્યો છે. તે કયો? સમ્યક્ દૃષ્ટિ, સમ્યક્ સંકલ્પ, સમ્યક્ વાચા, સમ્યક્ કર્માન્ત, સમ્યક્ આજીવ, સમ્યક્ વ્યાયામ, સમ્યક્ સ્મૃતિ, અને સમ્યક્ સમાધિ આ તે આર્યઆષ્ટાંગિક મર્ગ છે.

# હે રામ

આ,... ગયા અઠવાડિયાનો મારો કાગળ મળી ગયો હશે. આજે મંગળવાર છે. કાંતણ કરીને આ લખવા બેઠો છું. હજુ ૪ નથી વાગ્યા. પટનામાં છું, એક મકાન સંકટ નિવારણ સમિતિએ ભાડે લીધું છે તેમાં તંબુ તાણ્યા છે. તંબુમાં પણ કેટલાક રહે છે રાજેન્દ્રબાબુ તેનાં બ્હેન પ્રભાવતી, તેનો વર, બધાં અહીં છે ...હવે પ્રવચન:—

[આપણી જીભે રામ જ હશે તો કોઈ દહાડો હૃદયમાં ઉતરશે, અને હૃદયમાં ઉતર્યું એટલે રગેરગમાં વ્યાપ્યું સમજવું.]

તા. ૧૩-૩-૩૪.

મેં વિષ્ણુ દિગંબર શાસ્ત્રીએ કહેલી આખ્યાયિકા વર્ણવવાનું લખ્યું હતું ને આપું છું. ભક્તિનું સ્વરૂપ બતાવવા તે રચાયેલી છે જ્યારે રામજી સીતાજીને પુષ્પક વિમાનમાં લઈને અયોધ્યા પધાર્યા ત્યારે હનુમાન વિ. સાથે હતા. હવે બધાયને વિદાય કરવાનો સમય આવ્યો. એટલે દરબાર ભરાયો. સહુને રામજી ભેટ્યા, સીતાજીએ બધાના માથા ઉપર હાથ મુક્યા. આમ બધાની વિદાય થઈ. સહુને ઈનામો અપાયાં. હનુમાનજીની વારી આવી. સીતાજીએ પોતાને ગળેથી કાઢી હનુમાનજીને ગળે મણી માળા લગાવી ને તેને ગળે સરસા ચાંપ્યા. હનુમાનજીને મણીમાળા માથે શું લાગે વળગે એણે તેને તોડીને મણીકા એક પછી એક ચાવે ને તોડે તેમાં રામ નામ ન મળે એટલે ફેંકી દે. આ ઉપરથી સહુને આશ્ચર્ય થયું. સીતાજીએ પોતાને ગળેથી ઉતારીને આપેલા હારના આ હાલ? સીતાજીએ હનુમાનને કારણ પુછ્યું. હનુમાન બોલ્યા. માતાજી! જેમાં રામ નામ ન હોય એવા મણકાનો હાર પહેરીને હું ક્યાં જાઉં! મારે એ વિના બીજું ન જોઈએ. સહુને વધારે વિસ્મય થયો. કોઈએ કહ્યું: 'એમ છે તો તમારા શરીરમાં તો રામનામ દેખાતા નથી એનું શું?' હનુમાન ખડખડાટ હસ્યા ને બોલી ઉઠ્યા 'ઠીક છે ત્યારે જુઓ.' એમ કહી પોતાની છાતી ચીરીને બેઠા. કોઈ ચાલ્યો તેને જુદે જુદે અંકુ રામ નામ જોવા લાગ્યા ને 'જય, જય અમે જોયું અમે જોયું કૃપા કરો કૃપા કરો.' હનુમાને એ રૂપ બંધ કર્યો ને આખી કચેરીમા જય ઘોષ થયા. સીતાજીએ તેને છાતી સરસા ચાંપ્યા ને હર્ષના આંસુએ નવરાવી દીધા.'

આ જોડી કાઢેલી વાત છે. રામાયણમાં પણ એ જોવામાં નથી આવતી. હનુમાનને પોતાની ભક્તિ છાતી ચીરીને બતાવવાપણું ન હતું. પણ આમાંથી જ્ઞાન મેળવવાનું છે. હનુમાનને ઈનામની ગરજ નહતી. તેને તો પોતાની સેવા ઈનામરૂપ હતી. તેની ભક્તિ દેખાવની નહતી. મોટાઈની પણ નહતી. સેવા એ તેની ભક્તિ હતી. તેની રગેરગમાં તેના શ્વાસોશ્વાસમાં રામ હતા. ઉઠતાં બેસતાં ખાતાં પીતાં સુતાં જાગતાં તેને રામનીજ ધુન હતી. તેણે મન વચન ને કાયા રામજીને સોંપી દીધા હતાં. તેની વીરતા તેની ભક્તિને આધીન હતી. તેમાંથી નીકળી હતી. પ્રયત્ન કરવાથી એવીજ ભક્તિ આપણને સાંપડે. જ્યારે ત્યારે આપણી જીભે રામ જ હશે તો કોઈ દહાડો હૃદયમાં ઉતરશે. અને હૃદયમાં ઉતર્યું એટલે તે રગે રગે વ્યાપ્યું સમજવું.

બાપુના બધી બહેનોને આશીર્વાદ

# બુદ્ધ પાસે બ્રહ્મદેવ આવ્યા એટલે શું?

બોધિસત્ત્વ બુદ્ધ થયા પછી એક દિવસે નેરંજના નદીના કાંઠા પરના પ્રદેશમાં રહેતા હતા ત્યારે તેમના મનમાં એવો વિચાર આવ્યો કે –

"મહાપ્રયત્ન કરીને આ માર્ગનું જે જ્ઞાન મને પ્રાપ્ત થયું છે, તે લોકોને કહેવું નિરર્થક લાગે છે. કારણ કે, લોભ અને દ્વેષથી ભરેલા લોકો તેને જલદી સમજી શકવાના નથી.

"આ માર્ગ લોકપ્રવાહથી ઊલટો જનારો છે, જ્ઞાનયુક્ત છે, ગંભીર છે, દુરધિગમ છે અને સૂક્ષ્મ છે, (તેથી) અજ્ઞાનાવરણથી આચ્છાદિત અને કામાસક્ત માણસોને તેનું જ્ઞાન થવાનું નથી.

ભગવાનના મનનો આ વિચાર બ્રહ્મદેવે જાણ્યો, અને તે મનમાં બોલ્યા, 'અરેરે, બુદ્ધ જો ધર્મોપદેશ નહિ કરે, તો લોકોને બહુ હાનિ થશે! તેમનો નાશ થશે!' એમ કહી, તે તુરત બુદ્ધની સામે પ્રગટ થયા અને બોલ્યા —

"હે વીર, હે લોકનાયક, હવે ઊભો થા! તેં સંગ્રામમાં જય મેળવ્યો છે અને તું ઋણમુક્ત થયો છે હવે લોકમાં સર્વત્ર ફરીને હે ભગવન્! તારા ધર્મનો પ્રચાર કર. તારો આ ધર્મ સમજનારા પણ (કેટલાક) હશે જ" બ્રહ્મદેવની આ પ્રાર્થના મુજબ બુદ્ધે ધર્મોપદેશ કરવાનો નિશ્ચય કર્યો.

હવે, આ બ્રહ્મદેવ કોણ, એ અહીં આપેલા ફકરા પરથી અથવા મહાવગ્ગની કથા પરથી સમજવું કઠણ છે. પણ તેવિજ્જસુત્ત, મહાગોવિંદસુત્ત ઇત્યાદિ સુત્તોમાં તેનું જે વર્ણન મળે છે, તે પરથી તેની સાચી કલ્પના કરી શકાય છે.

મૈત્રી–(સાર્વત્રિક પ્રેમભાવ), કરુણા–(દયા), મુદિતા–(આનંદ વૃત્તિ) અને ઉપેક્ષા–(પરવા ન કરવી) આ ચાર ભાવનાઓને બ્રહ્મવિહાર કહે છે. કરણીયમેત્તસુત્તમાં કહ્યું છે—

> માતા યથા નિયં પુત્તં આયુસા એકપુત્તમનુરક્ખે ।
> એવં પિ સબ્બભૂતેસુ માનસં ભાવયે અપરિમાણં ॥

'માતા જેમ પોતાના એકના એક પુત્રનું પોતાના પ્રાણ ખર્ચીને પણ પરિપાલન કરે છે, તેમ તેણે, પ્રાણીમાત્રને વિષે અપરિમિત પ્રેમથી પોતાનું મન ભરી રાખવું.'

> મેત્તં ચ સબ્બલોકસ્મિં માનસં ભાવયે અપરિમાણં ।
> ઉદ્ધં અધો ચ તિરિયં ચ અસંબાધં અવેરં અસપત્તં ॥

'અને મનમાં અપરિમિત મૈત્રીની ભાવના કરવી, ઉપર, નીચે અને ચારે બાજુઓ પ્રેમથી ભરી કાઢવી; તે પ્રેમને કશાય અટકાવ ન હોય, તેનો કોઈપણ શત્રુ કે હરીફ ન હોય!'

> તિટ્ઠં ચરં નિસિન્નો વા સયાનો વા યાવતસ્સ વિગતમિદ્ધો ।
> એતં સતિં અધિટ્ઠેય્ય બ્રહ્મમેતં વિહારં ઇધમાહુ ॥

'ઊભો હોય, ચાલતો હોય, બેઠો હોય, કે શય્યા પર પડ્યા પછી ઊંઘ ન આવે ત્યાં સુધી, મૈત્રીની ભાવના જાગ્રત રાખવી, કેમકે (પંડિત લોકો) એને જ બ્રહ્મવિહાર કહે છે.'

એ ઉપરથી એમ દેખાઇ આવે છે કે, બ્રહ્મદેવ એટલે મૈત્રી, કરુણા, મુદિતા અથવા ઉપેક્ષા એમાંથી એકાદ મનોવૃત્તિ હશે. માતા જેમ ધાવણા છોકરાનું મૈત્રીથી (પ્રેમથી) પાલન કરે છે, તે માંદુ થાય ત્યારે કરુણાથી તેની સેવા કરે છે, પછી વિદ્યાભ્યાસાદિકમાં તે હોશિયાર થાય એટલે મુદિત અંતઃકરણથી તેને વખાણે છે, અને ત્યાર પછી જ્યારે તે સ્વતંત્રપણે સંસાર શરૂ કરે, અથવા માતાના [અનુસંધાન પૃ૦ ૯૨]

# સંતો-ભક્તો-શહીદો

[સંતોનું જીવન પારસમણિ જેવું છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને મનનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે. એથી જ આપણા દેશમાં સંતસમાગમ સાધનાનું એક મહત્ત્વનું અંગ ગણવામાં આવ્યું છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઈને કોઈ સંતના જીવનની રૂપ-રેખા આપવાનું ઉચિત ગણ્યું છે.]

## સ્વ૦ અધ્યાપક ધર્માનંદ કોસંબી

શ્રી. ધર્માનંદ કોસંબી મૂળે મહારાષ્ટ્રી બ્રાહ્મણ. નાનપણમાં બુદ્ધ ભગવાન વિષે મરાઠીમાં કાંઈક વાંચી તેમના પ્રત્યે ખેંચાયા, અને તે જ સમયે મનથી તેમનું 'શરણ' સ્વીકાર્યું. પછી તેમને બુદ્ધ અને તેમના ધર્મ વિષે સંપૂર્ણ જ્ઞાન મેળવવાની ખ્વાહેશ થઈ. તે માટે અત્યંત પરિશ્રમ ઉઠાવી અને જોખમો ખેડી તે નેપાળ, બ્રહ્મદેશ અને લંકા ગયા, અનેક સાધુઓને પ્રણિપાત કરી, સેવી, પ્રશ્નો પૂછી પરંપરાગત માહિતી મેળવી, અનેક ભાષાઓનો અભ્યાસ કર્યો, અને છેવટે બૌદ્ધ ધર્મના જગન્માન્ય પંડિતોમાં પ્રતિષ્ઠાનું સ્થાન પ્રાપ્ત કર્યું, અમેરિકા અને રશિયાની વિદ્યાપીઠોમાં અધ્યાપકપણું કર્યું. મહારાષ્ટ્ર, બનારસ વગેરેમાં કર્યું, અને ગુજરાત વિદ્યાપીઠમાં કર્યું, એ તો આપણે સૌ જાણીએ જ છીએ

શ્રી. કોસંબીજી કુલપરંપરાથી મળેલો વૈદિકધર્મ છોડી બૌદ્ધ બન્યા છે. ઘણીવાર એવું જોવામાં આવે છે કે એ રીતે ધર્માન્તર કરનારની પોતાના નવા પંથના ધર્મગ્રંથો અને માન્યતાઓમાં એવી અંધશ્રદ્ધા બંધાઈ જાય છે કે તેમાંથી સત્યાસત્યવિવેક કરવાની એનામાં હિંમત કે બુદ્ધિ રહેતી નથી. પંથમાં અતિ પૂજ્યબુદ્ધિથી વંચાતા પુસ્તકોમાં કાંઈક જૂઠું, કોઈ બીજા પંથ વિષે દ્વેષબુદ્ધિથી લખાયેલું, અતિશયોક્તિથી ભરેલું વગેરે હશે, એમ મનમાં શંકા પણ ઊઠે તો તેના શ્રદ્ધામાં બાધા આવશે, ઇષ્ટદેવતા એનો સ્વીકાર નહિ કરે, વગેરે દહેશતથી એ ઇરાદાપૂર્વક પોતાની વિવેકબુદ્ધિને અંધશ્રદ્ધાનું તાળું મારી દે છે, અને તેને ફરી પણ ખોલતો નથી. શ્રી. કોસંબીજીના ધર્માન્તરે એમને વિવેકશૂન્ય બનાવ્યા નથી, પણ, ઊલટું, બુદ્ધ વિષે પ્રચલિત સાચીખોટી બીનાઓને સૂક્ષ્મપણે ચાળી બુદ્ધ ચરિત્ર જેવું હોવાનો એમને સંભવ લાગે છે, તેવું બતાવવાનો એમણે પરિશ્રમપૂર્વક પ્રયત્ન કર્યો છે. આ એક એમને માટે ઘણું માન ઉપજાવનારી બાબત છે, અને પોતાના ધર્મની સાચી સેવા કરવાની એ જ યોગ્ય રીત છે. પોતાના પંથમાં શ્રદ્ધા રાખનાર વિદ્વાનોએ આ બાબતમાં શ્રી. ધર્માનંદજીનું અનુકરણ કરવું ઘટે છે.

સત્યનો જ જય છે, સત્ય જ મનુષ્યનો પરમ ધર્મ છે, વગેરે વાક્યો સામાન્ય ધર્મસૂત્ર તરીકે બધા જ માણસો સ્વીકારે છે. પણ, વ્યવહારમાં, દરેક વર્ણના લોકો પોતપોતાના કાર્યક્ષેત્રનો એ સિદ્ધાંતમાંથી અપવાદ કરે છે. વાણિયો કહેશે કે વેપારમાં તો જૂઠું બોલાય, ત્યાં સત્યથી કામ ન ચાલે, રાજકારભારી કહેશે કે રાજકારભારમાં અને લડાઈમાં જૂઠું કરવાની કુશળતા એ જ સફળતાની ચાવી છે. બ્રાહ્મણ કહેશે કે ધર્મપ્રચાર માટે અને લોકોને ધર્મ માર્ગે રાખવા માટે ધર્મગ્રંથોમાં જૂઠાં વિધાનો, ક્ષેપકો અતિશયોક્તિઓ વગેરે કરવાં એ ધર્મની સેવા છે, અલ્પાધિકારી લોકોને માટે જરુરનું છે! ત્યારે શૂદ્ર બાપડો કેમ માની શકે કે મજૂરીમાં અને સેવામાં કાંઈક અપ્રમાણિકતા કરવી એ લાંછન લગાડનારી વાત છે? જેમાં ઇરાદાપૂર્વક જૂઠાં વિધાનો ન કરવામાં આવ્યાં હોય એવો જગતમાં એક પણ ધર્મ નથી એ કેટલી બધી ખેદભરી બીના છે? માણસ પોતાનું અત્યંત શ્રેય સમજી જેને શ્રદ્ધાથી વળગવા ઇચ્છે, જેને માટે પોતાના ઐહિક સુખો અને સબંધોની ઉપર પાણી મૂકે, તેમાંયે અસત્યમાંથી સત્ય ગોધવાનું કામ ધૂળમાંથી દાણા વીણીને જીવવા જેટલું કઠણ કરી મૂકનાર ધર્માત્મા કવિઓને શું કહેવું?

મનુષ્યોને પોતાના કલ્યાણના સાચા માર્ગો દેખાડનાર ભૂતકાળના અગ્રેસર સત્પુરુષોમાં શ્રી બુદ્ધને બેશક મૂકી શકાય. એમના જીવન અને ઉપદેશની વાતો અલંકાર વિનાની સાદી વાણીમાં કહેવામાં આવે કે શણગારીને કહેવામાં આવે તોયે એ શ્રેયાર્થીના ચિત્તને વીંધ્યા વિના રહે એમ નથી. કોસંબીજીની જેમ એથી બધા આજે બૌદ્ધ ધર્મની સ્થૂળ કે માનસિક દીક્ષા લેવા પ્રેરાય એમ તો ન બને, પણ ગમે તે અનુગમમાં પોતે ઊછર્યો અને રહ્યા હોય, એના મનમાં બુદ્ધને વિષે અત્યંત આદર તો ઉત્પન્ન થવો જોઈએ જ, અને પોતાના મતમાં જે બુદ્ધની નિંદા કરવામાં આવી હોય, તો નિખાલસ માણસને એ નિંદાનો અણગમો આવવો જોઈએ જ, વૈદિક અને જૈન મતના અનુયાયીઓમાં બુદ્ધ અને બૌદ્ધ ધર્મ વિષે જે ખોટું કે અધખરું જ્ઞાન પ્રવર્તે છે તે જાય; અને અખિલ માનવસમાજને શોભાવનારા આ ભારતરત્ન વિષે લોકોના મનમાં અજ્ઞાન તથા અજ્ઞાનજન્ય અણગમો ન રહે—એવો મરણપર્યંત પ્રયત્ન કરવાનો શ્રી. કોસંબીજીને સ્વધર્મ લાગે અને એ સફળ થવાની આશા રહે, તો તેમાં આશ્ચર્ય પામવા જેવું કશું નથી. હું માનું છું કે કોસંબીજીને આથી વધારે લાલસા નહિ હોય, હિંદુસ્તાનમાં ફરી પાછો બૌદ્ધધર્મ સ્થાપવાનો તો એ મનોરથ સેવતા નથી. એમ હું ધારું છું બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી શી રીતે નામશેષ થઈ ગયો તેનો નિશ્ચિત ઇતિહાસ છે કે કેમ તે હું જાણતો નથી. પણ સામાન્ય રીતે માની શકાય કે, એમાં એ ધર્મમાં પેઠેલો સડો, વૈદિક-જૈન બૌદ્ધમતો વચ્ચે સાંપ્રદાયિક દ્વેષ અને રાજસત્તા એ ત્રણે કારણભૂત થયાં હશે. એ બધામાં સૌથી વધારે દિલગીર થવા જેવી વાત તે સાંપ્રદાયિક દ્વેષને પરિણામે બુદ્ધે કરેલી માનવજાતિની સેવાનું વિસ્મરણ અને એમને વિષે પ્રજામાં પોષાયેલી ગેરસમજ છે. બુદ્ધને એમ ભૂલવા-ભૂલાવવાના પ્રયત્નથી સત્ય જ્ઞાન અને સત્ય ધર્મને કશો ફાયદો થયો હોય એમ મને લાગતું નથી. શ્રી. કોસંબીજીના પ્રયત્નથી એ ભૂલ પાછી સુધરે એ ઇષ્ટ છે. ['બુદ્ધ ચરિત'માં શ્રી કિશોરલાલભાઈએ લખેલી પ્રસ્તાવનામાંથી]



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

બહેનો,

ચિ. રાધાએ લખેલો કાગળ મને કાલે જ મળ્યો. તમારી સાત વાગ્યાની પ્રાર્થના નિયમસર ચાલ્યા કરે છે અને તેમાં સહુને રસ આવે છે એમ જોઉં છું અને રાજી થાઉં છું. કાકાસાહેબનું કહેવું ધ્યાનમાં રાખવા જેવું જ છે, હા કે ના કહીને બેસવા કરતાં તેનાં કારણો સમજવાની ને સમજાવવાની શક્તિ આપણે કેળવવી જોઈએ.

ગઈ કાલે શ્રદ્ધાનંદજીને સારું શ્રદ્ધાંજલીનો દિવસ હતો. પંડિત માલવીયાજી હાલ કાશીમાં જ છે તેમણે છેક વખત આવ્યો હતો ત્યારે જ કહેવરાવ્યું કે ગંગાઘાટ નહાવા જવાની ને ત્યાં અંજલી આપવાની જરૂર છે હું તૈયાર થઈ ગયો અને રાષ્ટ્રીય વિદ્યાપીઠના વિદ્યાર્થી મને મળવા આવ્યા હતા તેને સાથે લીધા. બધાઓની હાર કરી અમે નીકળી પડ્યા. માલવીયાજી જોડાઈ ગયા ને અમારું સરઘસ વધતું ગયું. ગંગાઘાટનું વર્ણન આપવાનો તો મને સમય નથી. એ દૃશ્ય ભવ્ય છે, ઘાટ ઉપર હું ઇચ્છું એટલી ચોકખાઈ નથી સ્નાન કરી અમે કાશી વિશ્વનાથના દર્શને ગયા.

ત્યાંનું બીજું વર્ણન તો કદાચ મહાદેવ આપશે. જરમન બહેન અમારી સાથે હતા. તેને દાખલ થવા દેશે કે નહીં. એ વિષે શંકા હતી તે બાઈ બૌદ્ધ છે એટલે હિંદુ ગણાય. તેને કેમ કોઈ રોકી શકે? તેને રોકે તો મારે ન જવું એમ મેં ધારી રાખ્યું હતું પણ તે હિંદુ છે એમ પંડ્યાને જણાવતાં તે ચૂપ થઈ ગયો

કાશી વિશ્વનાથની ગલીની ગંદકીની તો શી વાત લખું?

કાશી, મૌનવાર પોષ શુદી ૬, બાપુના આશીર્વાદ

# બુદ્ધની ઉપાસિકા

[ગૃહસ્થોએ ગૃહિણીઓને માન આપવું જોઇએ એવો બુદ્ધે ઉપદેશ કર્યો છે. નકુલમાતા નામની એક પ્રમુખ ઉપાસિકાએ પોતાના પતિને કરેલો ઉપદેશ નીચે આપવામાં આવ્યો છે. આ વાંચી જરૂર માન ઉપજશે. ભગવાન બુદ્ધની સ્ત્રીઓની યોગ્યતા વિષે શી કલ્પના હતી એનો ખ્યાલ પણ આ દૃષ્ટાંત પરથી સમજાશે.]

## સંસારમાં આસક્તિ રાખીને આવેલું મરણ દુઃખકારક છે



ભર્ગદેશમાં શિશુમારગિરમાં ભગવાન બુદ્ધ રહેતા હતા. ત્યાં તે વખતે નકુલપિતા નામનો માણસ બહુ માંદો હતો. તેનો મરણકાળ પાસે આવ્યો છે, એમ બધાને લાગતું હતું. તે વખતે તેની પત્નિ તેને કહેવા લાગી, 'હે ગૃહપતિ, તમે સંસારમાં આસક્તિ રાખીને દેહ છોડો તે સારું નથી. એવા પ્રકારનું સાપેક્ષ (સંસારમાં આસક્તિ રાખીને આવેલું) મરણ દુઃખકારક છે, એમ ભગવંતે કહ્યું છે. તમારા મનમાં કદાચ એમ શંકા આવતી હશે કે, મારા મરી ગયા પછી નકુલમાતા છોકરાંઓનું પાલન કરી શકશે નહિ, પણ એમ માનશો મા. કારણ કે મને કપાસનું સૂતર કાંતતા આવડે છે અને હું ઊન તૈયાર કરવાનું પણ જાણું છું. આ ધંધાઓની મદદથી હું છોકરાંઓનું પાલનપોષણ કરી શકીશ. તેથી કહું છું કે મનમાં ચિંતા રાખશો નહિ. હે ગૃહપતિ, તમારા મનમાં કદાચ બીજી શંકા આવવાનો સંભવ છે કે, મારા મરી ગયા પછી નકુલમાતા પુનર્વિવાહ કરશે. પણ આ શંકા તમે છોડી દેજો. હું આજે સોળ વરસ થયાં ગૃહસ્થ-બ્રહ્મચર્ય (ઉપોસથ વ્રત) પાળું છું, તે તમે જાણો જ છો. ત્યારે તમારા મૃત્યુ પછી હું પુનર્વિવાહ શા કામ કરીશ? પછી હું બુદ્ધ ભગવાનનો કે ભિક્ષુસંઘનો ધર્મોપદેશ સાંભળવા જઇશ નહિ, એમ તમને લાગવાનો સંભવ છે. પણ ખાત્રી રાખજો કે તમારા પછી મારો પહેલાંની જેમ બુદ્ધોપદેશ સાંભળવામાં આદર રહેશે, અને તેથી કહું છું કે તમે નિશ્ચિંત થઇને દુનિયાની વિદાય લેજો. હે ગૃહપતિ, તમારી પાછળ બુદ્ધોપદિષ્ટ શીલનું હું યથામાર્ગ પાલન કરવાની નથી, એવી શંકા કદાચ તમારા મનમાં આવતી હશે. પણ તમે જરૂર જાણો કે, બુદ્ધની જે સારામાં સારી અને શીલવતી ઉપાસિકાઓ છે, તેમાંની હું એક છું. તેથી તમે શાંત થાઓ. હજુ મને સમાધિલાભ થયો નથી તેથી તમારા મૃત્યુથી હું બહુ દુઃખી થઇશ, એમ પણ તમે માનશો નહિ. જે કોઈ બુદ્ધોપાસિકાઓને સમાધિનો લાભ થયો હશે, તેમાંની હું એક છું, એમ તમે માનો અને મનની અશાંતિ છોડી દો. હજુ મને બૌદ્ધ ધર્મનું તત્ત્વ સમજાયું નથી, એમ પણ તમને કદાચ લાગતું હશે. પણ તમે નક્કી જાણો કે જે તત્ત્વજ્ઞ ઉપાસિકાઓ છે, તેમાંની જ હું એક છું, અને તેથી મનની ચિંતા કાઢી નાખો." નકુલમાતાના આવા સાંત્વનથી નકુલપિતાને સંતોષ થયો અને થોડા જ દિવસમાં તેનું દરદ મટીને તે સાજો થયો. એક દિવસ તે બુદ્ધના દર્શને ગયો. ત્યાં બુદ્ધ ભગવાને તેને કહ્યું કે, 'હે ગૃહપતિ, તું મોટો પુણ્યશાળી છે, નકુલમાતા જેવી ઉપદેશ કરનારી અને તારા પર પ્રેમ કરનારી સ્ત્રી તને મળી છે. હે ગૃહપતિ, ઉત્તમ શીલવતી એવી જે કેટલીક ઉપાસિકાઓ છે, તેમાંની એ એક છે. એવી પત્ની તને મળી એ [illegible]"

# બુદ્ધં સરણં ગચ્છામિ

મુકુલભાઈ



મારા અંતરના અન્તરતમ ખૂણે જો કોઈની મૂર્તિ જડાઈ ગઈ હોય તો તે છે ભગવાન બુદ્ધની. એમના શાંત, સૌમ્ય, કરુણામય મુખારવિન્દે, સ્નેહ અને કારુણ્ય વરસાવતાં નેત્રોએ મને નાનપણથી મુગ્ધ કર્યો છે. પિતા શુદ્ધોદનનું વૈભવશાળી અને સુખાનંદથી ભરપૂર રાજ્ય, લાવણ્યમયી યશોધરા અને પુત્ર રાહુલ એ સૌનો ત્યાગ કરી ભગવાન બુદ્ધે—તે વખતના કુમાર સિદ્ધાર્થે—એક મધરાતે સૌ સ્નેહીજનોને ઊંઘતા મૂકી મહાભિનિષ્ક્રમણ કર્યું એ કથાનું આજેય સ્મરણ થાય છે, ત્યારે મારું હૈયું ભક્તિભાવથી પુલકિત બની જાય છે. સનાતન સત્યની ખોજમાં આટલા મહાન ત્યાગનો વિચાર કરતાં આપણે જે તુચ્છ છે, જે ક્ષણજીવી છે, જે દુઃખરૂપ છે, જે નાશવંત છે એવી વસ્તુઓ માટે દિનરાત વલખાં મારી રહ્યાં છીએ એનું ભાન થતાં શરમથી માથું નીચું ઢળી પડે છે. રાજકુમાર સિદ્ધાર્થ નગરચર્યાએ નીકળ્યા અને...

'ફરી ફૂલેફૂલે જગત નીરખ્યું નેત્ર ભરીને,
વસુઃ સૃષ્ટિ ખાડે ખદબદતી ત્યાં કીટ જગના,
જરા-વ્યાધિ-મૃત્યુ વિવિધ વમળે ડૂબી મનના,
અને બીજા જીવો ઉપર નભતા જીવ નીરખ્યા.' (સુંદરમ)

પછી તો સિદ્ધાર્થે એ સઘળી વસ્તુઓ પાછળ છુપાયેલા શાશ્વત સત્યને શોધવા સર્વનો ત્યાગ કરી વનમાં ગયા.

ભગવાન બુદ્ધના જીવનમાં મને બીજું આકર્ષક તત્ત્વ લાગ્યું હોય તો તે એમનું 'અક્રોધેન જિને કોધં' છે. અક્રોધથી ક્રોધને જીતવાની શક્તિ બુદ્ધ ભગવાનમાં અજોડ હતી. પોતાની સામે ઊઠતા વિરોધનો તેઓ શાંતિથી અને વિશ્વાસપૂર્વક પ્રતિકાર કરતા. એક વખતે ભગવાન બુદ્ધ ભિક્ષાર્થે નીકળ્યા હતા. એક ઘેર જઈ તેઓ ભિક્ષા માગવા લાગ્યા એટલે ઘરના માલિકે ક્રોધથી ભગવાનને અપશબ્દો પેટ ભરીને કહ્યા અને તિરસ્કાર પ્રદર્શિત કર્યો. પણ કમળપત્ર પર જળના બિન્દુ પડે ત્યારે કમળપત્ર અલિપ્ત જ રહે છે તેમ બુદ્ધ ભગવાનના ચિત્તની શાન્તિમાં લગારે વિક્ષેપ ન પડ્યો. ભગવાન સૌમ્યતાથી બોલ્યા "હે મિત્ર! જો કોઈ ગૃહસ્થ ભિક્ષા માગવા આવેલા યાચકને અન્ન ધરે અને તે યાચક એ અન્નનો સ્વીકાર ન કરે તો કહે ભાઈ, એ અન્ન કોની પાસે રહે?"

પેલો ગૃહસ્થ બોલ્યો, 'એમાં વળી શી મોટી વાત છે! પેલા માણસ પાસે જ રહે.''

ભગવાન બુદ્ધ મિઠાઈ અને શાંતિની મિશ્રિત વાણીમાં આગળ બોલ્યા, "ભાઈ તો પછી તમે મને જે અપશબ્દો કહ્યા અને મારા તરફ જે તિરસ્કાર બતાવ્યો એનો હું સ્વીકાર ન કરું તો એ



# સૂક્તિસુધા

અભિમાની માણસો જેમને હલકા ગણે છે એવાનાજ રૂપ લેવાનું ભગવાનને પણ ગમતું લાગે છે! મહાભારતમાંજ ઉત્તંક નામના એક તપસ્વી બ્રાહ્મણની વાત છે. તેણે કૃષ્ણ ભગવાન પાસે વર માગ્યો કે 'હું રણમાં પણ જો પાણી માગું તો તે મને મળે એવું કરી આપો. ભગવાન કહે 'સારું, પાણી જોઈએ ત્યારે મને યાદ કરજે.' આટલું કહી કૃષ્ણ તો દ્વારકા ગયા. પછી કેટલેક વખતે રણમાં ફરતાં ઉત્તંકને તરસ લાગી, ને તેણે ભગવાનનું સ્મરણ કર્યું, ત્યાં તો ભૂખરો મેલો ને ઉઘાડા શરીરવાળો એવો એક માતંગ (ચાંડાળ) દેખાયો. તેની જોડે કૂતરાનું ટોળું હતું. માતંગના હાથમાં ધનુષ્યબાણ હતું, ને પીઠે ભાથું બાંધેલું હતું. તેના પગ આગળ એક વહેળો હતો, તેમાં પુષ્કળ પાણી હતું. માતંગે સહેજ હસીને ઉત્તંકને કહ્યું 'હે ભાર્ગવ! આ પાણી હું આપું તે લો પીઓ. તમે તરસ્યા છો, એ જોઈ મને બહુ દયા આવે છે.' મુનિએ એ પાણી લેવાની ના પાડી, ને ભૂંડા શબ્દોથી કૃષ્ણની નિન્દા કરી. માતંગ ફરી ફરી ઘણું સમજાવી જોયો, પણ ક્રોધ ભરાયલા ઉત્તંકે પાણી પીધું નહીં, ને માતંગની અવગણના કરી. માતંગ કૂતરા સાથે ત્યાં જ અંતર્ધાન થઈ ગયો. એ જોઈ ઉત્તંક મનમાં શરમાયો, ને એને થયું કે કૃષ્ણે મને ખરો છેતર્યો! એટલામાં એજ ઠેકાણે શંખ ચક્ર ગદાધારી ભગવાન પધાર્યા. ઉત્તંક એમને કહેવા લાગ્યા 'પ્રભુ! આ કંઈ સારું ન કહેવાય! હું બ્રાહ્મણ, માતંગના ઝરામાંથી હું પાણી કેમ પી શકું?' ભગવાને એને સાન્ત્વન આપતાં કહ્યું 'જે રીતે પાણી આપવું યોગ્ય હતું તે રીતે આપ્યું, પણ તેં તે લીધું નહીં. ખરી વાત તો એ છે કે તારે માટે મેં ઇન્દ્રને વાત કરી ને કહ્યું કે 'તમે ઉત્તંકને પાણીના રૂપમાં અમૃત આપો.' ઇન્દ્ર કહે 'એ કેમ બને? માણસને અમર કેમ બનાવાય? માટે એને બીજો કોઈ વર આપો.' મેં ફરી ફરીને કહ્યું 'ના, એને અમૃતજ આપો.' ઇંદ્ર મને ગળે કરવા માગતા હતા, એટલે કહે 'અમૃત આપવુંજ હોય તો એક શરત છે. હું માતંગનું રૂપ લઈ ઉત્તંકને પાણીરૂપે અમૃત આપવા જાઉં. એ જો મારો સત્કાર કરશે ને મારા હાથનું પાણી પીશે તો એને અમૃત મળશે. પણ એ જો મને ચાંડાલ માની મારી અવગણના કરશે ને મારા હાથનું પાણી નહીં પીએ, તો એને અમૃત નહીં મળે.' ઇંદ્રની વાત મેં સ્વીકારી, અને ઇંદ્ર ચાંડાલરૂપે તને અમૃત આપવા આવ્યા. પણ તેં તો એમનો તિરસ્કાર કર્યો. ચાંડાલ રૂપે આવેલા એ ભગવાનનું આપેલું પાણી પીવાની તેં ના પાડી, એ ઘણું મોટું પાપ કર્યું. હવે, તને અમૃત તો ન મળ્યું; પણ તું મને યાદ કરશે ત્યારે તને પાણી તો મળશે.'

કોઈ ચમત્કાર બતાવ્યો નહિ. બંને પોતાના ચારિત્ર્યબળ અને ત્યાગબળથી જનતાના હૃદય-સમ્રાટ બની ગયાં. દુનિયાના ઈતિહાસમાં પોતાના જીવનકાળમાં જેટલા અનુયાયી બુદ્ધ અને ગાંધીજીના થયા એટલા કોઈના થયા નથી. જગતના ધાર્મિક ઈતિહાસમાં બૌદ્ધ-ધર્મ-પ્રચાર સૌથી પહેલી ઘટના હતી કે એક ભારતવાસી, હિંદુઓનો ધર્માચાર્ય, હિંદુઓ સાથે સંબંધ રાખનાર ધર્મ હિંદુસ્તાનમાં જ નહિ પરંતુ હિંદુસ્તાનની બહારના દૂર દેશોમાં અન્ય-ધર્મીઓની રંગેરંગમાં ભરી દે. એ જ રીતે ગાંધીજીની અહિંસા અને સત્યની ભાવનાએ જગતની જનતા પર અતૂટ અને સ્થાયી પ્રભાવ પાડ્યો છે. બુદ્ધના ઉપદેશનો પ્રભાવ તો એમના મૃત્યુ પછી દૂર દેશો પર પડ્યો, પરંતુ ગાંધીજીએ તો પોતાના જીવનકાળમાં જ જગતના ભાવુક હૃદય પર પોતાનો પ્રભાવ પાડ્યો છે. આનન્દે બતાવ્યું કે જેમ ચક્રવર્તી રાજાના શરીરને રાજનો સ્તૂપ બનાવે છે, તેમ અમે પણ તથાગતનો સ્તૂપ બનાવવા ઈચ્છીએ છીએ. ગાંધીજીની અન્ત્યેષ્ટિક્રિયા પણ એવા જ રૂપમાં થઈ. દિલ્હીમાં રાજઘાટ પર ચંદનના લાકડાની સુસજ્જિત ચિતા પર ગાંધીજીના મૃતદેહને મૂકવામાં આવ્યો. ધાર્મિક ક્રિયા, વેદમન્ત્રોના ઉચ્ચારણ પછી ગાંધીજીના પુત્ર રામદાસ ગાંધીએ અંતિમ સંસ્કાર કર્યો.

* * * *

[અનુસંધાન પૃ૦ ૧૦૦થી ચાલુ]

(જેમ છાપરું જો સુરક્ષિત હોય તો ભીંત વગેરે સર્વ કાંઈ સુરક્ષિત રહે, તેમ મનુષ્યનું ચિત્ત સુરક્ષિત હોય તો તેના સર્વ કર્મો સુરક્ષિત રહે છે)

ભગવાન બુદ્ધના જીવનનો તેમજ એમના ઉપદેશનો જેમ જેમ વિચાર કરીએ તેમ તેમ એમના નિર્મળ નેત્રમાંથી ઝરતી કરુણા આપણા દેહના અણુઅણુમાં વ્યાપી જાય છે અને આપણા ચિત્તને પ્રશાંત કરી દિવ્ય અનુભૂતિ કરાવે છે. એ સમયે થઈ આવે છે,

"હવે ના મીચાશો નયન કદીયે જે ઊઘડિયાં,
દયાની ગંગા આ પરમ તપ અંતે ઊતરી, તે
અખંડા વહેતી રહો કારણ તપના સિંચનથકી,
વહો ખડખડ, પ્રતિઉર વહો તપ્ત જગને.' (સુંદરમ્)

બુદ્ધં સરણં ગચ્છામિ,
ધમ્મં સરણં ગચ્છામિ.
સંઘં સરણં ગચ્છામિ.

## પ્રિય મિત્રો,

તમે જાણતા જ હશો કે આ માસિક કોઈ ફંડ ઉપર નહીં પણ ફક્ત ગ્રાહકોના લવાજમ ઉપર જ નભે છે અને તેથી જ તમારા સૌના સહકારની આશા રાખીએ છીએ. તમારી પાસેથી વધુ કશું નથી ઈચ્છતા ફક્ત તમારા મિત્રમંડળમાંથી એક નવો ગ્રાહક બનાવી તેનું નામ મોકલો. જેથી અંક વી પી થી મોકલી શકાય. આટલું પણ તમે કરશો તો અમને ઘણી રાહત મળશે.

આશા છે સહુ "પ્યારાબાપુ"ને પોતાનું ગણી યથાશક્તિ સહકાર આ વિનંતિને વધાવી લેશે.

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓનાં લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદા જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછી જ કાર્યાલયને જણાવવું
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માનાં સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઇટથી રક્ષિત છે

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | – | રૂપિયા છ |
| પરદેશમાં | – | બાર શિલિંગ |
| છૂટક નકલ | – | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે. મુંબઈ–૨૪

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે ત્યાં એ વાટે જ કેળવણી અપાશે ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારના મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટૂંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક. પીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે.

સુખાર્થં ક્રિયતે કર્મ તથાપિ સ્યાન્ન વા સુખમ્।
કર્મૈવ તુ સુખં યસ્ય નિષ્કર્મા સ સુખી કથમ્॥

"સામાન્ય લોક સુખના હેતુથી કામ કરે છે; પણ તેમને સુખ મળે છે કે નથી મળતું; પણ જે કર્મમા જ સુખ માને. તેને આળસમાં સુખ કેવી રીતે મળે"




ન જચ્ચા વસલો હોતિ ન જચ્ચા હોતિ બ્રાહ્મણો।
કમ્મના વસલો હોતિ કમ્મના હોતિ બ્રાહ્મણો॥

"જાતિને લીધે કોઇ ચાંડાળ થતો નથી કે કોઇ બ્રાહ્મણ થતો નથી. કર્મથી ચાંડાળ થાય છે અને કર્મથી બ્રાહ્મણ થાય છે."



# આશ્રમનાં ભજનો

ઐસી મૂઢતા યા મનકી ।
પરિહરિ રામભક્તિ સુરસરિતા આસ કરત ઓસકનકી ॥
ધૂમ-સમૂહ નિરખિ ચાતક જ્યોં તૃષિત જાનિ મતિ ઘનકી ।
નહિ તહ સીતલતા ન બારિ પુનિ હાનિ હોતિ લોચનકી ॥
જ્યોં ગચ કાંચ વિલોકિ સેન જડ છાંહ આપને તનકી ।
ટૂટત અતિ આતુર અહારબસ, છતિ બિસારી આનનકી ॥
કહ લૌં કહૌં કુચાલ કૃપાનિધિ, જાનત હૌ ગતિ જનકી ।
તુલસીદાસ પ્રભુ હરહુ દુસહ દુખ કરહુ લાજ નિજપનકી ॥

આ મારું મન એવું અણસમજુ છે કે લોકસેવારૂપ દેવસેવા[રામભક્તિ]ની દિવ્યગંગા[સુરસરિતા]ને મૂકી દઈને પાપવૃત્તિરૂપ ઝાકળ[ઓસ]ના ટીપાની એ આશા કરે છે એની મૂઢતા તરસ્યા ચાતકના જેવી છે, જે ધુમાડાને વાદળું[ઘન] જાણે છે, ધુમાડામાં ઠંડક નથી, પાણી [બારિ] નથી, ને ઊલટી આંખ[લોચન] બળે છે અથવા એ મૂર્ખ બાજ [સેન]ના જેવી છે, જે કાચમાં પોતાના શરીરનું પ્રતિબિંબ [છાંહ] જોઈને [વિલોકિ] ખાવા સારું[અહારબસ] અધીરો થઈને તૂટી પડે છે ને પોતાના મોઢા [આનન]ને ઈજા [છતિ] થાય એમ છે એ વિસરી જાય છે હે દયાસિંધુ ભગવાન, મારું દુરાચરણ [કુચાલ] હું કેટલુંક વર્ણવું? તમે તમારા માણસની [મારી] ગતિ જાણો જ છો તુલસીદાસ કહે છે, કે હે પ્રભુ, મારું અસહ્ય નહિ એવું [દુસહ] દુઃખ હરો અને તમારી પ્રતિજ્ઞા છે કે તમારો ભક્ત નાશ પામતો નથી, એ પ્રતિજ્ઞાની પત રાખો, મારી આગળ પુણ્યના કામ કરાવો ને પાપથી મારી રક્ષા કરો

બાવત્તરિકલાકુસલા પંડિઅપુરિસા અપંડિઆ ચેવ ।
સવ્વકલાણ પવરં જે ધમ્મકલં ન જાણન્તિ ॥

સૂક્તિમુક્તાવલિ ॥

'માણસ બોતેર કળામાં ભલે કુશળ હોય ને પંડિતમાં ખપે, પણ જો તે કળામાં ઉત્તમ એવી પરોપકારરૂપ ધર્મકળા ન જાણે તો તે વિદ્વાન નથી પણ મૂર્ખ જ છે

દ. બા.

# કાર્લ માકર્સ અને ગાંધીજી

શ્રી. કે. એન. ભટ્ટાચાર્ય.

કાર્લ માકર્સ અને ગાંધીજી એ બે મહાન પુરુષોએ અદ્યકાલીન મનુષ્યોના જીવન અને વિચાર પર અત્યંત ઊંડી અસર કરી છે. બંનેએ જે સિદ્ધાંતોનો પ્રચાર કર્યો છે તે જગતના ઘણાખરા પ્રદેશોના મોટા પ્રમાણના મનુષ્યોને ખરેખર અનુકૂળ થયા છે. તેઓ જે સંદેશ મૂકી ગયા છે તે લગભગ શ્રદ્ધાન્વિત છે એમ સ્વીકારવામાં આવે છે તેઓના સંદેશે કરોડો માનવીઓના હૈયામાં સમાનતા, ન્યાય, પ્રેમ અને સત્ય પર રચાયેલી નૂતન પદ્ધતિની સનાતન આશાને પ્રેરિત કરી છે.

છતાં પણ આ બે મહાન પુરુષો વચ્ચેના સામ્ય પર વધારે ભાર મૂકવો ઉચિત નથી, કારણ કે તેઓ વચ્ચેનું વૈષમ્ય એથી ઘણું વિપુલ છે. કાર્લ માકર્સ અને ગાંધીજી બંને જીવનને જુદી જુદી દૃષ્ટિએ જુએ છે, અને તેઓના સિદ્ધાંતોના પાયાના સ્વીકૃત વિચારોમાં સામાન્ય એવું કંઈ નથી. સંક્ષેપમાં કહીએ તો, આ બંને મહાન પુરુષોની ભૂમિકા ભિન્ન છે. તેથી બંને પોતપોતાની ભૂમિકા પરથી જીવનનું અવલોકન કરે છે, તેના કોયડાઓનું પૃથક્કરણ અને સંશોધન કરે છે, અને મૂળભૂત વિભિન્ન સ્થિતિમાં સ્થપાયેલા માર્ગો એકબીજાથી ઘણા જુદા હોય એ નિ:શંક છે. એ ભૂમિકાઓના જો ભિન્ન ક્રમ માન્ય કરીએ, તો કાર્લ માકર્સ અને ગાંધીજીના સ્થાનની વિભિન્નતા તેઓની મહત્તાના ગુણને પણ આંતરિક રીતે વિભક્ત કરશે. તેથી ખરેખરું મુલ્યાંકન કરવું હોય તો કાર્લ માકર્સ અને ગાંધીજીને તેઓની પોતપોતાની ભૂમિકા પરથી અવલોકવા જોઈએ. એ ભૂમિકા આપણને તેઓના સ્વભાવનું, તેઓના ફાળાનું અને તેઓના સર્વાંગી વ્યક્તિત્વનું યોગ્ય યથાદર્શન કરાવશે.

ગાંધીજીની જીવન-ભૂમિકાની બાબતમાં તો આપણું જ્ઞાન નિશ્ચિત છે. ગાંધીજીનું જીવન નૈતિક ભૂમિકા પર રચાયેલું છે. એમનું નામ જ નૈતિક શ્રદ્ધાના પ્રતીકરૂપ છે. એમના સદેહકાલીન શબ્દો એમની સ્થિતિને સારી રીતે નિરૂપે છે. ગાંધીજી લખે છે: "હું વળી કોણ? ઈશ્વર મને જે બળ આપે છે એ સિવાય મારામાં લગારે બળ નથી. તે મને બળ આપશે અને માર્ગ દાખવશે.. એના શાશ્વત અફર નિયમમાં વ્યક્ત થતી એની ઇચ્છા વિરુદ્ધ કંઈપણ થવાનું નથી." ઈશ્વર પ્રત્યેની એમની આ સર્વોપરિ શ્રદ્ધા, એની ઇચ્છાનું શરણું, અને એના મિશનની સિદ્ધિ અર્થે એના સાધન બનવાની તત્પરતા એ ગાંધીજીની મહત્તાનો નિચોડ છે, ઈશ્વર એ પ્રધાન હેતુ છે. જે ગાંધીજીને બળ અને ચારિત્ર્ય અને એમના અત્યંત પ્રગતિશીલ જીવનને અખૂટ સામર્થ્ય અર્પે છે.

કાર્લ માકર્સ અને ગાંધીજી વચ્ચેનો તફાવત હવે નિહાળીએ. ઈશ્વર વિશે કહેતાં કાર્લ માકર્સે લખ્યું છે. "ઈશ્વર વિશેના ખ્યાલ એ તો અતીવ અવ્યવસ્થિત માનસની સ્થિતિ છે." વળી તેઓ લખે છે: માનવી તો છે...વિચાર કે સનાતન ભાવનું પોતાને વ્યક્ત કરવાને ઉપયોગમાં લેવાતું સાધન" ગાંધીજી મુજબ જો આપણે એમ માનીએ કે માણસ એ તો ફક્ત સાધન છે અને 'જીવન્ત નિયમમાં અચળ શ્રદ્ધા વિના સંપૂર્ણ જીવન અશક્ય છે,' તો માકર્સના સિદ્ધાંત મુજબ 'સ્વેચ્છાધીન વિચારના રહસ્યમય ઉદરમાં જ' આ વસ્તુ શક્ય છે.

શ્રદ્ધાની બાબતમાં કાર્લ માકર્સ અને ગાંધીજી એકબીજાથી ભિન્ન છે. ગાંધીજી નૈતિક ભૂમિકા પર છે, તો એની વિરુદ્ધ બાજુએ કાર્લ માકર્સ ભૌતિક ભૂમિકા પર છે. ઈશ્વરમાં એમની અચળ શ્રદ્ધાથી માંડીને ગાંધીજી એમના દૈનિક જીવનમાં અને આચરણમાં જીવનના નૈતિક અર્થને સ્ફુટ કરતા હતા, અને એમની માન્યતાથી વિરુદ્ધ મત મુજબ, જો અવજ્ઞા ન માનીએ તો, કાર્લ માકર્સ પ્રતિ-

હામનો ભૌતિક અર્થ સ્પષ્ટ કરતા હતા. ગાંધીજીની બાબતમાં જીવન એ નૈતિક પરિપૂર્ણતાનો 'પવિત્ર ઇતિહાસ' છે. જ્યારે માર્ક્સની દૃષ્ટિએ જીવન ભૌતિક વિકાસનો 'ભ્રષ્ટ ઇતિહાસ' છે.

કાર્લ માર્ક્સ અને ગાંધીજીની જીવન–ભૂમિકામા ભિન્નતા હોવાથી તેઓ બંને ભિન્ન રીતે સુધારાના–એની યોજના, એનાં સાધન અને એની સિદ્ધિના–કોયડાઓને ઉકેલે છે. ઈશ્વરના પ્રયોજનનો સાક્ષાત્કાર તો અંતરમાંથી થાય છે, અને ગાંધીજી તેથી આંતરિક સુધારાની આવશ્યકતા પર ભાર મૂકે છે કારણ કે એ જ બાહ્ય વિકાસમાં સહાયક બને છે, ગાંધીજીના શબ્દોમાં કહીએ તો "આપણને જે બાહ્ય મુક્તિ મેળવવાની છે તે આપણને સાંપડેલી એ ક્ષણમાં પ્રાપ્ત કરેલી આંતરિક મુક્તિના પ્રમાણમાં જ હશે. અને આ મુક્તિનો જો સાચો ખ્યાલ હોય, તો આંતરિક સુધારા પ્રાપ્ત કરવામાં જ આપણી મુખ્ય શક્તિને રોકવી જોઇએ."

આ બાબતમાં કાર્લ માર્ક્સની ગાંધીજી સાથે કરેલી તુલના પણ રસપ્રદ વિરોધાત્મક છે. માર્ક્સને અંતરાત્માનો લગારે ખ્યાલ નથી. ભૌતિક પદાર્થ તો બાહ્ય છે, અને ભૌતિક ભૂમિકા પર તેઓ ફક્ત બાહ્ય જીવનને સમજી શકે છે. જીવનની બાહ્ય અને ભૌતિક સ્થિતિમાં કરેલો ફેરફાર એ જ એમને મન સુધારો છે, આંતરિક વિકાસનો પ્રશ્ન તો વ્યર્થ છે, કારણ કે અંતરાત્માની કલ્પના તો વેદિયાપણું છે, અથવા બહુ બહુ તો બાહ્ય સ્થિતિઓનું ફળ છે. એમના જ પ્રસિદ્ધ શબ્દોમાં કહીએ તો: "ભૌતિક જીવન એ જીવનની સામાજિક, રાજકીય અને આધ્યાત્મિક વિધાનોનું સામાન્ય લક્ષણ છે," અને આ વાતને વધારે સ્પષ્ટ કરવા માટે તેઓ ઉમેરે છે. "માનવીઓની બુદ્ધિ એ કંઈ તેઓનું અસ્તિત્વ નિશ્ચિત કરતી નથી, પણ એથી ઊલટું તેઓનું સામાજિક અસ્તિત્વ તેઓની બુદ્ધિ અથવા પ્રજ્ઞા નિશ્ચિત કરે છે."

આ લેખનો આશય આ બે મહાન પુરુષો માનવીઓનાં કોયડાઓને પોતપોતાની રીતે જુએ છે તેના ગુણોનો ન્યાય કરવાનો નથી, તોયે ગાંધીજીના આંતરિક સુધારણાના સિદ્ધાંત સાથે માર્ક્સના બાહ્ય સામાજિક અસ્તિત્વની સરખામણી રસમય બને છે. આપણે જોયું એ પ્રમાણે માર્ક્સ માને છે કે બાહ્ય પરિસ્થિતિ પર મનની સભાનતા અવલંબે છે. બીજી રીતે કહીએ તો, માનવીનું અસ્તિત્વ એ જે થવા ઝંખે છે એને આભારી નથી, પરંતુ બાહ્ય પરિસ્થિતિ એને જે રીતે ઘડે છે એ પર આધાર રાખે છે. આ જ વાત અન્ય શબ્દોમાં કહેલી હોય તો, માનવી એ કંઇ એની પરિસ્થિતિને નિયંત્રિત કરનાર એના પોતાના ભાગ્યનો સ્વામી નથી, પરંતુ એ તો નિયતિકૃત પ્રાણી છે જેની ઉચ્ચતા અને વિશાળતા–નૈતિક તેમજ ભૌતિક–બાહ્ય સામાજિક પરિસ્થિતિ પર અવલંબે છે. આ સિદ્ધાંતને સંપૂર્ણતઃ સ્વીકારીએ તો એ માનવ ગૌરવને ભયરૂપ છે. કારણ, એ બાબતમાં માનવી ફક્ત ઓજાર જ બને છે, અને એનું મન એની પરિસ્થિતિને લગતું એકેય કાર્ય કરતું અટકે છે. માર્ક્સનો સિદ્ધાંત માનસ વિનાની સ્થિતિએ માનવીને ઉતારે છે, એ ફક્ત બાહ્ય પરિસ્થિતિની ઉત્પત્તિ બને છે, અને એના ભૌતિક જીવનને સુધારવા મથતાં માર્ક્સે એના અંતરાત્માના આંતરિક ગૌરવની અવગણના કરી છે.

બીજી બાજુએ, ગાંધીજીએ પોતાના જીવન અને આચરણથી ભૌતિક સ્થિતિ પર મનનો, બાહ્ય સ્થિતિ પર નીતિનો વિજય પ્રસ્થાપિત કર્યો છે. તેઓ માનવીના આંતરિક ગૌરવને આવકારે છે અને ક્રાંતિ અને મુક્તિના અનિવાર્ય ભાવિ ભણી તેઓ નિર્દેશ કરે છે. નીતિમત્તાના આલોચકોને પ્રશ્નો પૂછવાનું મન થાય: બાહ્ય સ્થિતિ અનુકૂળ ન બને તો શું મન વિકાસ સાધી શકે ખરું? ભૌતિક જરૂરિયાતો વ્યવસ્થિતપણે અનુરૂપ ન કરવામાં આવે તો નીતિનું કંઈ મહત્ત્વ છે ખરું? આપણે આ

(અનુસંધાન પૃ૦ ૧૨૭ મે)



# ગાંધી–ગુરુ

શ્રી ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે. આવી વિસંવાદિતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને એ શી રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતાં તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે.]

એક ધર્મશાસ્ત્રમાં લખ્યું છે કે જે અસીમ છે તેને સીમાબદ્ધ કરવું એ પાપ છે. તેથી તો દરેક મહાપુરુષ પોતાના જીવનમાં એક એવી બારી હંમેશાં ખુલ્લી રાખે છે, જેથી તેનો સંબંધ અસીમની સાથે કાયમનો રહી શકે.

પરંતુ સામાન્ય માણસ તો સીમામાં જ બદ્ધ રહેવાનું પસંદ કરે છે. એનું ઘર એનું અખિલ જગત છે. એમ એ માને છે અને એ પ્રમાણે વર્તે પણ છે

વિશેષે કરીને એનું એવું આચરણ પૂજાના ક્ષેત્રમાં દૃષ્ટિએ પડે છે. માનવીને મૂર્તિ વિના ગમતું જ નથી. તેથી તે મૂર્તિનો ઉપાસક બની જાય છે. આમ જે અસીમ છે, નિરાકાર છે તેને એ આકારબદ્ધ કરીને–અમુક આકાર આપીને–પૂરી રાખે છે. એનાથી જો એ સાવધાન ન રહે, તો એની દૃષ્ટિ સંકુચિત બની જાય છે. એનું પરિણામ એ આવે છે કે એક મૂર્તિ કે એક મંદિરના ઉપાસકો અને બીજી કોઈ મૂર્તિ કે બીજા કોઈ મંદિરના ઉપાસકો વચ્ચે વિસંવાદ, મતભેદ ઉત્પન્ન થાય છે, તે એટલે સુધી કે કોઈકવાર તો તેઓ મારામારી કરવા પણ તૈયાર થઈ જાય છે. આવી મારામારીનું વૃત્તાન્ત આપણે ઘણે સ્થળે માનવ-ઇતિહાસમાં વાંચ્યું છે.

પણ આવી દૃષ્ટિ-સંકુચિતતાથી બચવાનો એક માર્ગ છે. જે સીમાબદ્ધ છે તેમાં અસીમને જોવાની સાધના કરવી. એ જ સાચો ધર્મ છે. બિન્દુમાં સિન્ધુનાં દર્શન કરવાં, 'અણુમાં બ્રહ્માંડ' જોવું, વ્યક્તિમાં વિભૂતિ નિરખવી એ જ ધર્મનું ખરું ધ્યેય છે.

ગાંધીજી અને ગુરુદેવ એ બંને એવા ધર્મ—આદિ અને અનંતના અનુયાયીઓ હતા. તેથી જ તો તેઓ મૂર્તિપૂજાની સામે સૂર ઉઠાવતા, મૂર્તિપૂજાનો વિરોધ કરતા.

તેઓ મૂર્તિપૂજામાં શો ફાયદો છે તે પણ બરાબર જાણતા હતા. નાના બાળકને લખતા શીખવતી વખતે બે 'લાઇન' દોરવાની હોય છે એ બે 'લાઈન' અંદર તે અક્ષરમાળા લખી શકે. પણ જ્યારે એ બાળકનો હાથ બરાબર ઘડાઈ છે, રોજની બોલીમાં કહીએ તો એનો હાથ 'પાકો' થઈ જાય છે, ત્યારે તે એ 'લાઈન'માં લખવાનું બંધ કરે છે. આવો જ ફાયદો ગાંધીજી અને ગુરુદેવની દૃષ્ટિએ મૂર્તિપૂજામાં છે. જો મૂર્તિનો, જે અસીમ છે તેનું કેવળ ધ્યાન ધરવા માટેજ ઉપયોગ કરીએ તો એમાં કંઈ ખોટુ નથી. પણ માણસ ઘણીવાર એમ સમજે છે કે જેની એ પૂજા કરે છે એ મૂર્તિ જ એનો સર્વસ્વ પ્રભુ છે.

ગાંધીજી અને ગુરુદેવ આ જ કારણે લોકોને મૂર્તિપૂજાની બાબતમાં કદાપિ કોઈપણ જાતનું ઉત્તેજન આપતા ન હતા. તેથી ગાંધીજીનો રામચંદ્ર 'રામાયણ'નો જ અથવા દયાનો જ રામ નહીં હતો, પણ અખિલ બ્રહ્માંડનો રામ હતો. એવી રીતે જ્યારે બ્રહ્મસમાજના અનુયાયીઓને એમ લાગવા માંડ્યુ કે બ્રહ્મ તો માત્ર એ લોકોના મંદિરમાં જ વિહાર કરે છે, ત્યારે ગુરુદેવ બ્રહ્મસમાજની બહાર નીકળી ગયા.

ધર્મની એક વ્યાખ્યા બુદ્ધ ભગવાનના શબ્દોમાં 'બ્રહ્મવિહાર' છે—બ્રહ્મ જે સર્વત્ર અને સર્વેમાં વિહાર કરે છે. આમ હોવાથી એ બ્રહ્મને કેવળ પોતાની નાનકડી ઓરડીમાં પૂરી રાખવો એ પાપ છે, જેમકે વિસ્તારિત દરિયાના પાણીને પોતાના એક નાનકડા લોટામાં બંધ કરીને રાખવું—જો આવી અસંભવ વાત શક્ય હોય તો!

*

## સેવા અને પૂજા

### ભક્તિભાવ હોય તોયે કોઈ માણસની પૂજા કરવા પ્રવૃત્ત ન થઈએ.

સેવા અને પૂજામાં હું ભેદ કરું છું. માણસ સેવા લઈ શકે છે, પૂજા લેવાનો અધિકાર ફક્ત પરમાત્માનો જ. ભગવાનને ભૂખ નથી છતાં આપણે એને ખવડાવીએ છીએ, એને પંખો કરીએ છીએ, સુગંધી ફૂલો ચડાવીએ છીએ, બધું કરીએ છીએ. એ બધું મહત્વ કરતાં છતાં એ જ સમાધાન રહી શકે છે. માણસ પૂજા લે તો પડે, સેવા લીધા વગર તેનો છૂટકો નથી. માંદા, અપંગ, બાળક, વૃદ્ધ અને અતિવ્યસ્તમાંથી માણસ જરૂર જેટલી સેવા લે એમાં વિશેષ દોષ નથી, પણ પૂજા લેતાં એણે ડરવું જોઈએ. પૂજા કરનાર શુદ્ધ ભાવે માણસની પૂજા કરે તો એ તરી જાય, પણ લેનાર શુદ્ધ ભાવે કે તટસ્થ ભાવે પૂજા શી રીતે લે? પૂજા લેવાની ટેવ પડી એટલે માણસ ભાન ભૂલી જાય, એદી બને, ફટાઈ જાય અને અંતે કાયર પણ બને. તેથી ભક્તિભાવ હોય તોયે કોઈ માણસની પૂજા કરવા પ્રવૃત્ત ન થઈએ. બાળક, અપંગ, વૃદ્ધ, માંદાં અને કાર્યમગ્નોની પ્રમાણમાં સેવા કરીને સંતોષ માનીએ.

—કાકા સાહેબ.



# બાપુનો પરિવાર

[કહેવાય છે કે એકવાર ભગવાન કૃષ્ણ પ્રિસ્ત ઉપદેશ આપી રહ્યા હતા ત્યારે કોઈએ આવીને એમને કહ્યું કે એમના માતાપિતા એમને મળવા આવ્યા છે. ઈશુએ પૂછ્યું, "મારા માતાપિતા વળી કોણ છે?" પછી થોડી વાર રહીને એમણે પોતે જ જવાબ આપ્યો "મારા માતાપિતા, ભાઈભાંડુ તો તેઓ જ છે જે પ્રભુની ઇચ્છાનું પાલન કરે છે."

એવી જ રીતે ગાંધીજીનાં સાચાં કુટુંબીજનો એ જ છે જેઓ એમના આદર્શો અનુસાર પોતાનું જીવન ઘડી રહ્યાં છે અને જે પ્રવૃત્તિઓ બાપુએ લોકસેવા અર્થે આરંભ કરેલી તે ચલાવી રહ્યા છે. આ લેખમાળામાં ગાંધીજીના એવા કુટુંબીજનોનું આછું રેખાચિત્ર જાણવા મળશે.]

## માનવસેવક ઠક્કર બાપા

### શ્રી મુકુલભાઈ

"ધોમ ધખે ને ધરતી હાંફે" એવા પ્રખર ઉનાળામાં જ્યારે હું પંચમહાલના પ્રદેશમાં "ભીલ સેવા મંડળ" ને આશ્રયે ચાલતા આશ્રમોમાં ફર્યો, ત્યારે શ્રી ઠક્કર બાપાની ઉગ્ર તપસ્યાની મને ઝાંખી થઈ. આજીવન સેવક ઠક્કર બાપાનું સ્મરણ કરતાં સાથે સાથે ભીલજનતાના લાડીલા શ્રી. સુખદેવભાઈ તેમજ શ્રી. શ્રીકાંતભાઈ, શ્રી. ડાહ્યાભાઈ નાયક, શ્રી વણીકરભાઈ અને અન્ય મુરબ્બીજનોનું સ્મરણ થયા વિના રહે ખરું? ૧૯૨૨–૨૩ નો એ કારમો સમય હતો. પંચમહાલમાં વરસાદે દગો દીધો. એક તો ઉજ્જડ પ્રદેશ અને એમાં આ અનાવૃષ્ટિ એટલે ભયંકર દુકાળના ભયંકર ઓળા ખાવા ધાતા હતા. એ સમયે ભૂખમરાના રાક્ષસમાં દુકાળને નિવારવાના કામમાં "બાપા" મોખરે હતા. એમના સાથીદારોમાં શ્રી ઇંદુલાલ યાજ્ઞિક તેમજ શ્રી. સુખદેવભાઈ પણ હતા. "બાપા" ભીલ લોકોને ઝૂંપડે ઝૂંપડે અનાજ અને વસ્ત્ર લઈ પહોંચી વળ્યા. કેટલાયે બાપડા બાળોને મૃત્યુના મુખમાંથી બચાવ્યાં અને કેટલીયે બહેનોની લાજ રાખી. ભીલ તો "વસુંધરાના વહાલાં દવલાં" એ તો છે ખમીરવંતી કોમ. ભીલનું નામ લેતા જ રામની પાછળ ઘેલી થયેલી અને રામને એંઠાં બોર ધરનારી માતા શબરીની તેમજ અર્જુનની ધનુર્વિદ્યાને ઝાંખપ લગાડનાર અને ગુરુ દ્રોણને બ્રાહ્મણત્વ-માંથી ક્ષત્રિયત્વમાં લઈ જનાર તેમજ પોતે શુદ્રત્વમાંથી ક્ષત્રિયત્વ પ્રાપ્ત કરનાર ભીલકુમાર એકલવ્યની યાદ તાજી થાય છે. પણ એ ભીલ કોમને આપણા દેશબાંધવોએ કચડી નાખી, દૂર રેલી અને એમની દશા કરુણાજનક કરી મૂકી. "બાપા"એ એમની એ કરુણ દશા નિહાળી, એમનું હૈયું હલી ઊઠ્યું.

'બાપા'ને એ દુકાળે માત્ર રાહત આપીનેજ પાછા ફરવા ન દીધા. 'બાપા' તો સદાના તેઓના બની ગયા અને એ સમયમાં જ "ભીલ સેવામંડળ"નો જન્મ થયો. એ આશ્રમનો મુદ્રાલેખ 'હું બાણ તારું, તું છે ધનુર્ધર' વાંચતા જાણે વિચાર થઈ આવે છે કે સેવાભાવી બાપા ઇશ્વરરૂપી ધનુર્ધરના બાણ ન બનતા હોય ! ઇશ્વરે એમને ભુલાયેલાં, કચડાયેલાં ભીલો વચ્ચે નાખ્યા અને ત્યાં તેઓ જડાઇ ગયા.

આજે દાહોદ–ઝાલોદને માર્ગે આવેલો 'ચીરાખડી આશ્રમ,' ઝાલોદનો 'શબરીઆશ્રમ,' દાહોદનું 'કન્યા છાત્રાલય' અને 'જેસાવાડા આશ્રમ'–જેને શ્રી. વણીકરભાઇ 'યશ–વાટિકા'ને નામે સંબોધતા એ બધા આશ્રમો 'બાપા'ની સેવાભાવી પ્રવૃત્તિનાં જીવંત પ્રતીકો છે.

'બાપા'નુ આખુ નામ છે શ્રી અમૃતલાલ વિઠ્ઠલદાસ ઠક્કર. એમનું જન્મસ્થાન છે ભાવનગર. એમના પિતાની આર્થિક સ્થિતિ સામાન્ય હતી. એમને માંડ માંડ ૨૦–૨૫ રૂપિયાનું માસિક વેતન મળતું. પણ એમની ઇચ્છા એવી કે ભલે પેટે પાટા બાંધવા પડે પણ મારા બંને દીકરા ભણે, ગણે અને સુખી થાય તો બસ. તેથી બહુ કરકસર કરીને શ્રી. અમૃતલાલભાઈને મેટ્રિક સુધીની કેળવણી આપી. પરંતુ પિતાનો બાળકોને કેળવણી આપવાનો આગ્રહ અદમ્ય હતો. તેથી મેટ્રિક પછી ઠક્કર બાપા પુનાની એન્જિનિયરીંગ કોલેજમાં દાખલ થયા. બાપાએ આપણે કલ્પી ન શકીએ એટલી કરકસર કરીને કોલેજમાં અભ્યાસ કર્યો અને 'એલ. સી. ઈ.' ની ઉપાધિ પ્રાપ્ત કરી.

કોલેજમાંથી છૂટીને તેમણે પિતાને આર્થિક રાહત આપવા સારુ કાઠિયાવાડની રજવાડી રેલવેમાં નોકરી સ્વીકારી. પરંતુ એ વેળાએ 'છપ્પનિયા'એ દેખા દીધા. એ કારમા દુકાળે સર્વત્ર હાહાકાર ફેલાવ્યો. હજારો લોકો તરફડી મરવા લાગ્યા. કામધંધા બંધ પડી ગયાં. તેથી 'બાપા'ની નોકરી ગઇ. 'બાપા'નું હૈયું લોકોનાં દુઃખ અને ત્રાસ નિહાળી દ્રવી રહ્યું હતું. 'બાપા' હૃદયમંથન અનુભવતા હતા. પણ બાપાએ મનને મારીને તરતજ આફ્રિકાની કેન્યા–યુગાન્ડા રેલ્વેમાં નોકરી સ્વીકારી લીધી. 'બાપા' ગયા આફ્રિકા પણ એમનુ હૈયું તો હતુ આપણા દેશમાં. એ હૈયાએ 'છપ્પનિયા'ના કારમા સમાચારોથી ભરપૂર એમના પિતાજીના પત્રોદ્વારા અતીવ વ્યથા અનુભવી. 'બાપા' ત્યારથી 'માનવ–સેવક' બન્યા. 'બાપા'ને થતું 'હું ક્યારે મારી માતૃભૂમિમાં જાઉં અને એની સેવા કરું !' પિતાના પત્રોએ એમની ઇચ્છાને પ્રબળ વેગ આપ્યો. આમ એમના પિતા થયા એમના પ્રથમ જીવન–ગુરુ.

પિતાના જીવનમાંથી 'બાપા' બાળપણથી વ્યવસ્થા અને ચીવટ શીખ્યા. બાપનો સ્નેહ એમના બા પ્રત્યે પણ ઘણો જ હતો. આજેય કોઈ વાત્સલ્યભરી માતા પોતાના બાળક તરફ એના હૈયાનું હેત દાખવતી હોય છે, ત્યારે 'બાપા' બોલી ઊઠે છે, કે '<u>મને મારી મા યાદ આવે છે !</u>'

'બાપા'નું બીજું અમર અને યશદાયી કાર્ય છે હરિજનોની સેવા. શ્રી અમૃતલાલભાઈ તો હરિજનોનાજ ખરેખરા બાપા છે.

આફ્રિકાથી 'બાપા' નોકરી છોડીને મુંબઈ આવ્યા કે તરતજ એમને મુંબઈની સુધરાઈમાં નોકરી મળી. 'બાપા'ની ગટર ખાતે નિમણૂક થઈ. શહેરનો કચરો ભરી લાવની ચેમ્બુર 'લાઈટ રેલ્વે'ના તેઓ નિરીક્ષક નિમાયા. પણ 'બાપા'ને આ નોકરીએ 'સાહેબ' ન બનાવ્યા. તેઓ તો ખરેખર અર્થમાં નિરીક્ષક બન્યા. એમનો સેવાભાવી અને કરુણાર્દ્ર આત્મા આ બાપડાં ઝાડુવાળાઓની ભયાનક દુર્દશા જોઇને કકળી ઉઠ્યો. તેઓ એમની જીવનયાતનાઓના હમદર્દ થયા. નરકથી પણ અધમ એવી ગંદકીમાં કામ કરી જીવન નિચોવી નાખનાર આ બિચારા લોકોની અસંખ્ય યાતનાઓ- ઓને નિહાળીને 'બાપ'ને એમની સેવા માટે અવિશ્રાંત કર્મ કરવાનો બીજો દીક્ષામંત્ર મળ્યો.

પરંતુ એ કાળ દરમ્યાન 'બાપા'ના માનવપ્રેમી હૈયાને વેગ આપે એવી સાધુચરિત વ્યક્તિ સાથે એમનો સમાગમ થયો. શ્રી વિઠ્ઠલ રામજી શીંદે સારાય મહારાષ્ટ્રમાં હરિજન પ્રવૃત્તિના જનક મનાય છે. એમણે એ કાર્ય ૧૯૦૫થી આરંભેલું. ઠક્કર બાપાને એમનો પરિચય લાભદાયી થઇ પડ્યો. શ્રી શીંદેજીએ જે જીવનકાર્ય મહારાષ્ટ્રમાં કર્યું, એને 'બાપા'એ એમના જાહેર જીવનના બીજા ગુરુ શીંદેજીની પ્રેરણાથી રાષ્ટ્રવ્યાપી કર્યું.

દિનપ્રતિદિન બાપાના અંતરાત્માના ઊંડાણમાં હરિજનોની અણીશુદ્ધ સેવા કરવાની ઇચ્છા ઉત્કટ બનતી ગઈ. મુંબઈમાં કામ કરતા હતા ત્યારે જે સમય મળતો તે બધો જ આ કાર્યમાં તેઓ ગાળતા. પણ સંપૂર્ણ નિવૃત્ત થઈ હરિજનોની, દલિતોની, પીડિતોની સેવા કરવા મળે તો કેવું સારું ! એવી ઇચ્છા એમનામાં ઉછાળા મારવા લાગી. એમના નાના ભાઇ ડૉ. કેશવલાલ નોકરી પર સ્થિર થયા હતા. 'બાપા'એ એમને લખ્યું, 'હવે મને છૂટો કરી દો.' પણ ભાઈએ પિતાને એ વાત જણાવી. પિતાએ જણાવ્યું કે તેઓ જીવંત છે. ત્યાં લગી નોકરી છોડવી યોગ્ય નથી. પિતાની સંમતિ ન મળી. પિતૃભક્ત 'બાપા'એ પિતાનું કહ્યું માન્યું. 'બાપા'ની એમના પિતાજી પ્રત્યેની ભક્તિ અત્યંત હતી. પિતાની લાગણી ન દુભાય એની તેઓ ખુબ કાળજી લેતા. પિતાની ઇચ્છાને માન આપી એમણે નોકરી ચાલુ રાખી, પોતાની ઇચ્છા ન હતી તોયે બીજી વાર લગ્ન પણ કર્યાં. પણ માનવ-સેવક 'બાપા' એ જંજાળમાંથીયે સત્વર છૂટ્યા, એ વખતના સામાજિક જીવનના અંધકારના જમાનામાં પણ 'બાપા'એ આર્યન બ્રધરહૂડ સોસાયટી'ના આશ્રયે હરિજનો સાથે પ્રીતિભોજનમાં ભાગ લીધો હતો. પણ એમના પિતાનું દિલ દુભાયું અને તેમની નાજૂક તબીયતને લીધે 'બાપા'એ શરમથી માથું મુંડાવી પ્રાયશ્ચિત પણ કર્યું હતું આમ 'બાપા'ના હૈયામાં 'પિતૃભક્તિ' અને 'માનવ-ભક્તિ' વચ્ચે સદાય ગજગ્રાહ ચાલતો. પરંતુ ૧૯૧૩ની સાલમાં એમના પિતાએ દેહ મૂક્યો અને 'બાપા'ને માટે માનવસેવાનો માત્ર એક જ માર્ગ મોકળો થયો. ત્યાર પછી ૧૯૧૪ની સાલના જાન્યુઆરી માસની ૨૫મી તારીખે બાપાએ પોતાના બધા ભાઈઓને ઉદ્દેશીને પત્ર લખ્યો.

"મુંબઈની મ્યુનિસિપાલિટીની નોકરીનું મેં રાજીનામું આપ્યું છે, અને આવતી તારીખ ૨ થી હું નોકરીમાંથી ફારેગ થઈ 'સરવન્ટસ ઑફ ઇંડિયા સોસાયટી'માં જોડાઇશ. આ સંબંધમાં કોઇની સલાહ લીધી નથી, મેં ફક્ત મારા અંતરધ્વનિની જ સલાહ મુજબ—મારા અંતરાત્માની આજ્ઞા મુજબ—આ પગલું લીધું છે.

"હું ખાતરીપૂર્વક માનતો થયો છું, કે હિંદુસ્તાનને સમગ્ર જીવન અર્પણ કરી દેનારા સેવકો જોઇએ છે—નહિ કે ફુરસદે અને સગવડે કામ કરનારા. જ્યાં સુધી આજીવન કાર્યકર્તાઓ હિંદુસ્તાનને ન સાંપડે, ત્યાં સુધી આપણી કશી પ્રગતિ જ નહિ થઈ શકે. સાચા કામ કરનારાઓ માટે તો પૈસાના ભંડાર ભર્યા છે. ગોખલેજી જેવાના ચરણોમાં હજારો અને લાખો રૂપિયાનો ઢગલો થાય છે. તેમને સાચા કામ કરનારાઓ નથી મળતા; એટલે આ કેમ ઉપરવાસ જો હું ભૂલ કરતો હોઉં, તો પણ હું એ ભૂલ શુભ મુરાદોથી અને પ્રમાણિકપણે કરું છું."

"મારી અંતરવ્યથાનો હવે અંત આવે છે. જીવનના સર્વ વિયોગો દુઃખકર છે, પણ હું તમને સૌને ઉમદા સેવાકાર્ય માટે તજી જાઉં છું અને સમજું છું, કે તમારા સૌની મને શુભાશિષો છે."

'બાપા' સરવન્ટસ ઑફ ઇન્ડિયા સોસાયટી'માં ૧૯૧૪માં જોડાયા ત્યારથી આજ લગી રાષ્ટ્રનાં પીડિત માનવીઓની દર્દકથાના એ જીવન સહોદર રહ્યા છે. પૂજ્ય બાપુજી પણ 'હરિજન સેવક સંઘ'નું કારભાર એમના હાથમાં સોંપીને નિશ્ચિંત બન્યા હતા. બાપુજી તો કહેતા ત્યારે [illegible], 'બાપા' -

[અનુસંધાન પૃ૦ ૧૨૮મે]

# બોધામૃત

(કોને મહાપુરુષ કહેવા? આ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન રીતે આપી શકાય છે પરંતુ એક વિશેષ ગુણ મહાપુરુષમા હોય છે, તે એનુ ઊંડું અને સુવિશાળ જ્ઞાન. એ જ્ઞાન સર્વદા નદી સ્વરૂપે વહેતુ હોય છે. એ નદીના જળથી પ્રત્યેક જણ પોતાની આતરિક અને આત્મિક તૃષ્ણા છિપાવે છે.

એ જ નદીમાંથી અહીં, પ્રત્યેક અંકમા, થોડા બિંદુઓ જિજ્ઞાસુઓની તરસ છિપાવવા આપવામાં આવે છે.)

મૃત પ્રિયજન કા સ્મરણ કૈસે કરેં? મેરા દૃઢ વિશ્વાસ હૈ કિ વે મરતે નહીં, શરીર મરતા હૈ. લેકિન સ્મરણ તો કાયમ રખના હી હૈ, ઉનકે સબ ગુણ હમારે મેં યથાશક્તિ ઉતાર કર, ઉનકી શુભ પ્રવૃત્તિ અપનાકર ઔર ઉસમેં વૃદ્ધિ કર કર. સમાધિ પર ફૂલાદિ રખના ઉસી સ્મરણ કો બઢાને કે લિયે હૈ. અગર ફૂલોં સે હી સંતુષ્ટ રહેં તો ઉસે મૈં મૂર્તિ–પૂજા કહુંગા.

મનુષ્ય ઈશ્વર કો પૂજે ઔર મનુષ્યકા તિરસ્કાર કરે યહ બનને લાયક નહીં હૈ.

મનુષ્ય કી સચ્ચી પહચાન ઉનકે હાર્દિક વિનયસે હોતી હૈ.

કવિને કહા હૈ કિ વિદ્યારહિત મનુષ્ય પશુ સમાન હૈ વહ વિદ્યા કૌન સી?

વિદ્યા વહી હૈ જીસસે મનુષ્ય અપને કો પહચાને ઈસિકા અર્થ આત્મજ્ઞાન હુઆ.

પરદુઃખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે, અગર અંતર્યામિ સબ કરવાતા હૈ તો અભિમાન કૈસે?

શ્રદ્ધામેં નિરાશા કો સ્થાન નહીં હૈ.

વ્યવહાર મેં જો કામ ન આવે વહ ધર્મ કૈસે હો સકતા હૈ?

ધર્મકા જામા પહનને સે પાપ પુણ્ય નહીં બનતા ભૂલ ભૂલ નહીં મિટતી.

મૂર્ખ કો સમઝાના આસાન હૈ અર્ધદગ્ધ કો કૌન સમઝ સકતા હૈ.

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભાં છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમા સારી રીતે વ્યક્ત થાય છે.]




[illegible]

ચિ .

તને સોળમું વર્ષ બેઠું એટલે તું જવાબદાર થઈ ગણાય. તું તારું શરીર સુધાર અને અખંડ સેવિકા થા. અને એવી થવા સારુ તારા મનથી જ આશ્રમના નિયમોનું પાલન કર.

હવે તારા પ્રશ્નો:—

આશ્રમમા આપણે મૂર્તિ રાખતા નથી કેમકે આપણી પાસે જગતરૂપી મૂર્તિ પડી છે. તે વાટે ઈશ્વરને ઓળખીએ. આકાશ તરફ જોઇએ તો ત્યા પણ અગણિત મૂર્તિઓ છે તેમાંથી જેનું મનન કરવું હોય તેનું કરીએ ને ત્યાં ઈશ્વર છે એમ ધારીએ. ઈમામ સાહેબ કે અમીનાને આપણે જેને મૂર્તિ કહીએ છીએ તેવી મૂર્તિની જરૂર નથી પડી એ વિચારવા જેવું છે.

તુલસીને પૂજે છે કેમકે તુલસીમાં કેટલાક ગુણો છે.

* * * *

જેમ મેલામાં હાથ નાખીએ તો હાથ મેલો થાય તેમ જુઠું બોલીએ તો મન મેલું થાય. અને હાથ મેલા કરતાં મન મેલું થાય એ ખરાબ. મેલો હાથ ધોઇને સાફ કરાય. મન એવી સહેલાઈથી સાફ ન થઈ શકે.

જાણી જોઈને અસત્ય બોલે તે ગમે તેટલું પ્રાયશ્ચિત કરે તોયે તે માફ ન થાય. પણ જે ભૂલથી બોલી નાખે તેને જ પ્રાયશ્ચિતથી માફ થાય. આ સમજાયું? ન સમજાયું હોય તો ફરી પૂછજે.

બાપુના આશીર્વાદ.



[ધ્યેયની સિદ્ધિમાં દેખાતી નિરાશાના કાળમાં મુનિ મન અગમ યમ નિયમ શમદમ વિષમવ્રત-વાળો તુલસીરામાયણ વાળો છંદ ટાંકી મેં અહિંસક તપશ્ચર્યા માટે કાંઈ અશક્ય નથી એવા ભાવનું લખેલું તેના જવાબમાં આ પત્ર છે —ચિમનલાલ શાહ. સેવાગ્રામ આશ્રમ, વર્ધા.]

ચિ૦ ચિમનલાલ

તા. ૧-૫-૩૯.

તમે ઇચ્છો છો એવી કઠિન તપશ્ચર્યા તુરંત કરવાનું હોતું નથી. અહિંસા જાણનારે પ્રથમ તો યમનિયમાદિનું પાલન કરતાં શીખવાનું હોય છે એ ઓછું નથી. કયા અંશે એનું પાલન એક નિષ્ઠાથી કરે છે? પ્રાર્થના કેટલા કરે છે, કાંતે પીંજે છે કેટલા, પડોશી પ્રત્યે પ્રેમ કેટલા બતાવે છે? આપણે એકેએક સેગાંવમાં કેટલો પ્રેમ કેળવીએ છીએ. આવી આવી ઝીણી ગણાતી બાબતોમાંથી અહિંસા સત્યાદિનો પાઠ શીખીએ છીએ. મારી કઠિનતાઓ પણ મારી અપૂર્ણતામાંથી ઉદ્ભવે છે. ને મેં સાથીઓની ખોળાશ સ્વી લીધી છે એ પણ કારણ છે. ધર્મ નિયમ શમ દમ વિશ્વમન તમે દરિયા છંદમાં છે એનું મનન કરો. હમણાં સ઼દાવન જઇએ છીએ.

બાપુના આશીર્વાદ.

## ઈશ્વર નિરાકાર નિર્ગુણ છે. એનું ધ્યાન શા સારું ન ધરીએ?

[આપણી ભારતીય સંસ્કૃતિમાં મૂર્તિપૂજાનું સ્થાન અજોડ છે વિભૂતિપૂજા અને વ્યક્તિપૂજા એ આપણા જીવનમાં જડાઈ ગયેલી છે આશ્રમવાસીઓને પણ એ પ્રશ્ન મૂંઝવતો હતો. તેઓ બાપુજીને લખતા અને બાપુજી સર્વદા મૂર્તિપૂજાનો વિરોધ કરતા. બાપુજી તો માનતા કે વ્યક્તિ કે વિભૂતિને મૂર્તિરૂપે આબદ્ધ કરી એની પૂજા કરવા કરતાં

એના જીવનને સમજી, એના ઉચ્ચ આદર્શો અને વિચારોને તેમજ એના કાર્યોને પોતાના જીવનમા સ્થાપીએ એજ વધારે ઇચ્છનીય અને મહત્ત્વનુ છે બાપુજી જતા આપણે આજે એમની મૂર્તિ સ્થાપવાના વિચાર કરીએ છીએ અને એ મૂર્તિની પૂજામાજ કૃતાર્થતા માનીએ છીએ આવી સ્થિતિમા બાપુજીના પત્રો અવશ્ય આપણુને યોગ્ય માર્ગદર્શન કરશે ]

જીવન્ત લોકોની મૂર્તિનુ ધ્યાન ધરવુ એ સારી વાત નથી જેનુ ધ્યાન ધરવાનુ હોય એમા પૂર્ણતાનુ આરોપણ થતુ હોય છે થતુ જોઈએ જીવિતોમા કોઇને પૂર્ણ ન કહી શકાય રામાયણાદિમા જે ચિત્રો આવે છે તે સારા હોતા નથી પરતુ મૂર્તિની આવશ્યકતા શા સાર ? ઇશ્વર નિરાકાર નિર્ગુણ છે એનુ ધ્યાન શા સારુ ન ધરીએ? જો એ અશક્ય હોય તો ૐકારનુ ધ્યાન ધરવુ અથવા આપણી કલ્પનાની મૂર્તિનુ ગીતામૈયાનુ જ ધ્યાન શા સારુ નહી ? એને કામધેનુની ઉપમા આપવામા આવી છે આ ધેનુનુ ધ્યાન ધરવુ જોઇએ વળી એમા ઘણા અર્થો સમજી શકીએ છીએ આ રીતે પણ જીવન્ત લોકોની મૂર્તિનુ ધ્યાન હાનિકારક થઇ શકે છે એથી એને ત્યાજ્ય ગણવુ ઉચિત છે

**વ્યક્તિપૂજાને બદલે ગુણપૂજા કરવી ઘટે છે વ્યક્તિ તો ખોટી નિવડે અને તેનો નાશ તો છેજ ગુણનો નથી.**

* * * * * *

## "હુ મૂર્તિપૂજક અને મૂર્તિભજક છુ "

ચિ૦

મદિર વિ૦ તમે ઠીક લખ્યુ હજુ તમારા મનમા હોય તે લખજો આ બાબતમા મારોજ અભિપ્રાય ચાલવો જોઇએ એવો આગ્રહ નથી મારા વિચારો એ બાબત ઘડાઈ ગયેલા છે

મારે વિષે મે કહ્યુ છે કે હુ મૂર્તિપૂજક અને મૂર્તિભજક બન્ને છુ શરીરધારીનો કલ્પનાનો ઈશ્વર મૂર્તિમાન હોયજ તે મૂર્તિભાવે તેની કલ્પનામા વસે પણ છેજ એ રીતે હુ મૂર્તિપૂજક છુ પણ એક પણ રૂપને—આકૃતિને પરમેશ્વરરૂપે પૂજવાની મારા મને કોઈ દિવસ હા નથી પાડી ત્યા મારા મનમા નેતિ નેતિ થાય છે તેથી મે મને પોતાને મૂર્તિભજક માન્યો છે આવા વિચારને અગે મારા મનમા હમેશા રહ્યુ છે કે આપણે આશ્રમમા મદિર ન વસાવીએ તેથીજ પ્રાર્થનાને સારુ પણ મકાન બાધવાનુ નજ રાખ્યુ આકાશનુ છાપરુ અને દિશાઓની દીવાલો કરી તેમા આપણે બેઠા. જો સર્વ ધર્મ પ્રત્યે સમભાવ રાખવો હોય તો આપણી આ જ સ્થિતિ હોવી જોઇએ આજકાલ વેદાદિમા ચચુપાત કરી રહ્યા છુ ત્યા પણ એ જ જોઉ છુ ક્યાયે મૂર્તિને સ્થાન નથી જોતો છતા હિદુ ધર્મમા મૂર્તિને સ્થાન છે એને આપણે તેનો દ્રોહ ન કરીએ એની પૂજા આવશ્યક નથી ઐચ્છિક છે આથી મને લાગે છે કે આપણે સમાજ તરીકે મદિરથી નિરાળા રહીએ તો સારુ આશ્રમમા જે સ્થળને મે સમાધિ માની છે તે મદિર હોય તો પણ આપણે તેને જાહેર સસ્થા ન કરીએ. જમીનનો માલિક એ પાડી નાખીને ઇટ લઈ જવા માગતો હતો ત્યારે પૈસા ભરીને તે સ્થાન બચાવ્યુ પણ તેને મદિર બનાવવાની મારી ઈચ્છા નથી થતી

આ તમે બીજા જે સમજે એમ છે તેની સાથે ચર્ચી મને લખવુ હોય તે લખજો. મુદ્દલ સકોચ ન ખાશો.

તા ૭–૯–૩૨

બાપુના આશીર્વાદ.



# બાપુની પૂજા પર

—:શ્રી શિવકુમાર શ્રીવાસ્તવ:—

બાપુને બાપુ રહેવા દે,<br>
બાપુને ભગવાન ન કરી દે!<br>
કઠિન મનુજ તારી પૂજાએ, આજ દેવો પણ કંપે છે,<br>
તારા કલુષિત ભાવ થકીયે ચેતન પણ જડતા પામે છે<br>
તું શ્રદ્ધાનો ઢોંગ કરીને જેના પર ફૂલ ચડાવે રે,<br>
તે ફૂલોથી કોમળ તોયે શાને પથ્થરસમ બને છે!<br>
બાપુ હતા કરુણાના સાગર, માનવ, અરે! મહામાનવ હતા.<br>
માનવને માનવ રહેવા દે, માનવને પાષાણ ન કરી દે.<br>
બાપુ અમર, મૌન છતાંયે જીવન એમનું બોલી રહ્યું છે,<br>
પંચભૂત થયા અલગ પણ તેજ હજી યે ડોલી રહ્યું છે.<br>
જડતામાંયે ચેતન ભરતો બાપુનો સંદેશ હજીયે,<br>
મૃણ્મયને પણ અમર કરતો, વિષમાં અમૃત રેડી રહ્યો છે.<br>
બાપુને દે પ્રેમ, તવ પૂજાની, એમને આકાંક્ષા ના,<br>
તું પથ્થરની મૂર્તિ બનાવી બાપુનું અપમાન ન કર રે.<br>
મિટ્ટિ ને પથ્થરનું મંદિર, એમાં બાપુનું સંસ્થાપન!<br>
છિ! કેવી નાદાની છે આ, કેવું રે આ પૂજન અર્ચન!<br>
ભાવોના રાજાને શું આ હૃદયમહીં ના સ્થાન રહ્યું!<br>
જેથી આજ આત્મવંચના તણો આ ડોળ કરવાને બેઠો છે.<br>
રહેવા દે તારું એ મંદિર, રહેવા દે તારી આ પૂજા,<br>
હૃદયમાં હૃદયમાં જે જીવિત છે તેને આજ નિષ્પ્રાણ ન કર.<br>
બાપુને બાપુ રહેવા દે, બાપુને ભગવાન ન કરી દે!<br>
માનવને માનવ રહેવા દે, માનવને પાષાણ ન કરી દે.



[મહાપુરુષનુ હૃદય માતાના હૃદય જેવુ હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનુ હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લુ મૂકી દે છે.

બાપુના જીવનમા પણ એમ જ થયુ. એમના સંપર્કમા આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનુ પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

બહેનો,

તમારો કાગળ મળ્યો છે હું તો સોમવારે જ લખું પણ મારું ઠેકાણું બદલાયા કરે તેથી તમને મારો કાગળ પહોચવાની તારીખ બદલાય જ. હમણાં લગી હું ગંગાની દક્ષિણે હતો. ગઈ કાલે ઉત્તરે આવ્યો એટલે ગંગા નદી ઓળંગવી પડી, હોડીમાં બેસીને પટનાથી સામે પાર ગયાં ત્યાં મોટર તૈયાર હતી. તેમાં બેસીને સોમપુર ગયા. અહીંની માટી કીચડ જેવી નથી. તેમાં રેતીનો પણ ભેળ છે. તેથી તે પગે સુંવાળી રેશમ જેવી લાગે છે. બા અને હું લગભગ એક માઈલ તો પગે પાળાં ચાલ્યાં. ચંપલ નહોતાં પહેર્યાં. રેતી બહુ ગમતી હતી આ ભાગમાં દરેક વર્ષે ગંગામૈયા નવી જમીન તૈયાર કરે છે. સેંકડો માઈલથી કાંપ ઘસડી લાવીને મૂકીને સમુદ્ર ભણી દોડી જાય છે. કેમ જાણે પોતે કરેલો ઉપકાર તેને કોઇ સંભળાવે ને તેને શરમાવું પડે નહિ! આજે અમે રાજેન્દ્રબાબુને ગામ છીએ. રાજબંસીદેવી અહીં છે. ચંદ્રમુખીને વિદ્યાવતી જે શહેરમાં તેઓ રહે છે ત્યા છે એટલે અમે તેઓને છપરામા મળ્યાં. બન્નેની તબીયત પ્રમાણમાં ઠીક છે. ચંદ્રમુખીની આશ્રમ કરતાં ખરાબ વિદ્યાવતીની કંઈક સારી.

ગઈ કાલની સ્ત્રીઓની સભામાં મેં નવો પ્રચાર શરૂ કર્યો. અહીંની બહેનો રૂપાનાં વજનદાર ઘરેણાં બહુ પહેરે છે. છોકરાંઓને મેલાં રાખે છે. વાળ ઓળતાં નથી. એટલે ઘરેણાંની ટીકા કરી. પરિણામે તેઓમાંના કેટલાકે પોતાના તોડા હાંસડી વિ. મને આપી દીધાં. તે એવી શરતે કે બીજા ન લેવાય ન પહેરાય આ કામ કરતી વેળા તમે બધી બહેનો યાદ આવી. બા મને આમાં ખૂબ મદદ દઈ રહેલ છે. પણ તે તો મારી સાથે છે

[અનુસંધાન પૃ૦ ૧૨૨મે]

હસમુખ દાદા

# જનાબ અબ્બાસ તૈયબજી

શ્રી ગુ. મ.

તૈયબજી કુટુંબે હિંદુસ્તાનની–રાજનૈતિક અને સાંસ્કૃતિક–સ્વતંત્રતા મેળવવામાં સારો ફાળો આપ્યો છે, પણ આપણા જીવનમાં એ કુટુંબની સાથે આપણો સંબંધ તો કેવળ ગાંધીજી દ્વારા જ રહ્યો છે, કારણ કે જનાબ અબ્બાસ તૈયબજી, વડોદરા રાજ્યના ભૂતપૂર્વ મુખ્ય ન્યાયાધિશ અને કૃષ્ણભક્ત બહેન રેહાના તૈયબજી, એ બંને ગાંધીજીના અંતેવાસીઓમાં ગણાય છે.

જનાબ અબ્બાસ તૈયબજીનાં પ્રથમ દર્શન મને ૧૯૧૯માં લાહોર મુકામે થયાં હતાં. પંજાબમાં જે અત્યાચાર થયેલો એની તપાસ કરવા માટે ગાંધીજીના આદેશ અનુસાર જે સમિતિ કોંગ્રેસ તરફથી ત્યાં નીમવામાં આવી હતી એમાં તેઓ જોડાવા આવ્યા હતા. તે વખતે હું પણ દીનબંધુ એન્ડ્રુઝ સાથે ત્યાં હતો. અબ્બાસ સાહેબના સમાગમમાં આવવાની તક મને જો કે ઓછી મળતી–પ્રસંગ નહીં જેવી કહેવાય–તોપણ એક વાર જે મકાનમાં અમે બધાં ઊતરેલાં એના ચોગાનમાં એક સાંજે ફરતી વખતે હું પણ એમની પાછળ પાછળ ચાલતો હતો. મારી ટેવ પ્રમાણે હું ધીરે ધીરે ચાલતો હતો. ઓચિંતા તેમણે મુખ ફેરવ્યું અને મને પાછળ ચાલતો જોયો. મેં તેમને નમ્રતાથી નમસ્કાર કર્યા. તેમણે તે હસતાં હસતાં સ્વીકાર્યા. પછી તેઓ મારી પાસે ઝડપથી આવી પહોંચ્યા. હું જરા આશ્ચર્યમાં પડ્યો. એટલામાં તો તેમણે મારી પીઠ પર જોરથી ધબ્બો મારીને કહ્યું, "ઇતના આહિસ્તે આહિસ્તે ક્યું ચલતે હો? દેખો, મૈં કૈસે ચલતા હૂં." એટલું કહી તેઓ ઝડપથી ચાલવા લાગ્યા અને જરા હસવું આવ્યું, કારણ કે મને એમ થયું કે આ સફેદરીશ (સફેદ દાઢીવાળા બુઝર્ગ) એક જુવાનની પેઠે કેમ ચાલી શકતા હશે અને એમ ચાલવામાં એમને જરા પણ સંકોચ નહીં થતો હોય? હું હજી એ વિચાર જ કરી રહ્યો હતો ત્યાં તો દૂરથી મારી તરફ જોઈ મોટેથી બૂમ પાડીને તેમણે મને કહ્યું, "આઓ, મેરે સાથ સાથ ચલો." મેં એમના હુકમનું તરત જ પાલન કર્યું અને હું પણ એમની સાથે ઝડપથી ચાલવા લાગ્યો.

ચાલતાં ચાલતાં મેં એમને પૂછ્યું, "આપકો ઐસી તેઝીસે ચલના ભલા કિસને સિખાયા હૈ? ઇતની ઉમરમેં, કહિયે પીરી મેં, ઇતની તેજી સે ચલને સે ક્યા આપકી તબિયત પર ઉસ કા બુરા અસર નહીં પડેગા, જનાબ?"

હસતાં હસતાં એમણે મને ઉત્તર આપ્યો, "અરે વો હ સાબરમતી કા સંત, બાપુ, હૈ ન, ઉસને મુઝે તેજી સે ચલા ચલા કર ફિર જવાન બના દિયા હૈ. તુમને કભિ ઉનકો સૈર કરતે દેખા હૈ? કૈસે હવા કી તરહ વોહ દૌડતે હૈ માનો ઉનકે પાંવ જમીન પર પડતે હી નહિ."

"તો ખૂબ કહી!" મૈંને કહ્યું, "એક બૂઢા દૂસરે બૂઢે કો જવાન બનાતા હૈ જનાબ, યેહ તો બડી અચ્છી હોશિયારી હૈ. બુઢાપા બુઢાપે સે દૂર કરને કી યેહ તો એક કીમિયા હૈ!"

આ સાંભળી તેઓ ખડખડાટ હસી પડ્યા. પછી એક પગ થોભીને મારી તરફ મસ્તી ભરેલી આંખોથી જોઈને તેમણે કહ્યું, "તુમ તો એક બડે મઝાકી નૌજવાન માલૂમ હોતે હો."

"જી હાં," મૈં પ્રત્યુત્તર આપ્યો, "મૈં મજાક કરકે હી અપને આપ કો જવાન રખના ચાહતા હું."

"અપના મજાક કરકે કે ઔરોં કા ?"

"જૈસા મૌકા મિલે, જનાબ!"

ફરી તેઓ ખડખડાટ હસ્યા.

એટલામાં જમવાનો ઘંટ વાગ્યો અને અમે બંને ઘર ભણી વધારે ઝડપથી ચાલવા લાગ્યા. જતાં જતાં મૈં એમને પૂછ્યું, "જનાબ, આપને બડોદા કે રાજાકી નૌકરી ક્યું છોડી?"

તરત જ આનંદથી ઉજ્જ્વળ આંખોથી અને જરા ગંભીરતાથી તેમણે જવાબ આપ્યો, "યેહ ભી બાપુ કી કરામત હૈ, રાજાકી નૌકરી મ છુડા કર રાજાઓં કે રાજા કી નૌકરી કરને કે લિયે મુઝે વોહી ખુદા લાયે હૈ."

હું વધારે કંઈ પૂછવા જતો હતો. તેવામાં બીજી વાર ઘંટ વાગ્યો અને અમે જમવાની ઓરડીમાં દાખલ થયા.

ત્યાર પછી બીજી વાર અબ્બાસ સાહેબની સાથે વાતચીત કરવાની તક મને કદીપણ સાંપડી નહીં, પણ તેમના હસમુખા ચહેરાની છબી હજી સુધી મારા દિલના પટ પર તાજીને તાજી જ છે.

[અનુસંધાન પૃ૦ ૧૨૦થી ચાલુ]

એટલે આવા કામ મારાથી થાય તેના કરતાં તમારાથી વધારે સારું થાય. પણ તેને સારુ ત્યાગ જોઈએ ધગશ જોઈએ. સગવડ જોઈએ એ બધું તમે ત્યાં મેળવી શકો એમ છો. આપણે શ્લોકો ગાઈએ જ છીએ ના? 'આત્મવત્ સર્વભૂતેષુ' બધાને પોતાના જેવા ગણવા એમ ગણીએ તો કોઈના છોકરાં મેલાં હોય ત્યારે આપણે જ મેલાં છે એમ ગણી શરમાઈએ. કોઈ દુઃખી હોય તો આપણે જ દુઃખી છીએ એમ સમજીને દુઃખી થઈએ ને તે દુઃખનું નિવારણ કરવા ઉપાય રચીએ.

પણ હું તો મારી હદ કરતાં વધ્યો. વધવું ગમે છે પણ મારી પાસે બીજા કાગળોનો ઢગલો જોઉં છું એટલે ઠરી જાઉં છું.

પટના સોનપુર છપરા ક્યાં છે તે નકશો લઈ જોઈ લેજો આ ભૂમી જનક રાજાની છે.

પોષ. શુદ. ૧૪.

બાપુના આશિર્વાદ






[સંતોનું જીવન પારસમણિ જેવું છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને સંતનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે એથી જ આપણા દેશમાં સત્સંગને સાધનાનું એક મુખ્ય અંગ ગણવામાં આવ્યું છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઈને કોઈ સંતના જીવનની રૂપ-રેખા આપવાનું ઉચિત ગણ્યું છે.]

# માદામ બ્લેવેટસ્કી

"અભ્યાસી"

બંગાળમાં ઘણા વરસોથી એક ધર્મસંસ્થા ચાલી આવી છે એનું નામ છે, 'સત્યપીર.' એના અનુયાયીઓ કોઈ ગુરુ અથવા ગ્રંથને પૂજતા નથી, ફક્ત તેઓ સત્યની ઉપાસના કરે છે એ સંસ્થામાં જુદી જુદી જાતિના હિંદુઓ અને મુસલમાનો પણ છે. પરંતુ જેમ દરિયામાં પ્રવેશીને બધી નદીઓ પોતાનાં જુદાં જુદાં નામ તજી દે છે, તેમ 'સત્યપીર'માં દાખલ થયા પછી જે લોકો એમાં હોય છે તેઓ પોતાની જાતિ છોડી દે છે.

હવે આ દુનિયામાં અમુક લોકોમાં એવી શ્રદ્ધા પ્રચલિત છે કે આવી રીતે અનન્ત કાળથી જગતમાં એક એવી સંસ્થા ચાલી આવી છે જેના સભ્યો કેવળ સત્યની જ પૂજા કરે છે. એ સંસ્થાનો આદર્શ છે, "સત્યથી વધારે મોટો બીજો કોઈ ધર્મ નથી." સત્યાન્નાસ્તિ પરો ધર્મઃ । ઇતિહાસમાં જુદે જુદે સમયે એ સંસ્થા જુદા જુદા નામે ઓળખાતી હતી. ગઈ શતાબ્દિમાં એ સંસ્થાનું નામ "થીઓસોફિકલ મૂવમેન્ટ" હતું. એની સ્થાપના ૧૮૭૫માં કરવામાં આવી હતી અને હજી પણ તે જુદા જુદા દેશોમાં કામ કરી રહી છે.

"થીઓસોફિકલ મૂવમેન્ટ"ના—એના હાલના સ્વરૂપમાં—સ્થાપક હતા માદામ હેલિના પેટ્રોવના બ્લેવેટસ્કી. એમનો જન્મ લગભગ એકસો ત્રીસ વરસ પહેલાં રશિયામાં થયો હતો. એમનું કુટુંબ ઉચ્ચ અને સુસંસ્કારી હતું, પણ એના વિચારો ધર્મ સંબંધી ખ્રિસ્તી ધર્મની જૂની પદ્ધતિના અને રૂઢિગ્રસ્ત હતા. હેલિનાને એ વિચારો કેવળ પસંદ જ ન હતાં પરંતુ એના વિરોધમાં પોતાના વિરોધી અભિપ્રાયો પણ વારવાર તેઓ પ્રગટ કરતાં હતાં. લગ્ન પછી તેમનાથી જૂના અને રૂઢિગ્રસ્ત વિચારો સહન નહીં થયા. તેનું એક બીજું કારણ પણ હતું. તેમને અમુક એવા આંતરિક અનુભવો થયા હતા જેથી તેમને બ્રહ્મવિદ્યા ફેલાવવાની ચાવીઓ મળી ગઈ.

[અનુસંધાન પૃ૦ ૧૨૬મે]



# નીલમાધવ

[ પુરીમા આવેલા જગન્નાથના મદિર જોડે ચૈતન્યના ઘણા જીવનપ્રસગો જોડાયેલા છે તેમના દેહાવસાન વિષે જે જુદી જુદી અનેક વાતો ચાલે છે તેમાની એક એ છે કે તેઓ જગન્નાથની મૂર્તિમા વિલીન થઈ ગયેલા જગન્નાથના આ મદિરની સ્થાપનાને લગતી જે કથા છે તે બોધદાયક છે આ વાચ્યા પછી આપણામા પણ ઊચ નીચ ભાવના ભરી હોય તો તે નાબૂદ કરવાનો પ્રયત્ન કરીએ ]

જગન્નાથનું મદિર એક કાળે એક ભૂરા રગની ટેકરી (નીલાચલ) પર હતુ ટેકરી ગાઢ ભયકર જગલથી છવાયેલી હતી વિશ્વાવસુ નામનો શબર જાતિનો એક પારધી તે ઝાડીમા ઘર કરીને રહેતો હતો એક દિવસ તે શિકારની શોધમા નીકળેલો તે ટેકરીના શિખર પર આવી પહોચ્યો ત્યા એક ગુફામા તેણે એક સુદર મૂર્તિ ઢકાઈને પડેલી જોઈ તે જોઈને તેનુ હૃદય આનદ અને ભક્તિથી ફુલાઈ ગયુ ઊઘતા ને જાગતા એના મનમા એ મૂર્તિના જ વિચાર આવ્યા કરે એણે મુગ્ધપણાથી એ મૂર્તિનું નામ નીલાચલ પરથી નીલમાધવ પાડ્યુ. રોજ સવારે તે વહેલો ઊઠીને ગુફામા જાય ને પેલી મનોહર મૂર્તિને નવડાવી તેને ફૂલથી શણગારે એટલુ કર્યા પછી વનના સારામા સારા ફળ ભેગા કરી લાવે તે ચાખી જુએ ને મીઠા ફળ દેવને ધરાવે. દેવ આ શ્રદ્ધાને વશ થયા ને શબરના ફળ લઈને આરોગવા લાગ્યા. નહી તો પારધી ઉપવાસ કરત, કેમ કે એણે તો સકલ્પ કરેલો કે ભગવાન ફળ આરોગે નહી ત્યા સુધી પોતે ખાવુ નહી આ રીતે દિવસો પર દિવસો જવા લાગ્યા પારધીની દીકરી લલિતા સિવાય બીજા કોઈને ખબર નહોતી કે પારધી નીલમાધવની ભક્તિમા લીન થઈ ગયો છે ને એને જગતમા બીજો કશો રસ રહ્યો નથી

એ કાળે માલવદેશની ગાદીએ ઇન્દ્રદ્યુમ્ન નામનો રાજા હતો તે ભલો ને ધર્મિષ્ઠ હતો એના જીવનની મોટામા મોટી આકાક્ષા એ હતી કે કોઈ જગાએ પવિત્ર સ્થાન શોધી કાઢવુ, ત્યા વિશાળ દેવાલય બધાવવુ, ને ત્યા એવી મૂર્તિની સ્થાપના કરવી કે જેની પવિત્રતાની ખ્યાતિ આખા દેશમા ફેલાય એવુ સ્થાન ને એવી મૂર્તિ શોધવા તે ચારે દિશામા અનુચર મોકલ્યા કરતો હતો એક દિવસ એ શોધની નિષ્ફળતા વિષે વિમાસણ કરતો તે બેઠો હતો ત્યા એક અજાણ્યો બ્રાહ્મણ આવી ચડ્યો એણે આવીને નીલાચલની પવિત્રતાનુ ને નીલમાધવની મૂર્તિનુ છટાદાર વર્ણન કર્યુ ને કહ્યુ 'નીલમાધવ

એ તો સાક્ષાત્ શ્રીવિષ્ણુ છે. આપ જો ત્યાં મંદિર બાંધશો તો આપને અપૂર્વ કીર્તિ અને અપાર શ્રેયની પ્રાપ્તિ થશે, કેમકે મારી જાણમાં આ સ્થાન આખા ભારતવર્ષમાં સૌથી પવિત્ર છે.' રાજાના હર્ષનો પાર ન રહ્યો. તેણે પ્રધાનના નાના ભાઈ વિદ્વાન ને ભક્તિમાન વિદ્યાપતિને એ જગાએ જાતે જઈ તપાસ કરી, બ્રાહ્મણની વાત સાચી છે કે નહીં તે શોધી કાઢવા મોકલ્યો.

પેલા બ્રાહ્મણે બતાવેલી દિશામાં ને એ એંધાણે ચાલતાં વિદ્યાપતિને શબર વિશ્વાવસુની ઝૂંપડી શોધી કાઢતાં વાર ન લાગી. શબર પાસે જઈ તેણે આવવાનું કારણ જણાવ્યું. શબરે આવા વિદ્વાન માણસને છાજે એવા આદરથી એનું સ્વાગત કર્યું. પણ વિદ્યાપતિએ નીલમાધવનાં દર્શન કર્યા વિના અન્ન લેવાની ના પાડી. એટલે શબર એને પોતાના મિત્ર રથને લઈ ગયો. એ સાંજે વિદ્યાપતિને થયું કે મારી શોધ સફળ થઈ. તે રાતે તે વિશ્વાવસુની સાથે રહ્યો. બીજે દિવસ પહેલા દિવસના જેવો જ ગયો, ને ત્રીજો પણ એમ જ પસાર થઈ ગયો. દિવસે દિવસે વિદ્યાપતિને એ સ્થાન એટલું બધું મોહક લાગતું ગયું કે જે કામને માટે પોતે આવેલો તે કામ જ ભૂલી ગયો. એક રાતે એને સ્વપ્નું આવ્યું. તેમાં ભગવાને આવીને એને યાદ દેવડાવ્યું કે એને પાછા જવાનું છે ને રાજા આતુરતાથી એની રાહ જોઈ રહ્યા છે.

બીજે દિવસે સવારે વિદ્યાપતિ માલવદેશ જવા નીકળ્યો. ત્યાં જઈ તેણે રાજાને પોતે નીકળ્યો ત્યારથી માંડીને રજેરજ વાત કહી સંભળાવી. રાજા એકદમ એ સ્થાનની યાત્રાએ નીકળ્યો. આખે રસ્તે તેને આનંદ થતો હતો કે ભગવાને આખરે મારી શોધ સફળ કરી ખરી. પણ એક વાત એના મનમાં ખૂંચ્યાં કરતી હતી. નીચ જાતિનો અસ્પૃશ્ય શબર ભગવાનની પૂજા કરી મૂર્તિને પ્રતિક્ષણ ભ્રષ્ટ કરી રહ્યો હતો એ લાગણી એના મનમાંથી ખસતી નહોતી. પ્રવાસ પૂરો થતા પહેલાં એણે મનમાં સંકલ્પ કરી લીધો કે એ શબર અસ્પૃશ્યને ભગવાન પાસેથી દૂર ખસેડવો. આવા વિચારો કરતો કરતો તે સીધો નીલાચલને શિખરે પહોંચ્યો. પણ જુએ છે તો ગુફામાંથી નીલમાધવની મૂર્તિ અલોપ થઈ ગયેલી! નીલમાધવ અંતર્ધાન થઈ ગયા હતા! રાજા બહુ દુઃખી થયો. એણે વિદ્વાન વિદ્યાપતિને પૂછ્યું. વિદ્યાપતિએ કહ્યું: 'તમે શબર વિશ્વાવસુને અસ્પૃશ્ય ગણીને મનમાં તેનો તિરસ્કાર કર્યો છે. પણ એ તો મહાભક્ત છે, ને એણે નીલમાધવની અપાર કૃપા મેળવી છે. તમે મનમાં ઊંચનીચભાવને આવવા દીધો, તેથી ભગવાન તમારી નજર આગળથી અદૃશ્ય થઈ ગયા. તમારે ઉપવાસ કરીને શુદ્ધ થવું પડશે, ને વિશ્વાવસુનો જે તિરસ્કાર તમે કર્યો છે તેનું પ્રાયશ્ચિત કરવું પડશે. પછી જ્યારે તમારા મનમાંથી ઈશ્વરનાં બાળકો વિશેનો ભેદભાવ પૂરેપૂરો ભૂંસાઈ જશે ત્યારે તમે નીલમાધવનાં દર્શન કરી શકશો.'

રાજાએ નમ્રતાને પશ્ચાત્તાપથી માથું નીચું નમાવ્યું, અને વિદ્યાપતિની શિખામણ પ્રમાણે આચરણ કરવા માંડ્યું. તેણે કેટલાયે દિવસના ઉપવાસ કર્યા, ને મનમાંથી ઊંચનીચભાવ સમૂળગો ભૂંસી નાખ્યો. તે પછી તરત જ નીલમાધવે એને સ્વપ્નમાં દર્શન દીધાં ને કહ્યું: 'તું મને હવે અહીંયાં નહીં જુએ. કાલે સમુદ્રકાંઠે જજે. ત્યાં તને એક મોટો લાકડાનો પાટડો દેખાશે. એ મારી અહીંની મૂર્તિનો અવશેષ હશે. એ પાટડામાંથી તું ચાર મૂર્તિ બનાવડાવજે, તારા રાજ્યના એકેએક માણસના મનમાંથી ઊંચનીચભાવ પૂરેપૂરો કાઢી નાખજે, ને મહાભક્ત વિશ્વાવસુને ન્યાય કરજે.' બીજે દિવસે પરોઢિયે રાજા લાવલશ્કર સાથે સમુદ્રકાંઠે જઈને જુએ છે તો એક મોટો લાકડાનો પાટડો પડ્યો છે. ભગવાને કહ્યા પ્રમાણે તેણે એમાંથી ચાર મૂર્તિઓ બનાવડાવી—એક જગન્નાથની, બીજી બલભદ્રની, ત્રીજી સુભદ્રાની, ને ચોથી સુદર્શન ચક્રની. નીલાચલ પર એક મંદિર બંધાવ્યું, ને તેમાં ચારે મૂર્તિ-

ઓની પ્રાણપ્રતિષ્ઠા કરી તમામ પ્રજાજનોને હુકમ મોકલ્યા કે રાજ્યમા કોઈએ ઉંચનીચનો ભેદ ગણવો નહી એનો દાખલો બેસાડવા માટે તેણે શબર વિશ્વાવસુની દીકરી લલિતાને વિદ્વાન પંડિત વિદ્યાપતિ જોડે પરણાવી આજે જગન્નાથના ભક્તોમા અગ્રેસર ગણાતા પતિ મહાપાત્રો એ યુગલના વંશજ છે જે લોકો આજે દૈતપતિને નામે ઓળખાય છે ને જેમનો મંદિર ઉપર ખૂબ અધિકાર છે તેઓ શબર વિશ્વાવસુના વંશજ છે ને જગન્નાથના જ્ઞાતિબંધુએ મનાય છે. જ્યારે જગન્નાથે દેહાન્તર કર્યું મનાય છે ત્યારે આ લોકો મરેલા માણસની ઉત્તરક્રિયા કરે એવી ક્રિયા કરે છે એવી ક્રિયા કરવાનો અધિકાર બીજા કોઈને નથી. ઇન્દ્રદ્યુમ્ન રાજાના વખતના તામ્રપટ પર લખેલા લેખમા તેમને આ અધિકાર આપવામા આવેલો છે

રાજાએ જ્યારે મંદિરની સેવાપૂજા માટે ધારાધોરણ ઘડ્યા ત્યારે તેણે ૩૬ જાતિઓના માણસોને સેવામા લીધા, જેથી કાળાન્તરે એવો અર્થ ન કરવામા આવે કે એકના શબરનેજ મંદિરમા જવાનો અધિકાર છે ને બીજાને નથી. મંદિરના અંદરના ભાગમા સેવા કરવાનો અધિકાર સર્વ વર્ણના હિંદુઓને છે રાજાએ એવુ સિદ્ધ કરવુ હતુ કે જાતિ જાતિ વચ્ચે ભેદ નથી, અને મંદિરમા જઈ ભગવાનના દર્શન કરવાનો અધિકાર કોઈપણ હિંદુને છે એ પ્રથા અખંડિત ચાલતી આવી છે ને આજે પણ કાયમ છે ભંગી પેંજા, બાવરી હાડી ચમાર ધોબી, દરેક જાતને ભગવાનની સેવામા કંઈક કામ નિયત કરી આપેલુ છે, ને તે કામ તે જાતના માણસો કરે છે કોઈ પણ પ્રકારની સેવા બીજી સેવા કરતા ચડિયાતી કે ઊતરતી ગણાતી નથી.

* * * *

( અનુસંધાન પૃ૦ ૧૨૩ થી ] એ અનુભવોમા એક એવો અનુભવ હતો જેનાથી એમને પૂરેપૂરી ખાતરી થઈ ગઈ કે જગતમા હિમાલય પર્વત પર થોડાક એવા પૂર્ણ જીવન્મુક્ત પુરુષો રહે છે જે જગતના અંદરનુ કામ કરે છે પછી એવા પૂર્ણ પુરુષોમાથી એકના એમને દર્શન પણ થયા અને એમના આદેશ અનુસાર હેલિનાએ થીઓસોફિકલ મૂવમેન્ટ' સ્થાપી

આ મૂવમેન્ટના મુખ્ય સિદ્ધાંતો છે જગતમા માનવ માનવ વચ્ચે ભ્રાતૃભાવ વધારવો, કુદરતના જે નિયમો છે તેનુ સંશોધન કરવુ, આત્મ-જ્ઞાન પ્રાપ્ત કરવા માટે મનથી પર અને ઉંચા દરજ્જાની જે માનવ-શક્તિઓ છે તેને ખીલવવી તેમજ તેની મદદ લઈને સાધના કરવી આ મૂવમેન્ટમા તેથી તો જુદી જુદી જાતિના અને જુદા જુદા ધર્મના લોકો દાખલ થઈ શકે છે

પશ્ચિમમા જ્યારે વિજ્ઞાનવશ થઈ લોકો નાસ્તિક બનતા જતા હતા, ત્યારે આ 'મૂવમેન્ટના પ્રભાવથી લોકોની સાચી ચેતના જાગ્રત કરવામા આવી ધર્મને નામે જે જુદાઈનુ ઝેર ફેલાઈ રહ્યુ' હતુ તે અનુચિત છે તેનુ જ્ઞાન લોકોને કરાવવામા આવ્યુ શિક્ષણના ક્ષેત્રમા કેવળ માનસિક શક્તિ ખીલવવાથી માણસને સાચુ અને સાત્ત્વિક જ્ઞાન મળી શકતુ નથી, તે દર્શાવવામા આવ્યુ જગતમા શાન્તિ વધારવા માટે એક જ માર્ગ છે-નિષ્કામ કર્મ અને નિષ્કામ સેવા. હિંદમા પણ જ્યારે પશ્ચિમની વિજ્ઞાનવશ સંસ્કૃતિથી પ્રભાવિત થઈને લોકો આ જગતને જે દૈવી શક્તિ ચલાવી રહી છે તેને ભૂલવા લાગ્યા અને પોતાના શાશ્વત, સાચા ધર્મનુ અધ્યયન મૂકી દેવા લાગ્યા, ત્યારે આ 'મૂવમેન્ટે' એ જને વૃત્તિઓને પ્રસરતી અટકાવવામા મદદ કરી

આ બધુ માદામ બ્લેવેટસ્કીની શિખામણનુ પરિણામ હતુ એ ઉપદેશનો પ્રચાર હમણા પણ ચાલુજ છે અને એની અસર ધીમે ધીમે માનવીના વ્યક્તિગત અને સામાજિક જીવનને ઉંચુ અને ઉજ્જ્વળ બનાવવામા દૃષ્ટિએ પડે છે.

[અનુસંધાન પૃ૦ ૧૦૮થી] પ્રશ્નોના ઉત્તર આપવા ન બેસીએ, પરંતુ આપણે તો એની સામે પ્રશ્નો પૂછીને જ સંતોષ માનીએ. મનને વ્યવસ્થિતપણે વિકસાવીએ નહીં તો બાહ્ય પરિસ્થિતિનો વિકાસ થાય ખરો! નૈતિક સ્વાતંત્ર્યની સાચી કળાનું સ્વામિત્વ પ્રાપ્ત કર્યા વિના માનવી સુખી થઈ શકે ખરો!

માનવજીવનના સર્વ સ્વરૂપોને નૈતિક નિયમોનું અનુશાસન આપણને ગાંધીજીના આર્થિક, રાજકીય અને બીજા સામાજિક સવાલોને લગતા સિદ્ધાંતોને બરાબર સમજવાની ચાવી આપે છે. આ બાબતમાં ગાંધીજીના આર્થિક અને રાજકીય સિદ્ધાંતો સંબંધી ઘણી ગેરસમજ ફેલાયેલી છે. સામાન્યતઃ એવી માન્યતા પ્રચલિત છે કે ગાંધીજીનું અર્થશાસ્ત્ર સાદાઈ, ચરખો, મિલ-ઉદ્યોગનો અભાવ અને ગ્રામોદ્ધાર એટલા ક્ષેત્રમાં જ પરિમિત છે. એ જ પ્રમાણે એમનું રાજકારણ અહિંસા, ગ્રામ-પંચાયત, કોમી ઐક્યતા અને સત્યાગ્રહ પર અવલંબેલું છે. ઘણા ખરા માણસો ઉચ્ચ હેતુ હોવા છતાંયે પ્રમાણિકપણે સમજી શકતા નથી કે શી રીતે આવી આર્થિક અને રાજકીય પદ્ધતિ કાર્ય કરી શકશે, ખરી રીતે એ કાર્ય નજ કરી શકે. પરંતુ એથી ઉલટું આપણે જો ગાંધીજીના મૂળભૂત સિદ્ધાંતોના તત્ત્વને સંપૂર્ણતઃ સમજી શકીએ તો એ શક્ય છે ખરું. સત્ય હકીકત એ છે કે ગાંધીજીના આર્થિક અને રાજકીય સિદ્ધાંતો ફક્ત સાદાઈ અને અહિંસામાં મર્યાદિત નથી, પરંતુ આપણા દૈનિક જીવનમાં કાર્ય કરી રહેલા નૈતિક નિયમોનું અસ્તિત્વ જ એમના સિદ્ધાંતો દર્શાવે છે. આવા નૈતિક નિયમો પર સ્થાપેલાં અર્થશાસ્ત્ર અને નીતિશાસ્ત્ર ગાંધીજીએ આપણને જે દિશામાં દોરવણી આપી છે એ ભણી દોરવાનું વલણ ધરાવે છે. ગાંધીજીની પદ્ધતિઓમાં એના બાહ્ય સ્વરૂપને નહીં પરંતુ એની પાછળ જે આધ્યાત્મિક શક્તિ કામ કરી રહેલી છે એને વધુ મહત્ત્વ આપવામાં આવે છે. ગાંધીજીએ પોતે જ કહ્યું છે એ મુજબ 'જે અર્થશાસ્ત્ર નૈતિક નિયમોની ઉપેક્ષા અને અવહેલના કરે છે તે સાચું અર્થશાસ્ત્ર નથી. જેમ બધા સાચા નીતિનિયમો એના નામોને અનુકુળ હોય છે તેમ સાચું અર્થશાસ્ત્ર પણ સાથે સાથે સારું હોવું જોઈએ.' બીજા શબ્દોમાં કહીએ તો, જ્યાંસુધી માનવી જેવો છે એવો રહે તો આજની મુશ્કેલીઓને દૂર કરવી શક્ય નથી, અને માનવી જ્યાં સુધી નીતિમય ન બને ત્યાં સુધી સારી સમાજરચના ન જ ઉદ્ભવી શકે.

આ નૈતિક પરિવર્તનનું આ અંતિમ ધ્યેય શી રીતે પ્રાપ્ત કરી શકાય? સત્ય, પ્રેમ શિસ્ત અને પવિત્રતાથી, એટલે કે "સાધનામાંથી જ આપણને આપણું ધ્યેય સિદ્ધ કરવાનું છે એની આપણી સાચી સમજથી જ એ શક્ય છે. સત્ય અદ્વૈત અને સર્વવ્યાપી છે. તેના માર્ગથી આપણે એક ક્ષણ પણ ચ્યુત થઈ શકતા નથી, હિંસા અને અસત્યનો બરાબર નિકાલ કરવો જોઈએ. સાચું ધ્યેય અસત્ય સાધનોથી પ્રાપ્ત ન કરી શકાય. ગાંધીજીએ લખ્યું છે: "ઘણાખરા માણસો કહે છે કે સાધનો તો આખરે સાધનો છે. હું તો કહું છું સાધનો જ સર્વસ્વ છે. જેવું સાધન એવી સિદ્ધિ..ધ્યેયની સિદ્ધિ સાધનોને અનુરૂપ હોય છે."

પવિત્રતા, સત્ય, પ્રેમ અને શાંતિના આ સિદ્ધાંત સાથે વાદવિવાદ, વર્ગ-કલહ, ક્રાંતિ અને સરમુખત્યારપણાના વિસંવાદી ધ્વનિની તુલના કરી જુઓ. "મૂડીવાદીઓની મિલકતનો મૃત્યુઘંટ વાગી રહ્યો છે. શોષણ કરનારાઓનું હવે શોષણ થશે." સામ્યવાદી વિચારસરણીમાં હિંસાની ધમકીના સૂર વધારે સ્પષ્ટ ઊઠે છે. "અસ્તિત્વ ધરાવતા સમાજમાં વત્તાઓછા પ્રમાણમાં આવરિત આંતરિક યુદ્ધ ઉઘાડી ક્રાંતિનું સ્વરૂપ પકડે એ સ્થિતિ સુધીની કલ્પના કરી હતી."

અને છતાંયે કોઈપણ પૂછી શકે કે આવી હિંસાત્મક ક્રાંતિ કયી સિદ્ધિ સૂચવે છે? શું એનો ઉદ્દેશ વર્ગ વિનાના સમાજની સ્થાપના કરવાનો જ છે? ધારો કે આ વિચાર અમલમાં મુકાયો, ક્રાંતિવાદી પગલાં લેવાયાં, અને બધા વર્ગોનો વિનાશ કરવામાં આવ્યો, સામાન્ય જનતાની

સરમુખત્યારી સ્થાપવામાં આવી: પછી શું? શું માણસો વધારે સમજુ બનશે અને પહેલા કરતાં સારી રીતે વર્તશે? માનવીઓ જેની આતુરતાથી આકાંક્ષા સેવી રહ્યા છે એ શાંતિ અને સમભાવ—ન્યાય અને સુખ—ત્યાં જડશે ખરાં? એનો ઉત્તર અનિશ્ચિત છે. કારણ કે એ માર્ગ એવું કંઈ નથી જે આ સિદ્ધ કરી શકે. માણસો હવે સારી રીતે વર્તશે, શાંતિ અને સમભાવ જગતને આંગણે ઉતરશે. ઇબ્સને (*Ibsen*) લખ્યું છે: 'એમાંથી એકેજ ક્રાંતિ ઉદ્‌ભવી શકે, માનવીઓનાં મનમાં ક્રાંતિ જગાડે છે.' સામાન્ય લોકોની ક્રાંતિ માનવજાતના માનસિક પરિવર્તનની આવશ્યક એવી જાહેરાત કરી ન શકે. અને જ્યાં સુધી માનવીનો નૈતિક નિશ્ચય પરિપક્વ ન થાય ત્યાં સુધી આપણું અંતિમ ધ્યેય આપણાથી દૂર જ રહે છે.

ગાંધીજી તો માનવજાતને જેની અત્યંત આવશ્યકતા છે એવી નૈતિક શ્રદ્ધાને સજીવન કરવાની આશા છે, એના નિર્દેશક છે. ભલેને બાહ્ય સ્થિતિ કેવી પણ હોય તોયે માનવીને નીતિમાન બનવુંજ રહ્યું, અને સામાન્ય જનસમૂહની ક્રાંતિ ન થાય ત્યાં લગી આપણે નીતિમય બનવાનું મુલતવી ન રાખી શકીએ. નૈતિક બળનું દબાણ એ પોતેજ આવી કોઈ પણ ક્રાંતિને અનાવશ્યક કરી મૂકશે.

છેવટે, ગાંધીજી પોતે માર્ક્સના સિદ્ધાંતો પર થતી ક્રાંતિ વિશે શું વિચારે છે એની નોંધ લેવી અગત્યની છે. તેઓ કહે છે "મજૂરશાહી (બોલ્શેવિઝમ) એ અર્થશાસ્ત્રના ક્ષેત્રમાં અપરિગ્રહના નૈતિક સિદ્ધાંતનું માત્ર આવિષ્કરણ છે, અને જો જનતા પોતાની ઇચ્છાથી આ સિદ્ધાંતને અપનાવશે, અથવા શાંતિમય સમજૂતીથી સ્વીકારવાને તત્પર થશે, તો પછી એના જેવું બીજું રૂડું કંઈ નથી. પણ મજૂરશાહી વિશે હું જે કંઈ જાણું છું તે પરથી મને જણાય છે કે એ ફક્ત લશ્કરનો ઉપયોગ કરતી નથી પરંતુ એ ઉપરાંત ખાનગી મિલકતને લઈ લેવાની અને સામુદાયિક સ્વામિત્વને તરફેણ કરે છે, અને જો આમજ હોય, તો હું બેધડક કહી શકું કે આજે જે સ્વરૂપમાં દેખાય છે એવી મજૂરશાહી લાંબો સમય ટકી શકે એમ નથી. કારણ, મારી એવી દૃઢ માન્યતા છે કે હિંસા પર ઊભી થાય એવી કોઈ પણ યોજનાનું ચણતર ન થઈ શકે."

સત્ય હકીકત એ છે કે કાર્લ માર્ક્સે સત્ય પરિણામની ઝાંખી કરી શક્યા હતા, પરંતુ ભૌતિક ભૂમિકા પર ઊભા રહીને તેમણે સાધનને ગૂંચવી નાખ્યું. નૈતિક ભૂમિકાએ ગાંધીજીએ આપણને સત્ય પરિણામ અને સાધનમાં વ્યાપ્ત એ—સત્યનું દર્શન કરાવ્યું છે

[અનુસંધાન પૃ૦ ૧૧૩થી ચાલુ] બાપુજીના સંસર્ગમાં આવ્યા અને બાપુજીએ એમને પોતાના કરી દીધા. 'બાપા' બાપુજીને અતીવ પ્રિય એવાં સાથી કરી ગયા છે. 'બાપા' આજે આટલે ઉમરે પણ હિંદને ખૂણેખૂણે પતિતોની વહારે ધાઈ રહ્યા છે. બાપુજી કહેતા એ સાચું જ હતું: 'બાપાને પ્રેમ તો પૈસો છે.' આજ સુધી એ પૈસો લઈનેજ બાપા ભમી રહ્યા છે.

'બાપા' તો 'બાપા'જ છે. બાપુના પરિવારમાંથી આજે 'બાપા'નું સ્મરણ કરતાં માત્ર, મન મનમેવક 'બાપા'ની જીવન-વ્યાપી સેવાનું દર્શન કરી એમના ચરણમાં લળી પડે છે અને અંતરના કોઈક ખૂણેથી કાવ્યગાન વહેતા સરે છે:—

જીવનાં જાણ્યું તમે, બાપા! જીવનાં જાણ્યું તમે.
હરિજનોને, કચડાયેલાંને, દબાયેલાંને, પોતાનાં કરી
જીવનાં જાણ્યું તમે......
અહૂતોની દદ્યાગ્નિયે, પીડિતોનાં સ્નેહાશ્રુએ,
દલિતોના સુખ—આનંદે, જીવન સુધન્ય કર્યું,
બાપા! જીવનાં જાણ્યું તમે.......

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આગવી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદા જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઇત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

## સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ
* 'પ્યારાબાપુ'માનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

| | | |
|---|---|---|
| દેશમાં | – | રૂપિયા છ |
| પરદેશમાં | – | બાર શિલિંગ |
| છૂટક નકલ | – | દસ આના |

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ–૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે. ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોંચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટૂંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે.

બંદઉં સંત સમાન ચિત, હિત અનહિત નહિ કોઈ ।
અંજુલિગત શુભ સુમન જિમિ, સમ સુગંધ કર દોઈ ॥

જેમને સંસારમાં શત્રુ કે મિત્ર કોઈ નથી એવા સમાન ચિત્તવાળા સંતોને હું પ્રણામ કરું છું. તેઓ અંજલિમાં રહેતાં સુગંધી સુંદર પુષ્પોની જેમ બન્ને હાથને સરખી સુવાસ આપે છે. સમાન ચિત્તવાળા સંતો હિત કરનાર અને અહિત કરનાર અને પ્રતિ સમાન ભાવવાળા હોય છે.




જગ બહુ નર સર સરિ સમ ભાઈ, જે નિજ બાઢ઼િ બઢ઼હિં જલ પાઈ ।
સજ્જન સુકૃત સિંધુ સમ કોઈ, દેખિ પૂર બિધુ બાઢ઼ઈ જોઈ ॥

સંસારમાં નદી તથા સરોવર જેવા સ્વભાવના ઘણા માણસો હોય છે કે જેઓ બીજેથી જળ મેળવી પોતાની વૃદ્ધિથી છલકાઈ જાય છે, પરંતુ સમુદ્ર જેમ ચંદ્રને વધતો જોઈ પોતે વધે છે, તેમ સજ્જનો બીજાની ઉન્નતિ જોઈ આનંદમાં આવે છે, આવા સજ્જન તો કોઈક જ હોય છે.

ત્ય રઘુપતિ રાઘવ રાજારામ અહિંસા પતિત પાવન સીતારામ પ્રેમ

ॐ

સુખ દુઃખ મનનાં કારણાં છે. તેથી જ
સંત ગાયક ગાય છે કે: સુખ તે સુખ નથી
દુઃખ તે દુઃખ નથી, નારાયણની વિસ્મૃતિ
એજ દુઃખ, નારાયણની સ્મૃતિ એજ
સુખ છે.

બાપુના આશીર્વાદ

હે રામ

યા ઈશ્વર અલ્લા તેરે નામ અભય સબકો સન્મતિ દે ભગવાન શ્રમ

# પ્યારા બાપૂ

વર્ષ ૨ સંપાદક :- નવીન ગોધા અંક ૧

# સહકાર આપો.

'પ્યારાબાપુ' માસિક જાહેર ખબરો લીધા વગર ફક્ત ગ્રાહકોના લવાજમ ઉપર જ નભે છે એ તો બધા ગ્રાહકો હવે જાણતા જ હશે

દરેક ગ્રાહક પોતાના મિત્રમંડળમા આ માસિકનો સેવાભાવથી પ્રચાર કરે એ અમારી વિનતિને માન આપી કેટલાક મિત્રોએ પ્રચાર કાર્ય શરૂ કર્યું છે

મુંબઈમા શ્રી જમુભાઈ સરવૈયા, મનસુખભાઈ ગાંધી, ઓધવજી શીવજી, સોલાપુરમા શ્રી રામકૃષ્ણ જાજુજી, સુરતમા શ્રી ચીમનભાઈ તમાકુવાલા મદ્રાસમા શ્રી મોહનભાઈ મહેતા, નવસારીમા વ્યવસ્થાપક સ્વદેશી વસ્તુ ભંડાર, સુરેન્દ્રનગરમાં શ્રી ચીમનભાઈ કોઠારી, અને નૈરોબીમા શ્રી પ્રભુદાસભાઈ વજીરીઆએ આ માસિકને ઘણા ખંતથી પ્રચાર કાર્યમા ભાગ લીધો છે અત્યારે આપણી ગ્રાહક સંખ્યા લગભગ ૨૦૦૦ સુધી પહોચી છે જાહેરખબરો લીધા વગર આટલા ગ્રાહકોથી આપણું ગાડું નજ ગબડી શકે ઓછામા ઓછા ૩૦૦૦ ગ્રાહકો તો થવા જ જોઇએ

અમે આશા રાખીએ છીએ સૌ આ કાર્યમા પ્રેમથી ભાગ લઈ "પ્યારાબાપુ" ને પગભર કરવા અમે જે મહેનત કરી રહ્યા છીએ તેમા પૂરો સહકાર આપશે જે મિત્રોને રસ હોય તે અમારા કાર્યાલયના સરનામે પત્રવ્યવહાર કરે જેથી પ્રચાર માટેની પત્રિકાઓ મોકલી શકાય

નીચેના સ્થળોએ 'પ્યારાબાપુ' નુ લવાજમ ભરી શકાશે

(૧) શ્રી કુસુમબહેન ગાંધી રાષ્ટ્રીય શાળા, રાજકોટ
(૨) શ્રી જમુભાઈ સરવૈયા ગંગા મહાલ, ૫૯, બાણગંગા રોડ, મુંબઈ ૬
(૩) શ્રી. ચીમનલાલ તમાકુવાલા. વની તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી ભાગોળ, સુરત
(૪) શ્રી મનસુખલાલ જાદવજી ગાંધી ૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ
(૫) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લીમીટેડ ગાંધી રોડ, પાંચીસ ચોકીની સામે, અમદાવાદ
(૬) શ્રી રામકૃષ્ણ જાજુજી તિલક ચોક, સોલાપુર
(૭) શ્રી પી ટી જાની ૧૧૮, નરસિંહદાસ ચેમ્બર્સ ૧૯, એપોલો સ્ટ્રીટ, મુંબઈ ૧
(૮) શ્રી બી આર શ્રીમાળીના વડવા સારા ભાવનગર
(૯) શ્રી ગોકળદાસભાઈ કરસનદાસ ઠે ભગાઉ મગનજીની દુકાન, મુળજી માર્કેટ, મુંબઈ ૨
(૧૦) શ્રી મોહનભાઈ મહેતા. ૧૮૪, સેન્ટ્રલ અપ્પા નાયક સ્ટ્રીટ મદ્રાસ
(૧૧) શ્રી સ્વદેશી વસ્તુભંડાર ગોલવાડ ગેટ, નવસારી.
(૧૨) શ્રી ઓધવજી શીવજી સેની ૨૩૩-૩૫ બાબુગેનુ, મુંબઈ ૨
(૧૩) શ્રી ચીમનભાઈ કોઠારી. નથવાણીના ડેલામા, સુરેન્દ્ર નગર [સૌરાષ્ટ્ર]
(૧૪) શ્રી શાંતિલાલ દવે મધવવાડી, ૧૦૨ ઈ રૂમ નં ૨૨ દાદર, ૧૪
(૧૫) શ્રી ઇબ્રાહિમ ઈ દાર, ૧૫ ૩૧૭ બંદરરોડ, શીઓહન
(૧૬) શ્રી આર આર શોની રૂમ૦ ટેમ્પલ I, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ
(૧૭) શ્રી. એન. એમ ત્રીપાઠી રૂમ૦ ૧૮૪, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

પરદેશમા 'પ્યારાબાપુ' નુ લવાજમ નીચેના સ્થળે એ ભરી શકાશે

(૧) શ્રી પ્રભુદાસ જ વજીરીઆ પો. બો. ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની
(૨) શ્રી નવિનચંદ્ર પટેલ ફ્રાન્સીસ હાઉસ રેન્ગો-માન્ગીન પી ઓ બ ૧૧૦ [પી ઈ આ]



[ડોશીમા લાકડી ઠબકારતાં નજીક આવીને બોલ્યાં: 'આમાં મહાત્માજી કોણ ભાઈ?']

## 'તપાસ કેમ મળે?'

આયો જોબન, બિરહુ સતાયો,
અબ હમ જ્ઞાન ગલી અટકાતી.
જ્ઞાન ગલી મેં ખબર મિલ ગયો,
હમેં મિલી પિયા કી પાતી.*
ઉસ પાતી મેં અજબ સંદેસો,
અબ હમ મરને સે ભી ન ડરતી.
કહે કબીર, સુન ભાઇ પ્યારે,
અબ હમ પાયો જનમ-મરણકો સાથી."

ગીત સાંભળતાં સાંભળતા મારા અંતરમાંથી શબ્દો બહાર સરી પડયા, "ગાનાર તો કોઈ પ્રભુનો પ્યારોજ લાગે છે!"

પછી ઘરનું એંધાણ ધ્યાનમાં રાખી હું ઘેર પાછો ફર્યો.

બીજે દિવસે સાંજે હું એ ઘેર ગયો. મારા હૃદયમાં હોંશ હતી કે આજે પ્રભુના એક ભક્તના દર્શન મને થશે. મેં ઘરનું બારણું ઠોક્યું. અંદરથી કોઈએ પૂછયું : "કોણ છો?"

મેં જવાબ આપ્યો, "એક ભક્તન-કો-દાસ."

"આવો, આવો, ભલે પધાર્યા." એમ અંદરથી ઉત્તર મળતાંજ બારણું ખુલી ગયું. ઘરમા પ્રવેશતાં મેં એક વૃદ્ધ માતાને જોયાં એમની ઉંમર લગભગ સાઠ વરસની હશે. મેં તેમને પ્રણામ

* પાતી = પત્ર.

કર્યા. પણ મને એવું કરતાં અટકાવી તેમણે કહ્યું." પ્રણામને પાત્ર તો માત્ર એક પ્રભુ જ છે, ભાઈ; આપણે બધા તો આ જીવનયાત્રામાં એકબીજાંના સહયાત્રીઓ છીએ. જ્યારે આપણને પ્રભુનાં દર્શન થશે, ત્યારે આપણે બધાં ભેગાં મળીને એને સંયુક્ત પ્રણામ કરીશું."

પછી વૃદ્ધ માતા મને અંદર લઈ ગયાં અને એક સાદડી પર એમણે મને બેસવા કહ્યું. તેઓ પોતે પણ પાસે એક નાનકડી સાદડી પાથરીને તેના પર બેઠાં. થોડીવાર અમે બંને શાંતિથી બેસી રહ્યાં. પછી વૃદ્ધ માતા બોલ્યાં. "કેમ આવવું પડ્યું ભાઈ? હું કાંઈ તમારી સેવા કરી શકું એમ છું કે?"

મેં કહ્યું, "માતાજી, ગઈ રાતે હું શહેરમાં એકલો ફરવા નીકળ્યો હતો. ફરતાં ફરતાં સવાર પડી ગઈ. જ્યારે હું ઘેર પાછો ફરતો હતો, ત્યારે કબીર સાહેબનું એક ભજન મારે કાને અથડાયું. મને એમ લાગે છે કે એ સમયે તમે જ તે ભજન ગાઈ રહ્યાં હતાં."

"હા, ભાઈ." તેમણે ઉત્તર આપ્યો.

"તે ભજન સાંભળીને મારા મનમાં જિજ્ઞાસા ઉત્પન્ન થઈ છે, તેથી આપના દર્શનની અભિલાષાથી આપને ત્યાં આજે હું આવ્યો છું."

"તો ભાઈ, કહો, તમારી જિજ્ઞાસા શી છે?"

"જે ભાવથી આપ ગીત ગાઈ રહ્યાં હતાં તેનાથી મને, મને એમ લાગ્યું કે આપને આપના જીવનમાં પ્રભુ તરફથી કોઈ સંદેશો કે પત્ર મળ્યો હોવો જોઈએ. હવે મારે આપને પૂછવું છે કે આ પત્ર આપને ક્યારે અને શી રીતે મળ્યો હતો?"

મારો પ્રશ્ન સાંભળી પહેલાં તો એ વૃદ્ધ માતા ચૂપ રહ્યાં. પછી થોડી વાર રહીને તેઓ બોલ્યાં, "હા, ભાઈ, મને ચાલીસ વર્ષ પહેલાં પ્રભુનો પત્ર મળ્યો હતો. જ્યારે હું ઉંમરમાં આવી ત્યારે મારાં માતાપિતાએ મારું લગ્ન એક સજ્જનની સાથે કરી દીધું. હજી તો પાંચ છ મહિના થયા હશે ત્યાં તો પ્રભુએ મારા પતિને પોતાની પાસે બોલાવી લીધો. એમના જવાથી મારો આશાનો કિલ્લો જે મેં મારી જુવાનીના ઉમંગમાં બાંધેલો હતો તે ભાંગી પડ્યો! મને એમ થયું કે મારું જીવન હવે કંઈ કામનું રહ્યું નથી. તે સમયે એક રાતે સ્વપ્નમાં મને કોઈ એમ કહેતું હતું: જીવતાં જીવે જો તું સાચા પ્રીતમને ન ઓળખી તો હવે મર્યા પછી તો તારા સાચા પ્રિતમને ઓળખ." આ શબ્દો સાંભળીને મારા અંતરની કેવી સ્થિતિ થઈ હતી એનું વર્ણન હું કરી શકું એમ નથી. પણ ત્યાર પછી મારા સાચા પ્રિતમ–પ્રભુને ઓળખવાની મારી ઇચ્છા દિવસે દિવસે દૃઢ થતી ગઈ. થોડા વખત પછી મને એમ લાગવા માંડ્યું કે હું એક વાર ફરીથી યુવતી બની ગઈ છું અને મારા દિલમાં પતિપ્રેમની પ્યાસ જાગી ગઈ છે. આ પ્યાસ તો આગ સમાન હતી. ન દિવસે આરામ, ન રાતે ચેન! એ આગ શી રીતે શાંત થાય એ જાણવા માટે હું જ્ઞાની પુરુષો પાસે ગઈ. તેઓએ મને જુદા જુદા રસ્તા બતાવ્યા. પણ મને એનાથી પણ સંતોષ ન મળ્યો. અને મારી આંતરિક આગે દાવાનળનું રૂપ ધારણ કર્યું. એ દાવાનળમાં જ્યારે હું ભસ્મ થઈ ગઈ અને મારા અહંકારની આહુતિ મેં જ્યારે પ્રભુનાં ચરણે આપી, ત્યારે મને થયું કે હવે મને શાંતિ થઈ. એ શાંતિમાં મને પ્રભુનો સહવાસ મળે છે, એવો પણ અનુભવ થવા લાગ્યો. એ જ મારે માટે પ્રભુનો પત્ર હતો!"

એટલું કહી વૃદ્ધ માતા ફરીથી ચૂપ થઈ ગયાં અને હું તેમને પ્રેમથી વંદન કરી મોડું થઈ ગયું હોવાથી ઊભો થઈ ઘેર જવા ઊપડ્યો. ત્યારથી આજ સુધી મારા અંતરમાં એક એવી અભિલાષા જાગી છે કે મને પણ પ્રભુનો પત્ર મળે તો કેવું સારું! પણ કોઈ કોઈ વાર એમ થઈ આવે છે કે બધાંની માફક મને પણ પ્રભુએ પત્ર તો મોકલ્યો જ છે. પરંતુ હું અજ્ઞાની એને વાંચી શક્યો નથી. દોષ તો મારો છે, પ્રભુનો નહીં!




[સંતોનું જીવન પારસમણિ જેવું છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને સંતનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે. એથી જ આપણા દેશમાં સત્સંગને સાધનાનું એક મુખ્ય અંગ ગણવામાં આવ્યું છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઈને કોઈ સંતના જીવનની રૂપ-રેખા આપવાનું ઉચિત ગણ્યું છે.]

# દુઃખમૂર્તિ પરચૂરે શાસ્ત્રી

**શ્રી. મુકુલભાઈ**

"નથી મને કામના રાજ્યની વા, ના સ્વર્ગની, ના ભવ છૂટવાની;
છે કામના એક ખપી જવાની પીડિતનાં દુઃખ નિવારવામાં."

કેટલાક માનવ-હૈયામાં અન્યને માટે મરી ફીટવાની એટલી ઉત્કટ આકાંક્ષા જન્મે છે કે તેઓ અન્યની સેવા કરવામાં, બીજાના દુઃખોનું નિવારણ કરવામાં, પોતાના માનવબંધુઓની યાતનામાં સહભાગી થવામાં પોતાનું દેહભાન પણ વીસરી જાય. તેઓ રાત ન જુએ, દિવસ ન જુએ. તેઓને સુખની પરવા ના કે દુઃખનો ભય ના. બસ, ક્ષણે ક્ષણે એક જ વિચાર. સેવા, સેવા ને સેવા. તેઓના અંતરમાં આ જ પ્રાર્થના સદા સ્પન્દતી હોય

"પ્રભો, મારે તાપે તપી અવરની શાંતિ સુજવી,
નિચોવી અસ્થિમાં અજર રસજ્યોતિ જગાવવી" (ઉમાશંકર જોશી)

આવા વિચારના વમળે હું ચડું છું ત્યારે મને દુઃખમૂર્તિ શ્રી. પરચૂરે શાસ્ત્રીનું સ્મરણ થાય છે. આવા સેવાપરાયણ શાસ્ત્રીજીને રક્તપિત્તનો રોગ થયો. એના વિશે બાપુજીના મુખમાંથી પણ શબ્દો સરી પડ્યા હતા: "પરચૂરે શાસ્ત્રી જેવા માણસને આ રોગ ક્યાંથી?" ખરેખર આ સ્થિતિ બહુ જ કરુણાજનક છે. એ રોગની શરૂઆત જ કેવા સંજોગમાં થઈ એ જો આપણે જાણીએ તો આપણા મુખમાંથી પણ આવા જ ઉદ્‌ગારો નીકળી પડે.

સતારા જિલ્લામાં બસો એંશી ગામોમાં વસતા ખેડૂતોની કેવી સ્થિતિ છે, તેઓની આર્થિક, નૈતિક, સામાજિક, કૌટુંબિક સ્થિતિ કેવી છે, એની માહિતી મેળવવા, એમના દુઃખનું પ્રત્યક્ષ દર્શન કરવા, એમના હૃદયમાં કયા કયા ભાવ વહી રહ્યા છે, એમના નિઃશ્વાસ અંતરની કેટલી ઊંડી બીન-રમાંથી ઊઠે છે એ અનુભવવા તેઓ ગામેગામ ફર્યા. એકવાર નહીં પણ બે વાર પગપાળા ફરીને શાસ્ત્રીજીએ એ બધાં ગામડાંઓની દુઃખદ સ્થિતિનું દર્શન કર્યું. પછી એમણે એ અનુભવો ઉપરથી

"ગામડાંની યાત્રા" નામક સરળ, સાદી અને હૃદયમાંથી નિર્ઝરતી ભાષામાં એક પુસ્તક પણ લખ્યું છે

પણ આ ગામડાંના દુખીઓની દર્દકથા સાંભળવામાં, ત્યાંની બેહાલ સ્થિતિ નીરખવામાં શાસ્ત્રીજી પોતાના દેહનું ભાન ભૂલ્યા અને એમને જાણ ન પડે એમ રક્તપિત્તના રોગે એમનામાં પ્રવેશ કર્યો શરીર પર રક્તપિત્તના આ ભયાનક રોગે પૂરું આક્રમણ કર્યું પણ શાસ્ત્રીજીને બીજાના દુખોની જ પડી હતી તેથી એમણે એ પ્રત્યે વધુ ધ્યાન આપ્યું નહીં પોતાનું કામ તેઓ રામનું નામ લઈ બરાબર કરતા જ રહ્યા

એક દિવસે ઘણા ગામોના ખેડૂતોની એક જાહેર સભા ભરાઈ હતી. એમાં એક દાક્તર પણ આવ્યા હતા. તેમણે શાસ્ત્રીજી ભણી જોયું અને એમના શરીર પર રક્તપિત્તના ચિહ્નો જોયા. એ ભલા દાક્તરે શાસ્ત્રીજીને કહ્યું, 'શાસ્ત્રીજી, તમે કયા રોગના ભોગ બન્યા છો એ જાણો છો ?"

શાસ્ત્રીજીએ આછું સ્મિત ફરકાવી કહ્યું, 'હશે, એ એનું કામ કરે છે મને મારું કામ કરવા' દો. એ તો મટી જશે.

દાક્તર ગંભીર થઈ બોલ્યા શાસ્ત્રીજી, તમે તો રક્તપિત્તના ભોગ બન્યા છો આ તો ભારે ચેપી રોગ છે !

શાસ્ત્રીજીને પોતાના રોગનું હવે ભાન થયું એમણે પછી પોતાનું આ સેવા કાર્ય બહુ દુખદતાથી બંધ કર્યું !

શાસ્ત્રીજીનો જન્મ સતારા જિલ્લામાં માની નામે ગામમાં થયો હતો એમનું ઘર સુખી હતું પ્રથમનું શિક્ષણ એમણે સાંગલીમાં લીધું ત્યાં મેટ્રિક સુધી અભ્યાસ કર્યો. એવામાં ૧૯૧૫ માં સ્વદેશી આંદોલન શરૂ થયું એમાં એમણે ઝંપલાવ્યું ત્યાર પછી તેઓ કુંભકોણમ ગયા. ત્યાં નવ વર્ષ ભિક્ષાન્ન માગીને સંસ્કૃતનો તેમજ વેદ અને ધર્મશાસ્ત્રનો એકચિત્તે ઊંડો અભ્યાસ કર્યો. એમને ધર્મ પ્રત્યે અત્યંત પ્રીતિ હતી એ પ્રેરણા એમને લો. મા. ટિળકના કેસરીમાંથી મળેલી

અધ્યયન પૂરું કર્યા પછી તેઓ તીર્થયાત્રાએ નીકળી પડ્યા. એમણે તો પગપાળા જ યાત્રા કરી પોંડીચેરી મદુરા કાવેરી, કુંભકોણમ વગેરે દક્ષિણના તીર્થોમાં તેઓ ભમ્યા અને ૧૯૧૬ માં એ યાત્રા પૂરી થઈ શાસ્ત્રીજીનું સોળ વર્ષની વયે લગ્ન થયું હતું અને કેટલોક સમય પોતાના કુટુંબ સાથે શાંતિથી વ્યતીત કર્યો હતો. પરંતુ આમ સંસારમાં પડ્યા તોય શાસ્ત્રીજી રાષ્ટ્રીય કામોમાં સક્રિય ભાગ હમેશ લેતા હતા. 'મુળશી પેટા આંદોલન વખતે એમણે ખૂબ કામ કર્યું અને એ કારણે ત્રણવાર જેલયાત્રા પણ ભોગવી આવ્યા.

ત્યારબાદ ૧૯૨૩થી ૧૯૨૯ સુધી ચિંચવડના રાષ્ટ્રીય શાળાના અધ્યાપક તેમજ વ્યવસ્થાપક તરીકે એમણે કામ કર્યું ૧૯૨૬ની સાલમાં બેનાપુરમાં એમણે કેટલાક વિદ્યાર્થીઓ સાથે ખેતીનું કામ પણ ઉપાડી લીધું હતું. શાસ્ત્રીજી તો ભારે ઉમદી જે કામ હાથમાં લે એમાં ઘેલા બની જાય. શાસ્ત્રીજીએ તો ખેતીનું કામ કરતાં કરતાં ખેતીની ઉન્નતિ અને પેદાશ કેવી રીતે વધારે થાય એ પણ વિચાર્યું.

પણ રક્તપિત્તના રોગનું ભાન થયા પછી એમનાં બધાં ક્ષેત્રો એમને સારુ બંધ થઈ ગયા. તોય શાસ્ત્રીજી કંઈ જંપીને બેઠા નહીં ૧૯૩૦માં સત્યાગ્રહમાં જોડાયા અને યેરવડા જેલમાં ગયા. જેલમાં બાપુજી સાથે એમનો પરિચય વધુ ગાઢ થયો. આમ તો ૧૯૨૦–૨૧માં તેઓ બાપુજીના પરિચયમાં આવ્યા તે હતા જ ૧૯૩૨માં શાસ્ત્રીજી યરવડા જેલમાં હતા. બાપુજી પણ ત્યાં હતા. શાસ્ત્રીજી રક્તપિત્તિયા વોર્ડમાં હતા. ત્યાંથી બાપુજી લખે છે ". .. ગીતાપાઠ, ભાષ્યાદિ, વેદાન્ત, પરિશીલન,

[અનુસંધાન પૃ૦ ૧૫૨મે]



# ગાંધી–ગુરુ

શ્રી ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો સૌ એક જ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે આવી વિસંવાદિતા મહાપુરુષોને સ્વપ્ને ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને એ શી રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ટાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતાં તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે ]

**જેમ આગ સોનાને સ્વચ્છ કરી દે છે તેમ દુઃખ માણસના–મનહૃદય–ને પણ પવિત્ર અને નિર્મળ બનાવે છે.**

ગાંધીજી, ૧૯૪૦ના ફેબ્રુઆરી માસમાં, બે દિવસ માટે શાંતિનિકેતન આવ્યા હતા. એક સાંજે એમને ગુરુદેવનાં થોડાં ગીતો સાંભળવાની ઇચ્છા થઈ. તેથી આશ્રમના બંગાળી સંગીતના અધ્યાપકને બોલાવવામાં આવ્યો. તેણે ગુરુદેવનાં ચાર પાંચ ગીતો પસંદ કરીને એક પછી એક ગાયાં. સંગીત પૂરું થયું એટલે ગાંધીજીએ સંગીતના અધ્યાપકને એક ગીતનો અર્થ પૂછ્યો. તેણે પોતાની સમજ પ્રમાણે ગીતનો અર્થ કહ્યો. પણ ગાંધીજીને એથી સંતોષ થયો નહી. પછી ગાંધીજીએ બીજા બે ત્રણ ભાઈઓને ગીતના અર્થ વિષે પૂછ્યું. તેઓના અર્થથી પણ એમને સંતોષ ન થયો. છેવટે એક ભાઈને અર્થ સમજાવવા કહ્યું. એ ભાઈનું બંગાળી ભાષાનું જ્ઞાન બહુ કાચું હતું, તેથી બહુ જ સંકોચ સાથે પોતાની સામાન્ય બુદ્ધિ અનુસાર એ ભાઈએ બાપુજીને ગીતનો અર્થ સમજાવ્યો. એ સાંભળીને, ગાંધીજી એક બે મિનિટ ચૂપ રહ્યા, પછી તેઓ બોલ્યા, "મને પણ એવો જ અર્થ લાગે છે."

જે ગીતનો અર્થ ગાંધીજીએ પૂછ્યો હતો તેનો મુખ્ય કેન્દ્રિત વિચાર ગુરુદેવની ચેતનામાં હશે એમ લાગતું હતું દુઃખને દૂર કરવા માટે એક જ માર્ગ છે અને તે છે, નાના/

દુઃખને મોટા દુઃખથી દૂર કરવું. દુઃખથી દૂર ભાગવાથી અથવા પોતાને દુઃખથી છુપાવવાથી દુઃખ કંઈ મટતું નથી, દૂર થતું નથી.

હવે ગાંધીજી તેમજ ગુરુદેવ એ બન્ને જણાએ પોતાના જીવનમાં દુઃખનો પ્યાલો ભરી ભરીને પીધો હતો. એટલે તેઓ દુઃખનું રહસ્ય શું છે એ જાણતા હતા. તેથી બન્ને જણાએ પોતાના વ્યક્તિગત દુઃખને સમષ્ટિના દુઃખ વડે જીતી લીધું હતું, અથવા પોતાના અલ્પ 'સ્વમ્'ને અખિલ બ્રહ્માંડના 'સર્વમ્' માં લુપ્ત કરી દીધું હતું.

દુઃખ જ્યારે જ્યારે માનવી પર પડે છે, ત્યારે ત્યારે એની મતલબ એક જ હોય છે, માનવીને તે કોઈને કોઈ જાતની સંકીર્ણતામાંથી બહાર દોરવા ઈચ્છે છે, અને વધારે ને વધારે વિકાસ તરફ–વિસ્તાર ભણી–દોરવા ઈચ્છે છે. તેથી તો દુઃખ આપણો સાચો મિત્ર છે, દુશ્મન નથી, કારણ કે માનવ જીવનનો મુખ્ય ઉદ્દેશ જ એ છે કે તે વ્યક્તિત્વની હદમાંથી નીકળીને વિસ્તૃત પથ પર આવે. માનવીનો સંબંધ જો જગત સાથે ન હોત તો એનુ ઘર કબર સમાન બની ગયું હોત. ટૂંકમાં એમ કહી શકાય કે દુઃખ માણસનુ 'અહમ્' ઓછું કરે છે. અને જે કંઈ માણસનું 'અહમ્' ઓછું કરે છે તે માણસને વિશુદ્ધ કરે છે. એટલા માટે જ દુઃખને આગ સાથે સરખાવવમાં આવ્યું છે. જેમ આગ સોનાને સ્વચ્છ કરી દે છે તેમ દુઃખ માણસના મન–હૃદય–ને પણ પવિત્ર અને નિર્મળ બનાવે છે.

"ઘાયલ કી ગત ઘાયલ જાણે" એમ પ્રેમઘેલી મીરાંએ ગાયું છે. બીજાની પીડા જાણી શકીએ, અનુભવી શકીએ, એટલા માટે જ તો માણસને જીવન–સંગ્રામમાં વારંવાર 'ઘાયલ' થવું પડે છે. જે ક્ષણે તે બીજા 'ઘાયલ' લોકોની પીડાને પોતાની પીડા સમજવા લાગે છે તે જ ક્ષણે તે પોતાનુ દુઃખ વીસરી જાય છે અને તે સાચો 'વૈષ્ણવજન' બને છે.

પ્રભુના ભક્તોને મન દુઃખ એ તેમના પ્રીતમની એક અંગુઠી છે જે તેમને પ્રીતમની યાદ આપે છે અને પ્રીતમની ઓળખાણ કરાવે છે. જ્યારે જ્યારે કોઈ દુઃખ આવે છે, ત્યારે ત્યારે તેના અંતરમાં પ્રભુનો એક જ સંદેશો સમાયેલો હોય છે "હું આવ્યો છું."

ગુરુદેવે તો 'ગીતાંજલિ'માં એક સ્થળે એમ પણ કહ્યું છે કે પ્રભુને ચરણે માણસની સાચી ભેટ એનું પોતનું દુઃખ જ હોઈ શકે છે, બીજી બધી વસ્તુઓથી પ્રભુની એ પૂજા કરે છે એ તો એને પ્રભુએ જ પહેલાં આપેલી હોય છે. ગુરુદેવ એમ પણ કહે છે કે દુઃખ દ્વારા જ પ્રભુ જાણી શકે છે કે "માણસ–મોતી" સાચું છે કે ખોટું. એક વાર એક ફકીરે મને સાચું જ કહ્યું હતુંઃ "બેટા, દુઃખ કી દવા દુઃખ હી હૈ"

# બોધામૃત

(કોને મહાપુરુષ કહેવા? આ પ્રશ્નનો ઉત્તર ભિન્ન ભિન્ન રીતે આપી શકાય છે પરંતુ એક વિશેષ ગુણ મહાપુરુષમાં હોય છે, તે એનું ઊંડું અને સુવિશાળ જ્ઞાન. એ જ્ઞાન સર્વદા નદી સ્વરૂપે વહેતું હોય છે. એ નદીના જળથી પ્રત્યેક જણ પોતાની આંતરિક અને આત્મિક તૃષ્ણા છિપાવે છે.

એ જ નદીમાંથી અહીં, પ્રત્યેક અંકમાં, થોડાં બિંદુઓ જિજ્ઞાસુઓની તરસ છિપાવવા આપવામાં આવે છે.)

જૈસે સુખ દુઃખકી જોડી એક કે પીછે એક ચલતી હૈ, ઈસી તરહ સબ ચીજ કે લિયે હૈ, ઉસકા નતીજા હૈ કિ હમારી સચ્ચી શાંતિ કે લિયે, ઉસ જોડી કે ઉપર જાના.

દુઃખ હૈ વહ સુખકી દૂસરી બાજુ હૈ, ઈસલિયે સુખકે પીછે દુઃખ રહા હી હૈ, ઈસસે ઉલટા દુઃખ કે પીછે સુખ.

જૈસે અનુભવ લેતા હૂં, પાતા હૂં કિ આદમી અપને આપ અપને સુખ દુઃખ કા કારણ હૈ.

નાનક કહતે હૈં સુખકી લાલસા સચ્ચી વ્યાધી હૈ, દુઃખ ઉસકા ઉપચાર હૈ.

પાપ-પુણ્ય, સુખ-દુઃખ ક્યોં? ઈશ્વર હોતે હુએ ઈશ્વર વ્યક્તિ નહીં હૈ. વહ નિયમ હૈ, નિયંતા ભી. ઈસકા અર્થ હુઆ કિ મનુષ્ય કર્મ કા ભોગ બનતા હૈ. સત્કર્મ સે ચઢતા હૈ, દુષ્કર્મ સે પડતા હૈ.

અગર સુખકે પીછે પડે તો સુખ દૂર ભાગતા હૈ સચ તો યહ હૈ કિ સુખ ભિતરમેં હી મિલતા હૈ. કોઈ સોદા કરને કી ચીજ નહીં હૈ કિ હમ બાહરસે મોલ લેં.

સુખ મેં સુખ દેખનાં દુઃખ હૈ, દુઃખમેં સે સચ્ચા સુખ નિકલતા હૈ.

આજ પ્રાતઃકાલ કે ભજનમેં થા કિ ઈશ્વર હમ કો કભી નહીં ભૂલતા, હમ ભૂલતે હૈં વહી સચ્ચા દુઃખ.

જિસે હમ સહી ઔર શુભ માનેં વહી કરને મેં હમારા સુખ હૈ, હમારી શાંતિ હૈ, નહીં કિ જો દૂસરે કહેં યા કરેં ઉસે કરને મેં.



ચિ. શાંતિકુમાર,

ઘણે દહાડે તમારો કાગળ મળ્યો. મારા આશીર્વાદ તો છે જ. દીર્ઘાયુ થાઓ અને તમારે હાથે શુદ્ધ સેવા થાઓ. આપણામાં એક ભારે શ્લોક છે એ યાદ કરજે.

વિપદો નૈવ વિપદઃ સંપદો નૈવ સંપદઃ વિપદ્વિસ્મરણં વિષ્ણોઃ સંપન્નારાયણસ્મૃતિઃ એટલે દુઃખને ખરૂં દુઃખ નથી સુખને સુખ નથી. ખરૂં દુઃખ ભગવાનનું-સત્યનું- વિસ્મરણ છે, સુખ તે સત્યનારાયણનું સ્મરણ છે.

સરદારના આશીર્વાદ, મહાદેવના રામરામ.

ય. મં.
૨૫-૫-૩૨

બાપુ

[પૂ૦ બાપુ જમણે હાથે લખતા થાકે ત્યારે ડાબે હાથેથી પણ સહેલાઈથી લખી શકતા. આ ડાબે હાથે લખેલો શ્રી શાંતિકુમારભાઈ ઉપરનો પત્ર તેમના આભાર સાથે પ્રગટ કરીએ છીએ]

ચિ. શાંતિકુમાર,

ઘણે દહાડે તમારો કાગળ મળ્યો. મારા આશીર્વાદ તો છે જ. દીર્ઘાયુ થાઓ અને તમારે હાથે શુદ્ધ સેવા થાઓ. આપણામાં એક ભારે શ્લોક છે એ યાદ કરજો.

વિપદો નૈવ વિપદઃ સંપદો નૈવ સંપદઃ ।
વિપદ્વિસ્મરણં વિષ્ણોસ્સંપન્નારાયણસ્મૃતિઃ ॥

એટલે દુઃખ તે ખરું દુઃખ નથી. સુખ તે સુખ નથી. ખરું દુઃખ ભગવાનનું—સત્યનું—વિસ્મરણ છે, સુખ તે સત્યનારાયણનું સ્મરણ છે. સરદારના આશીર્વાદ, મહાદેવના રામ રામ.

ય. મં. ૨૫-૫-૩૨ બાપુ

* * * * * * *

જેને ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા છે તેની સહન શક્તિને છેડો જ નથી

ચિ.

તમારો કાગળ મળ્યો. જે હાલ થઈ રહ્યું છે તેમાં મને કંઈ નવું નથી લાગતું. એ બધું ધાર્યું જ હતું. હજુ તો બાકી છે. સુધન્વાની પરીક્ષા તેલના પેણામાં ઉકાળીને કરી હતી ના? સીતાજીને અગ્નિ-પ્રવેશ કરવો પડયો. પ્રહ્લાદને ધગધગતા સ્તંભની બાથ ભીડવી પડી. જેને ઈશ્વર ઉપર પૂર્ણ શ્રદ્ધા છે તેની સહનશક્તિને છેડો જ નથી.

હાથીને હારો ને કીડીને કણ ભગવાન આપી જ રહે છે.

યે યથા માં પ્રપદ્યન્તે તાંસ્તથૈવ ભજામ્યહમ્ ।

આ ગીતાનો શ્લોક છે. એનો એવો જ અર્થ છે જેવી રીતે મને લોક ભજે છે તેવી રીતે તેને હું આપી રહું છું. કુવામાં વાટકો નાખનારને વાટકા પૂરતું ને ઘડો નાખનારને ઘડા પૂરતું પાણી મળે છે. બાપુના આશીર્વાદ.

ઇશ્વરના ભક્તને તો શોકના પ્રસંગો એ બધા હર્ષના પ્રસંગો જ છે. એની આગમાં ઈશ્વર આપણને તાવે છે અને વિશુદ્ધ કરે છે. આ દુનિયામાં એકલાં સુખો જ સુખો હોય તો આપણો જીવ એનાથી ઊબકાઈ જાય. દુઃખના પ્રાણવાયુ વિના આપણે મરી જઈએ.

તમારા દીકરાને સહેલાં કામ મળે તેના કરતાં મુશ્કેલીઓની કડણ ચક્કીમાં એ પિસાય એ એને માટે સારું જ છે

મુશ્કેલીઓ ઘણીવાર છૂપા આશીર્વાદ સમાન નીવડે છે.

તમારા છેલ્લા કાગળમાં નાણાંકીય મૂંઝવણનો ઉલ્લેખ છે. હું તમારે માટે પ્રાર્થના કરું જ છું. જેઓ ઈશ્વરનો ડર રાખીને ચાલે છે તેમને નાણાંનો કે બીજા કશા નુકસાનનો ભય રાખવાનું કારણ નથી. ભગવાનના ભક્તને તો ઘણી વાર આવી મુશ્કેલીઓ છૂપા આશીર્વાદ સમાન નીવડે છે. તમારી આ મુશ્કેલી પણ એવી જ નીવડો.

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનુ એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિ સાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનુ ચિત્ર આવીને ખડુ થતુ. એ ચિત્રમા ઈશુની ચારેપાસ બાળકો ઊભાં છે. ગાધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમા સારી રીતે વ્યકત થાય છે.]




બાલકૃષ્ણને બાપુના આ.

પ્રાર્થનામાં હસે એ અવિવેકી એટલા સારુ કે પ્રાર્થના રમવાનો વખત નથી ભગવાનનું નામ લેવાનો છે. પ્રાર્થના સમયે બીજા વિચારો આવે તેને રોકવાનો પ્રયત્ન કરવો, તેમાં નિષ્ફળ થવાય તેથી હારવું નહીં. પ્રયત્નથી છેવટે એક ધ્યાન થવાશે.

ઈશ્વર કીડીની રક્ષા કરે છે તો આપણને થોડા જ છોડવાનો છે? તેજ કર્તા હર્તા ને ભર્તા છે તેથી તે પેદા કરતાં ને મારતાં રક્ષાજ કરે છે.

મનુષ્ય માત્ર ભૂલને પાત્ર છે પણ જેને ભૂલનું ભાન થાય છે ને સુધારવાનો પ્રયત્ન કરે છે એનું કલ્યાણ જ છે કેમકે તે છેવટે ભૂલ કરતો અટકે છે. એના મૂળમાં સત્યની પૂજા છે. જો તે હોય તો ભૂલ કરનાર પોતાને કે જગતને નહીં છેતરે.

તું તારા નામ પ્રમાણે સત્ય બોલવા ચાલવાનો પ્રયત્ન કરે છે એ સારુ છે. સત્યજ બોલવાનો આગ્રહ રાખે તો તું સત્યાગ્રહી કહેવાય. બનતા લગી સત્ય બોલવા ચાલવાને બદલે ગમે તે થાય તો પણ સત્યજ કાં બોલે ચાલે નહી? એકવાર નિશ્ચય કર્યા પછી એ જેટલું સહેલું છે તેટલું સહેલું બીજું એકે વ્રત નથી એમ મેં તો અનુભવે જોયું છે. સત્ય બોલવું જ છે એમ સમજી લીધા પછી અસત્ય બોલવાપણું રહે જ નહીં. આ વિચારી જો જે અને જેણે સત્યને સાધ્યું છે તેને સારુ બીજાં વ્રત સહેલાં થઈ પડે છે.




[મહાપુરુષનું હૃદય માતાનાં હૃદય જેવુ હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લુ મૂકી દે છે.

બાપુના જીવનમા પણ એમ જ થયુ. એમના સંપર્કમા આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

ત્યાગને ખાતર ત્યાગ કરવો મુશ્કેલ પડે છે પણ સેવા નિમિત્તે ત્યાગ સહેલો થઇ પડે છે.

બહેનો,

આજે અમે બેતીયા છીએ. આ એ શહેર છે કે જ્યાં ચંપારણ્યના કામને સારુ હું ૧૯ની સાલમાં મુખ્ય ભાગે રહ્યો હતો. આ ભાગમાં આંબાના વન છે તે બહુ રળીયામણા લાગે છે. ઠેકઠેકાણે રામ સીતાને વિષે કાંઈક ને કાંઈક દંતકથા તો હોય જ પણ આ બધી વસ્તુનું વર્ણન કરવામાં હું રોકાઈ શકુ એમ નથી રહ્યુ

તમારો વર્ગ વધી રહ્યો છે એમ હું જોઉં છું કાકાસાહેબની સુચના તો મને ગમે છે ખરી સેવા કરનારી બહેનો આશ્રમમાં તૈયાર નહીં થાય તો કયાં થશે? તેનો જવાબ તમારે જ આપવાનો છે. આપણી પાસે તે કામને સારુ પૂરતું આરોગ્ય નથી. આથી શક્તિ નથી, ઈચ્છા છે. અક્ષર જ્ઞાન નથી પણ એ બધું તેની મેળે આવી રહે જ. ભક્તિ એટલે શ્રદ્ધા ઈશ્વરને વિષે ને પોતાને વિષે. એ શ્રદ્ધા આપણી પાસે બધા ત્યાગ કરાવે છે. ત્યાગને ખાતર ત્યાગ કરવો મુશ્કેલ પડે છે પણ સેવા નિમિત્તે ત્યાગ સહેલો પડે છે. કોઈ માતા જાણી જોઈને ભીનામાં નહીં સુવે. પણ પોતાના બાળકને સુકામાં સુવાડવાને સારુ પોતે રાજી થઈને ભીનામાં સુશે.

હું જોઉં છું કે મારાથી આ વર્ષે લાંબો વખત આશ્રમમાં નહીં જ રહી શકાય. ખાદીના કાર્યને સારુ મારે ભ્રમણ કર્યે જ છૂટકો. લાખોના ટોળાને ખાદીનો મંત્ર આમ ભમીને જ આપી શકાય તેમ છે. આનું મને દુઃખ થાય છે. પણ આપણે તો દુઃખમાં જ સુખ માનવું રહ્યું છે.

બેતીઆ પોષ વદી ૬.

બાપુના આશીર્વાદ




## નિર્દોષ સુખને માટે

સર્વત્ર સર્વસ્ય સદા પ્રવૃત્તિર્દુઃખસ્ય નાશાય સુખસ્ય હેતો: ।
તથાઽપિ દુઃખં ન વિનાશમેતિ સુખં ન કસ્યાપિ ભજેત્ સ્થિરત્વમ્ ॥

ઉપરના શ્લોકમા એક યોગી પુરુષે કહ્યુ છે કે, નાનામાં નાના કીડાથી માંડી દેવદેવેંદ્ર સુધીના બધા જીવોની એકધારી પ્રવૃત્તિ દુઃખ કેમ ટળે અને સુખ શી રીતે ટકી રહે એ માટેજ હોય છે. પણ, બને છે એથી ઊલટું જ. અહીં આપણે માનવજાતિનોજ વિચાર કરીએ. શારીરિક, માનસિક, આર્થિક અને કૌટુંબિક વગેરે સેંકડો પ્રકારના ઉપદ્રવોથી મનુષ્ય ઘેરાયેલો નજરે પડશે. મનુષ્ય માને છે કે, જો એની પાસે પુષ્કળ ધન હોય તો તે મનમાન્યાં સુખો ભોગવી શકે. તે માને છે, જગતમાં જે કાંઇ દુઃખ છે તે લક્ષ્મીને અભાવેજ છે. હવે તમે કોઈ લક્ષ્મીનંદનના હૃદયને તપાસો. તેની પાસે સુખનાં વિપુલ સાધનો હશે પણ સુખ નહીં હોય; લક્ષ્મીનો સંગ્રહ હશે પણ તે પુત્રના અભાવે પુત્રની અભિલાષામાં ઝૂરતો હશે. કદાચ પુત્રપ્રાપ્તિ થાય તો કર્મવશાત્ એમ પણ બને કે, પોતાની ટૂંકી જિંદગી માંદગી ભોગવી ભોગવીનેજ પૂરી કરી તે ચાલ્યો જાય ને મહાદુઃખ ઊભું થાય. કોઇને વળી પુત્રો હોય તો તેમનાં પેટ ભરવાની ચિંતામાં તે વ્યાકુળ હોય. આમ શારીરિક, માનસિક, આર્થિક, સામાજિક, વ્યાવહારિક અને રાજકીય એમ ચારે બાજુએથી માણસ દુઃખથી ઘેરાયેલો હોય છે. 'સાંધીએ સાત ત્યાં તૂટે તેર' જેવી દશા એ ભોગવી રહ્યો છે. છતાં, માની લઇએ કે, મનુષ્ય જે જે ઇચ્છે તે તે સાધનો તેને મળતાં રહે તો પણ શું તે સુખી થઈ શકે ખરો? પૂછો એવા કોઈ મનુષ્યને.

મહારાજા હોય, સાત મહેલમાં રહેતો હોય, ચેતરફ એને રંગબેરંગી દુનિયા તેની ચારે બાજુએ પથરાઈ હોય, છતાં બહારની દુનિયાના ખ્યાલમાં પણ ન હોય એવો દુઃખનો કીડો એ મહારાજાના દિલને કોરી રહ્યો હોય છે. દશ હજારની મોટરમાં બેસી પસાર થતા એકાદ શ્રીમંતને જોઇ જોનારના દિલમાં થાય, અહા! આ કેવું સુખ માણી રહ્યો છે! કેવો ભાગ્યવાન છે! પણ તે તો મોટરથી રોજનો ટેવાઇ ગયો છે, તેનું તો તેના તરફ લક્ષ સુદ્ધાં હોતું નથી. એના મનમાં તો લાખો વિકલ્પોની જાળ ભરેલી હોય છે. દશ લાખનું નુકસાન થયુ ત્યાં તો તેને ખાવાનું સુદ્ધાં ભાવતું નથી, પછી ભોજન ગમે તેટલું સુંદર કાં ન હોય!

આમ થવાનું કારણ શું? આનું કારણ એ છે કે, સુખ બહારના પદાર્થોમાં નથી; છતાં ભ્રાંતિને કારણે પદાર્થોથી સુખ મળે છે એમ તેને લાગે છે. પણ સુખ આપવું એ એમનો સ્વભાવજ નથી.

કારણ કે, જે પદાર્થથી એક પ્રાણી સુખ અનુભવે છે તે જ પદાર્થથી બીજું પ્રાણી દુઃખનો અનુભવ કરે છે, એ અનુભવની બીના છે. લક્ષ્મી કે અધિકારને યોગે તે સુખ વેદે છે એ વાત ખરી પણ જેમ ઝાંઝવાના જળ દૂરથી પાણીરૂપે દેખાય છે છતાં તે અસલ પાણી નથી. તે જ પ્રમાણે, થોડી વાર છે, ભ્રમણા જ ઇષ્ટ વસ્તુ પ્રાપ્ત કરી લઇશ એમ માની આશામાં અને આશામાં જીવ પદાર્થ પાછળ દોડી રહ્યો હોય છે; પણ છેવટ સુધી દુઃખ મટતું નથી, સુખ ટકતું નથી અને છતાંય ભ્રમણા ભાંગતી નથી.

## અજ્ઞાનને કારણે જીવ દુઃખદ વસ્તુને પણ સુખદ માની લે છે.

આ ભ્રમણા જ જીવને ભુલાવે છે. દુઃખ અને દુઃખનાં કારણોમાં જ જીવ સુખ માની રહ્યા કરે છે. આવી સ્થિતિમાં મનુષ્ય સાદી સમજનો પણ ઉપયોગ કરી શકતો નથી તે હાથે કરીને દુઃખ વહોરે છે એક દાખલો લઈએ. કાનના ઘરેણાના બોજથી બાઇને દુઃખ થતુ હોય, ને વાળમાં ભરાતા હોય, હંમેશાંના ભારથી કાન તૂટી જવાની અણી પર હોય, છતા તે એમ માની લે છે કે, મે કાને તો હીરા જડેલ સુવર્ણનાં ઘરેણાં પહેર્યાં છે ને? એને તેથી કષ્ટ પડતું હોવા છતા એવા શણગારમા તે સુખ માને છે. મારવાડ તરફની સ્ત્રીઓ પોતાના બન્ને હાથને ખભા સુધી હાથીદાંતના ચૂડાથી ભરી દે છે. હાથ સાફ થતા નથી, ખડખડાટ થાય છે, હાથમાં દુઃખે છે પણ પહેરનાર માને છે કે-હાથી-દાંત છે ને! પાંચ વરસે આખો ચૂડો ફરીથી નવો કરાવવો પડે છે. બે હાથીદાંત જેટલો માલ કાઢી નાખવો પડે છે પણ પહેરનારના દિલમાં થતું નથી કે એક હાથીને ભોગે મારા આ અલંકાર બન્યા છે; મારા નિમિત્તે હાથી મરે છે. આનું કારણ એ છે કે, 'હું સુંદર દેખાઉં છું' એવી ભ્રમણા એને વળગી છે. આ ભ્રમણા કે વળગાડને લીધે જ તે તેમાં સુખ માને છે. મારવાડણ બહેનને ઓછા ઘેર-વાળો ઘાઘરો હોય તો દુઃખ થાય છે પણ ભલે કદાચ આખા મોટા તાકા જેટલું કાપડ વળગાડી દીધું હોય અને કદાચ તે પણ જાડું હોય છતા એને સરસ સુખદ લાગે છે. આનું કારણ છે ટેવ. આ ચરથી હું કહેવા તો એ ઇચ્છું છું કે, અજ્ઞાનને કારણે જીવ દુઃખદ વસ્તુને પણ સુખદ માની લે છે.

આ અજ્ઞાનનો ચેપ ધર્મને પણ લાગે છે ધર્મિષ્ઠ ગણાતો કે ભગત કહેવાતો માણસ એટલું તો બરાબર સમજે છે કે, અયોગ્ય વર્તન, છેતરપિંડી, દગો યા છળ-કપટ ધર્મમાં ન હોય. છતાં એ ન આચરવાનું આચરે છે અને કહે છે, 'શું કરીએ? સંસારમાં છીએ એટલે આવું કર્યા વિના કાંઈ થોડું ચાલે? ધર્મસ્થાનમાં હોઇએ ત્યાં સુધી તો ધર્મ સાથે સંબંધ રખાય. પણ બહાર તો બધું જ કરવું પડે. છોકરા-છોકરી પરણાવવાનાં છે. તમે ન સમજો. વ્યવહારમાં તો એમ જ ચાલે.' આમ માની તે અધર્મ આચરે છે. એનું કારણ એ છે કે એને એના જીવનનું લક્ષ્ય હોતું નથી. શા અર્થે જીવન છે? શાની શોધમાં જીવું છું? શા હેતુથી હું ધર્મ-ક્રિયાઓ કરું છું? એ વસ્તુ પ્રાપ્ત થઈ કે નહિ? ન પ્રાપ્ત થઈ તો એનું કારણ શું? આટઆટલા વખતથી ક્રિયાઓ કરવા છતાં મનની મલિનતા કેમ ટળતી નથી? શાંતિ, સુખ, સ્થિરતા, નિરાકુળતા મને કેમ પ્રાપ્ત થતાં નથી? આવો વિચાર કરવા કોઈ થોભતું નથી. અંધપરંપરાએ જેમ ચાલ્યું આવ્યું હોય તેમ ઊંધું ઘાલી દોડયે જ જાય છે. લોક-પ્રવાહ જેમ આચરતો હોય તેમ જીવ આચરે છે મારી ભૂમિકા, મારી યોગ્યતા, મારી ફરજ કે મારો માર્ગ કયો એ વિચાર એ ભાગ્યે જ કરે છે અને જો કરે છે તો તે પણ સ્વતંત્ર રીતે નહિ. આને લીધે જ તે કર્તવ્ય ભૂલ્યો; મારગ પણ ભૂલ્યો. સુખનાં સાધનો જ બંધનરૂપ થયાં. જે શક્તિ અંતરના દુશ્મનોને હણવા માટે હતી તેનાથી તે પોતે જ હણાયો. જે ઇંદ્રિયો વિજય માટે મેળવી હતી તેનાથી તે પોતે જ પરાજય પામ્યો. સુખ મેળવવા જતાં દાવાનળ દુઃખ પ્રગટાવ્યું.

અજ્ઞાન એ જ દુઃખનું મૂળ છે:—એ મૂળમાંથી સુખની આશા રાખવી જ વ્યર્થ છે, માત્ર વલખાં છે. પણ જીવને એનું ભાન નથી. પતંગિયું દીવાના તેજમાં અંજાઇને હોમાઈ જાય છે. હું બળી

જઈશ એમ જો એને ભાન હોત તો તે આમ ન જ કરત. દુધપાકમાં ઝેરી પદાર્થ પડી ગયો છે એવી સહેજ પણ શંકા જતાં મનુષ્ય તરત જ એને ફેંકી દે છે, પણ જો ખબર ન હોય તો મનુષ્ય હોંસે હોંસે પીએ છે અને મોતને ભેટે છે. આ રીતે જીવ જ્ઞાનને અભાવે સુખ મેળવવા જતાં દુઃખને નોતરે છે.

ત્યારે હવે સુખ કેમ મળે અને દુઃખ શાથી ટળે? અથવા તો જ્ઞાન શાથી પ્રાપ્ત થાય?

**સુખ સાચી સમજણથીજ** પ્રગટે છે—દુઃખ અજ્ઞાનનો નાશ થવાથી મટે છે. અને જ્ઞાન સત્પુરુષની સેવા કરતાં કરતાં પ્રાપ્ત થાય છે ને અજ્ઞાન પણ ત્યારેજ હટે છે. સત્પુરુષો પ્રથમ યોગ્યતા જગવે છે. યોગ્યતા પ્રાપ્ત થયે મિથ્યાત્વને ટાળવા આત્મભાન કરાવે છે. આત્મભાન થયે પરમાત્માનો મહિમા, શક્તિ, તેનું સામર્થ્ય વગેરે સમજાય છે. અને ત્યારે જ તેના પ્રત્યે અનન્ય પ્રેમ જાગે છે. સાચી શ્રદ્ધા પ્રગટે છે. ત્યારે તેની સ્તુતિમા, ભજનમા, સ્મરણમાં, આનંદ પ્રગટે છે. પછી તે તૂંહી તૂહી પોકારી ઊઠે છે ને પછી વદે છેઃ

'જગતના નાથને જોયા વિના સૌ ધૂળધાણી છે.'

અને સ્તવે છે.

મુચ્યંત એવ મનુજાઃ સહસા જિનેંદ્ર!
રૌદ્રૈરુપદ્રવશતૈસ્ત્વયિ વીક્ષિતેઽપિ ।
ગોસ્વામિનિ સ્ફુરિતતેજસિ દૃષ્ટમાત્રે
ચૌરૈરિવાશુ પશવઃ પ્રપલાયમાનૈઃ ॥

રે પ્રભુ! તારા પર જીવની દૃષ્ટિ પડે, એની સુરતા તારી સાથે લાગે તેજ ક્ષણે હજારો ઉપદ્રવો આપોઆપ ટળી જાય છે. પશુઓને ચોરીને ભાગનાર ચોરો દેદીપ્યમાન તેજસ્વી માલિકને જોતાજ જેમ પશુઓને પડતાં મૂકીને ભાગી જાય છે તેમ તારો પ્રકાશ હૃદયમા પડે અને વેદાય કે તરતજ અંધકાર આપોઆપ નાશ પામે છે, સુખોનો સાગર ઊભરાઇ જાય છે.' પણ તેને માટે 'તારી સાચી પિછાન થવી જોઇએ.'

શુદ્ધ બુદ્ધ ચૈતન્યઘન, સ્વયંજ્યોતિ સુખધામ;
બીજું કહીએ કેટલું, કર વિચાર તો પામ.

(પૂ૦ મહારાજશ્રી નાનચંદજી મહારાજ)
"માનવતાનું મીઠું જગત"






## આપણાં સર્વ દુઃખોનુ બીજ શું છે?

આનુ કારણ શુ તેનો વિચાર કરું છું, તો લાગે છે કે આપણી પાસે બધું છે, અને બધુ કરીએ છીએ, પણ એક વાતને ભૂલીને જે સાક્ષીને વચ્ચે ઉભો રાખીને બધા વ્યવહારો કરવા જોઈએ, તે સાક્ષીને બોલાવવાનુ ભૂલી જઈએ છીએ. એ સાક્ષી તે ઈશ્વર–સત્ય, ન્યાય, નીતિ, પ્રેમ, ભલાઈ, નિઃસ્વાર્થતા. ભગવાનનુ નામ ભજનમંડળોમાં ઝાંઝ અને પખાજ સાથે લઈએ છીએ, મંદિરોમાં તેને જોવા પ્રયત્ન કરીએ છીએ, પણ વ્યવહાર કરવા બેસીએ ત્યારે તેને દૂર હડસેલીએ છીએ એ આપણાં સર્વ દુઃખોનું બીજ છે આ સાક્ષીને વચ્ચે રાખીને બધા કર્મના આરંભો કરીએ તો આપણો દુઃખનો દરિયો તરી જઈશું, બીજી રીતે નહી. —કિશોરલાલ મશરૂવાળા

સુખ અને દુઃખ બને ઈશ્વરની બક્ષિસ છે, એમ સમજી બને સ્થિતિમા એ મંગલમૂર્તિ પ્રભુનુ સ્મરણ કાયમ રાખવું. "સુખની સ્થિતિ જ ઈષ્ટ અને દુઃખની નહી," એવું શા માટે? સુખ મારફતે માણસ બહુ ઓછો કેળવાય છે. જ્યારે દુઃખ મારફતે એ, ધારે તો રગેરગ કેળવણી મેળવી શકે છે —કાકા સાહેબ.

ઈશ્વરના સેવક બનીને રહીએ તો આપણાં સર્વ આધિ, વ્યાધિને ઉપાધિ દૂર થાય. —ગાંધીજી.

જ્યારે તમારા નેત્રમાંથી અશ્રુ વહે અને અંતઃકરણ વેદના પામે ત્યારે સમસ્ત જગતનુ દુઃખ યાદ કરજો જ્યારે તમારા પર દુઃખ આવી પડે ત્યારે એવું દુઃખ સૌને થાય છે એટલું યાદ રાખજો. દુઃખથી કોઈ મુક્ત નથી. મનુષ્યજીવનમાં એ જ એક વસ્તુ છે, જે ધર્મની આવશ્યકતા સાબીત કરે છે. તમે એકલા જ અને તે પણ વગર વાંકે એ દુઃખ ભોગવો છો એમ કદી માનશો નહી. જગતમા પ્રસરી રહેલા સઘળા કલેશનો તે માત્ર અંશ છે સર્વને એનો સામાન્ય અનુભવ થયો છે. આવી સમજ થતા તે આવી પડેલાં દુઃખથી તમારે ધીમે ધીમે ધર્મના ગહન રહસ્ય અને દયાનું વિશાળ સ્વરૂપ સમજવું જોઈએ, અને સર્વ મનુષ્ય તથા પ્રાણીમાત્ર તરફ રહેમદિલથી જોવુ જોઈએ. એથી તમે વધુ સ્નેહાળ થશો અને પૂરી શાંતિ અનુભવશો.

એટલું તો નિશ્ચયપૂર્વક સમજજો કે જે તમારું નથી તે તમારી પાસે આવનાર નથી, અને તે પણ તમારા જ અનંત સુખને માટે નથી, તેનું સુખ તમે ચિરકાલ ભોગવી શકશો નહીં.

દુઃખના ભાગ સમયમાં મનુષ્યો લગભગ સત્યના સાધક થઈ શકે છે.

મહાત્મા જેમ્સ એલન.

# અંતર અવાજ

ગુ. મ.

## બાપુએ કહ્યું: "આવો મારી પાસે બેસો, અને આપણે બંને રડીએ!"

મને સ્વપ્નાં તો ઘણાં આવે છે, પણ યાદ તો કોઈ એકાદ જ રહી જાય છે. થોડા દિવસ પર સવારના સમયે મને એક સ્વપ્નું આવ્યું. તેમાં ગાંધીજી મને કહેતા હોય એમ લાગ્યુ, 'આવો, મારી પાસે બેસો, અને આપણે બને રડીએ!' એ શબ્દો મારી ચેતનામાં અને મારા કાનમા મેં બરાબર ત્રણવાર સાંભળ્યા. અને મને ઘણું આશ્ચર્ય થયું. પછી તો મારી વિચાર-ધારા વહેવા લાગી

જે ગાંધીજીએ પોતાના જીવનમાં સેંકડોનાં આંસુ લૂછયાં હતાં એ ગાંધીજી રડવાનુ કહે છે શુ? એમના દિલને કોઈ વસ્તુ અતિશય દુઃખી કરી રહી હશે. નહીંતો રડવાનું કદાપિ ન કહે. એમ મેં મારા મનને સમજાવ્યું.

પણ બાપુનુ દિલ, જે માતાના દિલ કરતાં પણ વધારે માયાળુ અને મૃદુ છે, એ શા કારણે આટલુ દુઃખી થયું હશે? મેં મારા મનને પૂછ્યું.

આ પ્રશ્ન પૂછતાં જ મારી અંદરની આંખો સામે બાપુની પ્રેમળ મૂર્તિ આવીને ખડી થઈ ગઈ.

એમના જીવતાં જ લોકોએ અહિંસાનો ત્યાગ કર્યો, પણ એમના ગયા પછી તો લોકોએ અહિંસાનું ખૂન કરી દીધું છે. શું આ કારણે ગાંધીજીને દુઃખ થઈ રહ્યુ હશે? ફરીને મેં મારા મનને પ્રશ્ન પૂછયો.

ત્યારે મારા અંતરમાંથી જાણે કોઈ કહેતું હોય: "હા, અહિંસાના બળ વડે આપણે સ્વતંત્રતા પ્રાપ્ત કરી શકયા. પણ એ સ્વતંત્રતાને ટકાવવા સારુ હિંસાબળની સામગ્રી આપણે એકત્ર કરી રહ્યા છીએ."

આ સાંભળી હું ચૂપ રહ્યો. વાત તો સાચી છે. એ વિચારે મારા મનને તીરની પેઠે આઘાત કર્યો.

થોડી વાર પછી તે જ અવાજ મારા અંતરમાંથી બોલી ઊઠયો: "મેં મારું આખું જીવન લોકોમાં પરસ્પર પ્રેમ અને સમભાવ વધે એ સારુ તનતોડ મહેનત કરવામાં પસાર કર્યું. પણ હમણાં તો દ્વેષભાવનો દાવાનળ દેશમાં પ્રજળી રહ્યો છે, લોકોને મેં સ્વ-સમર્પણ અને બીજાની સેવાના ભાવો ખીલવવાનું શીખવ્યું. પરંતુ આઝાદી પછી

તો લોકો કુરબાનીને વેપારીની મૂડી હોય એમ સમજી બેઠા છે, એટલે કે કુરબાની કરવાથી જો કંઇ ફાયદો પોતાને ન થતો હોય તો તેઓ કુરબાની કરતા નથી.

સ્વરાજ્ય મળ્યા પછી આપણી જે સાચી સંસ્કૃતિ અને સભ્યતા છે તેને વધારે ને વધારે આપણે ઉત્તેજન આપીશું, એમ મેં તો ધારેલું હતું. પણ એવું એકેય ચિન્હ મને જણાતું નથી. નવી દિલ્હી તો હજી જૂની દિલ્હી જ છે શહેરના લોકો માટે જ બધી યોજનાઓ ઘડવામાં આવે છે જૂની સરકાર પણ એમ જ કરતી હતી ને? ગામડાનાં લોકો માટે ઘણું ઓછું લક્ષ આજની બધી યોજનાઓમાં આપવામાં આવે છે.

પણ સૌથી વધારે દુઃખની વાત તો એ છે કે કોંગ્રેસના સભ્યોને દિવસે દિવસે મોટા શહેરોનો મોહ, મોટી પદવીઓ મેળવવાની હોંસ, કાલી–શક્તિ–માતાની પૂજા કરવાની અભિલાષા વધતી જાય છે. ગામડાંમાં રહીને ત્યાના લોકોના સુખદુઃખમા ભાગ લેવા માટે હજી સુધી ઘણાઓની તૈયારી નથી.

અને જીવનના દરેક ક્ષેત્રમાં સાદગી–તેની તો સુગંધ સુદ્ધાં મને ક્યાંય નથી આવતી"

એટલું કહી એ અંતરનો અવાજ બંધ થઈ ગયો.

પછી મેં મારા મનને કહ્યુ, "બાપુ, તમે તો સારાં બીજ નાખી ગયા છો. ક્યાંક તો તેમાંથી થોડા પણ અંકુર ફૂટશે જ અને ધીમે ધીમે ઝાડ થશે. તે ઝાડની છાયામાં બેસીને થોડાઘણા લોકોને તો કર્મ–કુશળતા, આધ્યાત્મિક આનંદ અને સેવા–પરાયતા પ્રાપ્ત થશે જ. તો પછી બાપુ, દુઃખ શાનુ?"

એટલામાં તો તરત જ મારી બુદ્ધિ બોલી ઉઠી, "બસ કર, બસ કર. તુ કોણ આવ્યો બાપુને ઉપદેશ આપવાવાળો? છાનોમાનો બેસી રહે ને!"

ત્યારે મારા મને વિરોધભાવે અને થોડા ક્રોધભાવે કહ્યું, "હુ બાપુને ઉપદેશ આપતો નથી. પણ એમના દુઃખી મનને આશ્વાસન આપુ છું, જેમ એક નાનકડું બાળક પોતાની માની આંખોમાં આંસુ જોઇને એને આશ્વાસન આપે છે અને વહાલથી કહે છે, "મા, તું શા માટે રડે છે?" મારો કહેવાનો મુદ્દો ફક્ત એજ હતો કે જે કંઈ હમણાં આપણા દેશમાં ચાલી રહ્યુ છે તેનું મૂળ કારણ "*Pickpocket Politics*" (ગંદી રાજરમત) છે.

---

"મારા હૃદયની વ્યથાથી અકળાઇને હુ દરરોજ બલકે દર ઘડીએ ઇશ્વરને પોકારીને પ્રાર્થના કરુ છું કે આ ભૂમિમાં શાંતિ કરી દે, અને જો અહીં શાન્તિ થવાની ન હોય તો મારી પ્રાર્થના છે કે આ પૃથ્વી પરથી મને તારી પાસે બોલાવી લે." તા. ૨૦–૯–૪૭. —ગાંધીજી.

# ગાંધીજી અને ગેટે

નું. મ

સંસ્કૃતિનુ પોતાનુ એક જુદુ જ રાજ્ય છે ત્યા બધા રાજા છે એ એક સાચુ લોકતંત્ર છે જ્યા બધે પ્રકાશ જ છે ઘૃણા રૂપી અંધકારને ત્યા લગારે સ્થાન નથી સંસ્કૃતિના મંદિરમા ઘૃણા ત્યાજ્ય છે સંસ્કૃતિની વેદી પર દરેક માનવી પોતાની તુચ્છ તેમજ પવિત્ર ભેટ લાવીને ચડાવે છે અને વિશ્વાત્માની મહાન શક્તિ પ્રત્યેક ભેટને સરખા ઉત્સાહથી સ્વીકારે છે

આપણને સંસ્કૃતિની ભેટ ચડાવનારની જાતિ અથવા એના વર્ણ સાથે કોઈ નિસ્બત નથી આપણે તો કેવળ તેની ભેટના ગુણને જ જોવા જોઇએ એ ભેટના ગુણોને તે સત્યમ્, શિવમ્, સુંદરમ્‌ના સાચા અને મહાન આદર્શની સેવામા ધરી દે છે ગાયક મૃત્યુ પામે છે પરંતુ એનુ ગીત હંમેશા જીવન્ત રહે છે

તેથી એવી આશા રાખવામા આવે છે કે આ જમાનામા જ્યારે દેશ દેશ વચ્ચે ભારે અને ગાઢ શત્રુતા ઊભરાઇ રહી છે ત્યારે સંસ્કૃતિનુ પંથ એકબીજાની નિંદાના મેલથી ગંદુ ન કરવામા આવે અને સૂર્યના પ્રકાશમા ચમકતુ રાખવામા આવે. મહાયુદ્ધની ગરમાગરમી અને પક્ષપાતથી પર રહીને પોતાની સંસ્કૃતિથી જુદી સંસ્કૃતિ અથવા બધી સંસ્કૃતિ સારુ સાચો આદર પોતાના દિલમા જે લોકોએ હંમેશા રાખ્યો છે તેઓ ખરેખર પ્રશંસાને પાત્ર છે સાચેસાચ આવા લોકો જ દુનિયાના સાચાં રત્નો છે અને એમનાથી જ દુનિયા જીવે છે

દુનિયાના બધા લોકો આ વાતને માને છે કે ગાંધીજી જો આ જમાનાના સૌથી મોટા પુરુષ ન હોય તો સૌથી મોટા પુરુષોમાના એક તો જરૂર છે જર્મનીના મહાન કલાકાર ગેટે એના સમયના ઉચ્ચ કક્ષાના કલાકારોમા ગણના પામી હતી માનવ-સમાજને માટે ગાંધીજીનુ જે કંઈ મિશન છે, જે કંઈ એમનો સંદેશ છે, તે એમના જીવનના પ્રત્યેક કામ અને પ્રત્યેક વાતથી ઝળકી ઊઠે છે આ રીતે ગેટના સર્વશ્રેષ્ઠ ગીત-નાટ્ય 'ફાઉસ્ટ'થી કવિની કલ્પના શક્તિ એનો આદર્શવાદ અને એની આકાંક્ષાઓનો પૂરેપૂરો ખ્યાલ આવે છે

ગેટે દૂરદર્શિતા અને શબ્દોનો કલાકાર છે ગાંધીજી દૂરદર્શિતા અને કર્મમા દક્ષ છે તોયે બંને એકબીજાના સાથી અને એકબીજાના હાથમા હાથ લેતા નજરે પડે છે એક રીતે એમ કહી શકાય કે ગેટેનુ ધ્યેય જે પ્રકારના આદર્શ આદમીને માટે ઝંખતું હતુ એવો આદર્શ પુરુષ ગાંધીજી હતા અને ગાંધીજીનું ધ્યેય જેવો આદર્શ કલાકાર ચાહતુ હતુ એવો જ આદર્શ કલાકાર ગેટે હતો

ગેટેને અનુસાર આદર્શ પુરુષની ઓળખાણ શી છે? એનામા કયા કયા ગુણ હોવા જોઇએ? પોતાના નાટકમા ગેટેએ ફાઉસ્ટનુ જે ચિત્ર દોર્યુ છે એનાથી આપણને આ સવાલનો જવાબ મળી રહે છે ગેટેનો ચરિત્ર નાયક પરોપકારના સૌથી ઊંચા શીખર પર ઊભો છે દૈવી શક્તિ અને એશ આરામમાથી પસાર થયા પછી માયાવિક સુખ અને આનંદનો ઉપભોગ કર્યા પછી આ બધી વસ્તુઓ એના જીવનમા જાણે ખૂબ જોરથી આવી રહી હતી—ફાઉસ્ટ ઊંડી નિરાશા અનુભવે છે એને થાય છે કે હુ ભારે ભ્રમમા હતો અન્તમા એને સ્થાયી અને સાચા સુખનો માર્ગ દેખાવા માંડે છે એની આંખ પરથી પડળ ખસી જાય છે તે એક યોજના ઘડે છે

'મારી કલ્પના શક્તિએ એક બહુ મોટી યોજના ઘડી કાઢી છે"

એ યોજના કઈ છે?

"આ અપૂર્વ સુખ મહાને માટે મારુ રહ્યુ"

"આ સુંદર સમુદ્રને હું કિનારા પર બાંધી રાખું !"

"પાણીનો આ રાશિ પોતાની સીમાની અંદર રોકાઈ રહે અને દૂર અને પાછળ જે હોય એને પોતે પોતાની સાથે અથડાવતો રહે !"

"ડગલે ડગલે મેં નિશ્ચય કરી લીધો છે કે હું આ સમુદ્રનો કઈ કઈ રીતે સામનો કરું. આજ મારી ઈચ્છા છે !"

"અને એણે આ સ્વપ્નને કઈ રીતે પૂરું કર્યું ? એના હૃદય અને મગજને ચલાવનારી શક્તિ કઈ હતી ?"

"કર્મ જ બધું છે, યશ કે કીર્તિ એ તુચ્છ છે."

એણે કયા મસાલાથી કામ લીધું ?

"આવા પ્રકારના ઓજસ્વી માણસોને ભેગા કરવા, જેનામાં ઉદારતા હોય, જેને સુખ, દુઃખ, નિંદા સ્તુતિની પરવા ન હોય !"

અને એ બધાનું પરિણામ શું છે ?

"હું લાખો અને કરોડો માણસોને જમીન આપી શકું, જમીન સુરક્ષિત હોય અથવા ન હોય, પરંતુ મહેનત કરવાથી ફળ આપી શકે એવી હોય !"

"ભરચક, લીલુંછમ અને ઉપજાઉ ખેતર ..ધરતી પર સ્વર્ગના જેવું શોભે ..અને ત્યાં ઘણા લોકોને જોઈને હું ખુશ થાઉં, એવા લોકો સ્વતંત્ર લોકોની વચ્ચે સ્વતંત્ર ભૂમિની ઉપર ઊભા હોય !"

શું આ જન્મમાં ગાંધીજીના જીવનનું આ લક્ષ્ય નથી રહ્યું ? લગભગ પચાસ વરસ વીતી ગયાં જ્યારથી તેઓ "શાનદાર સમુદ્રને કિનારા પર બાંધી રાખવામાં" સતત પ્રયત્ન કરી રહ્યા હતા અથવા સામાન્ય જનતાનું લોહી ચૂસનારાં અને એમના પરિશ્રમથી બેફામ ફાયદો ઉઠાવનારા મોટા મોટા કારખાનાંઓ અને દેશ ઉપર મૂડીવાદી ઉદ્યોગ-ધંધાના હુમલાઓને રોકવામાં અને એ જનસમુદાયને આ હુમલાઓના કાંટાળા પંજામાંથી છોડાવવા માટે તેઓ મથી રહ્યા હતા. ગાંધીજી ખેતી અને ચરખા પર ભાર મૂકતા હતા એ ફાઉસ્ટના આ સિદ્ધાંતને અમલમાં મૂકવા બરાબર છે કે—

"કર્મ જ સર્વસ્વ છે, યશ કે કીર્તિ તો તુચ્છ વસ્તુ છે !" તેઓ હંમેશા પ્રસંગાપ્રસંગે 'ઓજસ્વી અને શક્તિશાળી લોકોને' એકઠા કરતા હતા ! જે સ્વપ્નને પૂરું કરવા માટે, જે લક્ષ્યની પૂજા કરવા માટે, એમણે પોતાના જીવનની બધી શક્તિ અને પોતાનું સર્વસ્વ ધરી દીધું તે એ હતું કે એમના દેશબાંધવો 'સ્વતંત્ર લોકોની વચ્ચે સ્વતંત્ર ભૂમિ પર ઊભા રહી શકે !'

માનવ-ઇતિહાસને ઘડનારાઓમાં જેઓ કેવળ દૂરનું સ્વપ્ન જુએ છે તેઓને વધારે માન મળે છે. સ્વપ્ન જોનારો આદર્શવાદી 'કવીઓ' એટલો પ્રિય નથી જેટલો કામ કરનારો કર્મચારી. એમાં સંદેહ નથી કે જીવનમાં કવિ કે ગાયકનું પણ એક વિશિષ્ટ સ્થાન છે. આદર્શવાદના ઊંચાં શિખરોને સ્વર્ગ સુધી પહોંચાડવામાં કવિની જે મહત્તા રહેલી છે, એના કરતાં વધારે મહત્તા જે ચાલીને એ ઉત્તુંગ શિખર પર પહોંચે છે એને મળે છે. ઈશુના શબ્દોમાં પણ આ જ અર્થ સમાયેલો છે. 'માણસોમાં જે મોટો થવા ઇચ્છતો હોય તે સેવા કરે.'

કવિ મોટો કે સેવક એ સંબંધમાં ગાંધીજીના જીવનના એક પ્રસંગનું વર્ણન કરી શકાય એમ છે. કેટલાંક વરસો પર એક જાહેર સભામાં ગાંધીજીનું સન્માન કરતા સભાપતિએ કહ્યું કે આપણા પ્રેમ અને આદરને પાત્ર ગાંધીજીમાં ત્રણ ગુણો એકી સાથે રહેલા છે. બ્રાહ્મણની બુદ્ધિ, ક્ષત્રિયની વીરતા અને વૈશ્યની વ્યાવહારિક બુદ્ધિ. ગાંધીજીએ સભાપતિને ધન્યવાદ આપતાં કહ્યું કે જો સભાપતિની

વાત સાચી હોય તો ઓછામા ઓછી એ અધૂરી જરૂર છે. ગાધીજીએ કહ્યું કે હું જિન્દગીભર એ વિનત્ર સેવાની ઊચી કક્ષાએ પહોંચવાની કોશિશ કરું છું જેના પ્રતિનિધિ શૂદ્ર છે.

કાર્લાઈલે બરાબર કહ્યું છે કે '*Work is worship*' કાર્ય એ જ પૂજા છે. જેને આપણે બધા પૂજા કહીએ છીએ એ ખરા અર્થમા પૂજા થઇ શકે અને ન પણ થઈ શકે. પરંતુ પૂજા કરનાર ઘણુ કરીને પોતાના જ મોક્ષ અથવા નિર્વાણને સારુ પૂજા કરે છે. ઇશુએ કહ્યું છે–'જે માનવી બીજાને સારુ જીવતર સોઘાં કરશે એ જ ખરુ જીવન પામશે.' આપણને શી ખબર કે આકાશમાં જે તારા ચમકી રહ્યા છે તે એ લોકોના આત્મા છે–જેઓએ મનુષ્ય જાતિની સેવા કરી છે અને તેમને પૂર્ણતા ભણી આગળ ધપવામાં મદદ કરી હોય!

આથી મહાન કલાકાર ગેટેની દૃષ્ટિએ ગાધીજી સનાતન આદર્શ પુરુષ હતા, તેઓ કર્મચારી હતા કારણ કે તેઓ પોતાની બધી શકિત વડે આખી દુનિયાનું ભલું કરવા મથતા હતા અને પોતાનો આત્મા તેમજ પોતાની ભૂમિને માધ્યમ તરીકે લઇને બધાના કલ્યાણને સાર પ્રયત્ન કરી રહ્યા હતા. આ પેઢીના લોકોને એમ પણ લાગતુ હોય કે આ પુરુષ રેતીમા હળ ચલાવી રહ્યો છે. પરંતુ જ્યારે આપણે આવા પુરુષના કાર્યો અને આદર્શોની જે અસર પડે છે એને જોઈએ છીએ, ત્યારે અન્તમાં આપણને જાણ થાય છે કે આ પુરુષ જે મરુભૂમિમાં હળ ચલાવી રહ્યો હતો એ મરુભૂમિમાંથી તારાઓ પ્રગટ થતા હતા જેનાથી અંધારામા ચાલનારો મુસાફર માર્ગ ભૂલી જતો ત્યારે પોતાનો રસ્તો જોઈ શકતો હતો.

* * * *

[અનુસંધાન પૃ૦ ૧૩૬ થી ચાલુ]

આસન, ધ્યાન, ભજન ઔર પ્રતિદિન ૫૦૦ વાર કાતનેકા નિયમિત યહી કર્મસે મેરા કાલ આનંદસે વ્યતીત હોતા હૈ.....'સહનં સર્વદુઃખાનાં અપ્રતિકરપૂર્વકં, ચિંતાવિલાપરહિતં, સા તિતિક્ષા નિગદ્યતે.'' 'ઇસ તરહકી મહનશકિત વિના યજ્ઞકર્મ અસાધ્ય હૈ......''

આવા સેવાભાવી અને ભક્તિ–પરાયણ શાસ્ત્રીજીને 'આ રોગ ક્યાથી?'–રામ, તારી ગતિ ખરેખર ગહન છે!

શ્રી. પરચુરે શાસ્ત્રી તો થોડાં વર્ષ પર આપણને છોડીને ચાલ્યા ગયા છે. છેલ્લાં કેટલાંક વર્ષથી વર્ધામાં આવેલા દત્તપુરમાં મહારોગી આશ્રમમાં તેઓ રહેતા હતા. અને મરણના થોડા દિવસ પહેલાં એમને ચિત્તભ્રમ થયો હતો. તે પછી થોડી થોડી બીમારી ભોગવી એકાએક હૃદયક્રિયા બંધ થવાથી એમના દુઃખી જીવનનો અંત આવ્યો. ખરેખર દુઃખસ્મૃતિ શાસ્ત્રીજીનું સ્મરણ કરતાં ગુરુદેવના ગીતનું સ્મરણ થયા વિના રહેતું નથી:

કંયા પ્રકાશે પ્રાણનો દીવો ચેતવીને
તમે ધરાએ આવો?
આ અકૂલ સંસારે
દુઃખ–આઘાત તારે પ્રાણે
વીણા ઝંકારે,
ઘોર વિપદ માંહે
કોણ જનની–મુખે હાસ્ય જોઇને હરો?

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાન-ના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિ-ત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંના સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે

લવાજમ—

દેશમાં – રૂપિયા છ

પરદેશમાં – બાર શિલિંગ
રૂપિયા સાડા સાત

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ–૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોના જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કળવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે, ત્યાં એ માટે જ કેળવણી અપાશે. ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેના શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરબુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું સર્જવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે.

**સુખ હરખહિં જડ દુખ બિલખાહીં, દોઉસમધીર ધરહિં મનમાહીં ।**
**ધીરજ ધરહુ વિવેક બિચારી, છાડ઼િય સોચ સકલ હિતકારી ॥**

મૂર્ખ પુરુષ સુખમાં હર્ષ પામે છે, દુઃખમા શોક કરે છે, ધીરજવાન બન્નેને બરાબર જાણી મનમા ધીરજ રાખે છે, માટે જ્ઞાન વડે વિચારી ધીરજ રાખો, શોક છોડી દો અને સકળના હિતકારી થાવ.




**જે ન મિત્ર દુઃખ હોહિં દુખારી, તિન્હહિં બિલોકત પાતક ભારી ।**
**નિજ દુખ ગિરિ સમ રજ કરિ જાના, મિત્ર કે દુખ રજ મેરુ સમાના ॥**

જે મનુષ્ય મિત્રના દુઃખથી દુઃખી થતો નથી, તેને જોવામાં અતિશય પાપ છે. [મિત્રે] પોતાના દુઃખને પહાડની બરાબર હોવા છતાં ધૂળ બરાબર જાણવું અને મિત્રનું દુઃખ ધૂળ બરાબર હોય, તો તે પહાડ બરાબર જાણવું.

# સહકાર આપો.

'પ્યારાબાપુ' માસિક જાહેર ખબરો લીધા વગર ફક્ત ગ્રાહકોના લવાજમ ઉપર જ નભે છે એ તો બધા ગ્રાહકો હવે જાણે જ છે

દરેક ગ્રાહક પોતાના મિત્રમંડળમાં આ માસિકનો સેવાભાવથી પ્રચાર કરે એ અમારી વિનંતિને માન આપી કેટલાક મિત્રોએ પ્રચાર કાર્ય શરૂ કર્યું છે

આ મહિનામાં સુરેન્દ્રનગરમાં શ્રી ચીમનભાઇ કોઠારી, અમદાવાદમાં શ્રી બાબુભાઈ ત્રીવેદી, મુંબઈમાં શ્રી અનીલકુમાર પંડ્યા ભોરમાં શ્રી રમણીકભાઈ દોશી અને લોરેન્સો માર્કવીસમાં શ્રી રતીભાઈ પાલાએ ઘણા ખંતથી પ્રચાર કાર્યમાં ભાગ લીધો છે ભાઈઓની જેમ બહેનો પણ આ કાર્યમાં રસ લઈ પ્રચાર કાર્ય શરૂ કરે તો કદાચ આપણું કાર્ય વધુ સરલ બને આ વર્ષમાં શ્રી મંજુલા ગાંધી, શ્રી રમાબહેન કોટક અને શ્રી લક્ષ્મીબહેન ગંગાદાસ ગાંધી સિવાય ભાગ્યે જ કોઇ બહેને ભાગ લીધો હશે બહેનોને પણ આ પ્રવૃત્તિમાં ભળવા આમંત્રણ છે

અમે આશા રાખીએ છીએ સહુ આ કાર્યમાં પ્રેમથી ભળી "પ્યારાબાપુ" ને પગભર કરવા અમે જે મહેનત કરી રહ્યા છીએ તેમાં પૂરો સહકાર આપશે જે ભાઇઓ અને બહેનોને રસ હોય તે અમારા કાર્યાલયના સરનામે પત્રવ્યવહાર કરે જેથી પ્રચાર માટેની પત્રિકાઓ મોકલી શકાય

નીચેના સ્થળોએ 'પ્યારાબાપુ'નું લવાજમ ભરી શકાશે

(૧) શ્રી કુસુમબહેન ગાંધી રાષ્ટ્રીય શાળા, રાજકોટ
(૨) શ્રી જસુભાઈ સરવૈયા ગંગા મહાલ, ૫૮, બાણગંગા રોડ, મુંબઈ ૬
(૩) શ્રી ચીમનલાલ તમાકુવાલા વલ્લી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી ભાગોળ, સુરત
(૪) શ્રી મનસુખલાલ જાદવજી ગાંધી ૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુંબઈ
(૫) શ્રી. ગીરધરલાલ દામોદરદાસ લીમીટેડ રીલીફ રોડ, પોલીસ ચોકીની સામે, અમદાવાદ
(૬) શ્રી રામકૃષ્ણ જાજુજી તિલક ચોક, સોલાપુર
(૭) શ્રી પી ટી જાની ૧૧૨, સર વિઠ્ઠલદાસ ચેમ્બર્સ, ૧૬, એપોલો સ્ટ્રીટ, મુંબઇ ૧
(૮) શ્રી બી આર ટીમણીયા વડવાચોરા, ભાવનગર
(૯) શ્રી રમણીકભાઈ મેઘાણી ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા
(૧૦) શ્રી મોહનભાઇ મહેતા ૧૯૪, ગોવિંદ અપ્પા નાયક સ્ટ્રીટ મદ્રાસ
(૧૧) શ્રી સ્વદેશી વસ્તુભંડાર ગોલવાડ ગેટ, નવસારી
(૧૨) શ્રી ઓધવજી શીવજી જોશી ૨૩૩-૩૫ ભાતબજાર, મુંબઈ ૯
(૧૩) શ્રી ચીમનભાઈ કોઠારી મથવાણના ડેલામાં સુરેન્દ્રનગર [સૌરાષ્ટ્ર]
(૧૪) શ્રી શાંતિલાલ દવે માધવવાડી, ૧૦૨ ઇ રૂમ નં ૨૭ દાદર, ૧૪
(૧૫) શ્રી ઈશ્વરભાઈ દ્વારા, પા લાલાજી ગજબદાસ, ચીખોદ્રા
(૧૬) શ્રી આર આર શેઠની કું૦ કેશવબાગ, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ
(૧૭) શ્રી એન એમ ત્રીપાઠી લિ૦ ૧૬૪, પ્રીન્સેસ સ્ટ્રીટ, મુંબઈ

પરદેશમાં 'પ્યારાબાપુ'નું લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાશે

(૧) શ્રી પ્રભુદાસ જ વજરીઆ પેટી ૧૨૬, નૈરાબી કેન્યા કોલોની
(૨) શ્રી રતિલાલ પાલા 'કાઝાપાલા લોરેન્સો-માર્કવીસ પો ઓ નં ૯૮૦ [પો ઇ આ]

સુખ દુઃખ મનનાં માન્યાં છે તેથી જ રોજ ગાઇએ છીએ કે સુખ તે સુખ નથી, દુઃખ તે દુઃખ નથી, નારાયણની વિસ્મૃતિ એ જ દુઃખ છે, રામની સ્મૃતિ એ જ સુખ છે

આપણે ગીતામાંથી શીખ્યા જે [illegible]

વર્ષ ૨ | ૩૦ ઑગસ્ટ ૧૯૪૯ | અંક ૭

## વિષયસૂચી



## ગીતાજી

"ગીતા મારે સારુ તો જીવતી મા છે, કામધેનુ છે." ગીતાનું નિત્યવાચન નીરસ લાગે છે કેમ કે તેનું મનન નહીં થતું હોય. એ આપણને રોજ માર્ગ બતાવનારી માતા છે એમ સમજીને વાંચીએ તો તે નીરસ ન લાગે. દરરોજના વાચનની પછી એક મિનિટને સારુ તે વિચારી જવું. રોજ કંઈક નવું મળશે. માત્ર સંપૂર્ણ મનુષ્યને તેમાંથી કંઈ નહીં મળે. પણ જે નિત્ય કંઈ દોષમાં આવી જતો હોય તેને ઉગારનારી એ ગીતામાતા છે એમ સમજે તે રોજના વાચનથી ન થાકે.

ગીતાના સતત અભ્યાસથી તમામ ચિંતાથી મુક્ત રહેતાં તમારે શીખવું જોઈએ. આપણા સહુની કાળજી રાખનારો ઇશ્વર બેઠો છે, ત્યારે એ બોજો આપણે નાહક શું કામ વીંઢારીએ? આપણે તો આપણે ભાગે આવેલું કામ કરી છૂટવાનું છે.

**જીવનનું સાફલ્ય શેમાં ?** : ગીતામાતાએ ઉપદેશેલા સનાતન ધર્મ અનુસાર જીવનનું સાફલ્ય બાહ્ય આચાર અને કર્મકાંડમાં નથી, પણ સંપૂર્ણ ચિત્તશુદ્ધિમાં અને શરીર, મન અને આત્મા સહિત સમગ્ર વ્યક્તિત્વને પરબ્રહ્મની સાથે એકાકાર કરી દેવામાં છે.

**બુદ્ધિયોગ ઇશ્વર કરાવે છે** : જેમ જેમ શ્રદ્ધા વધશે તેમ તેમ બુદ્ધિ વધશે. ગીતા તો એમ શીખવતી લાગે છે કે બુદ્ધિયોગ ઇશ્વર કરાવે છે. શ્રદ્ધા વધારવી એ આપણું કર્તવ્ય છે. અહીં શ્રદ્ધા અને બુદ્ધિ એટલે શું એ સમજવાનું રહે છે ખરું. એ સમજ પણ વ્યાખ્યાથી નથી આવતી, પણ ખરી નમ્રતા કેળવવાથી આવે છે. જે માને છે કે તે જાણે છે એ કંઇ જાણતો નથી. જે માને છે કે તે કંઇ જાણતો નથી તેને યથાસમયે જ્ઞાન આવી રહે છે. ભરેલા ઘડામાં ગંગાજળ નાખવા ઇશ્વર સમર્થ નથી. એટલે આપણે ખાલી હાથે જ ઇશ્વર પાસે રોજ ઊભવાનું છે. આપણો અપરિગ્રહ પણ એજ સૂચવે છે

"ગીતાજી જે ધર્મ શીખવે તે સમજો અને તે પ્રમાણે આચરણ રાખો." —ગાંધીજી.



# આશ્રમનાં ભજનો

નહિ ઐસો જન્મ બારંબાર ।
ક્યા જાનૂં કછુ પુણ્ય પ્રકટે માનુસા અવતાર ॥
બઢત પલ પલ, ઘટત છિન છિન, ચલત ન લાગે બાર ।
બિરછકે જ્યોં પાત ટૂટે, લાગે નહિ પુનિ ડાર ॥
ભવસાગર અતિ જોર કહિયે વિષમ ઓખી ધાર ।
સુરતકા નર બાંધે બેડા બેગિ ઉતરે પાર ॥
સાધુસંતા તે મહંતા ચલત કરત પુકાર ।
દાસ મીરાં લાલ ગિરિધર જીવના દિન ચાર ॥

જીવને માણસનો અવતાર વારે વારે નથી આવતો; એ અવતાર તો દુર્લભ છે (**જન્તૂનાં નરજન્મ દુર્લભમ્ । વિવેકચૂડામણિ–૨।**). પાછલા ભવમાં કોણ જાણે કાંઈક પુણ્ય કર્યું હશે, એને પ્રતાપે આ માનવશરીર મળેલ છે. એ શરીર પહેલાં ક્ષણે ક્ષણે વધે છે ને પછી ક્ષણે ક્ષણે ઘટે છે. એને પડતાં વાર નથી લાગતી. ઝાડ(બિરછ) ઉપરથી પાન ખર્યું તે પાછું ડાળે ચોંટતું નથી, તેમ જે ઘડી સત્કર્મ કર્યા વિના ગઈ તે પાછી આવતી નથી. સંસારનો સાગર તીખી તલવારની ધાર જેવો ભયંકર છે, પણ જો માણસ ભગવાનને મહાકાળ હાજરાહજૂર સમજીને સારાં કામ કરે છે ને પાપથી દૂર રહે છે તો એની નારાયણસ્મરણરૂપ નાવ ઉપર ચઢીને એ ભવસાગર તરી જાય છે. મોટા મોટા સાધુસંત ચાલતા જાય છે ને આપણને ચેતવતા જાય છે. ભગવાનની દાસી મીરાં કહે છે કે આપણું આયુષ તો ચાર દિવસનું ચાંદરણું છે એનો માણસે ઝટઝટ સદુપયોગ કરી લેવો. ધરમના કામમાં ઢીલ ન કરવી. કાલની કોને ખબર છે? ઘડીનોયે વિશ્વાસ નથી. જે શ્વાસ બહાર નીકળ્યો તે પાછો શરીરમાં જાય કે ન યે જાય.

જા જા વચ્ચઈ રયણી ન સા પડિનિયત્તઈ ।
ઉત્તરાધ્યયનસૂત્ર ૧૪–૨૪ ॥

'જે જે રાત (રયણી–રજની) જાય છે તે પાછી આવતી નથી.'

જસ્સત્થિ મચ્ચુણા સક્ખં જસ્સ વત્થિ પલાયણમ્ ।
જો જાણે ન મરિસ્સામિ સો હુ કંખે સુએ સિયા ॥ ૨૭ ॥

'જેના ઉપર યમરાજાનો પક્ષપાત છે, અથવા જે મરણથી ભાગી જઈ શકે છે, અથવા હું મરીશ નહિ એમ જે જાણે છે તે માણસ જ ઇચ્છે છે કે આવતી કાલ હું દાનપુન કરીશ.' દે. વા

# ગીતા માતા

ગાંધીજી

" જે કોઇ ગીતામાતાના શરણમાં જાય છે તેને જ્ઞાનામૃતથી તે તૃપ્ત કરે છે."

ગીતા શાસ્ત્રોનું દોહન છે, બધાં ઉપનિષદોનો નિચોડ તેના ૭૦૦ શ્લોકોમાં આવી જાય છે, એમ મેં ક્યાંક વાંચ્યું હતું. એટલે મેં નિશ્ચય કર્યો કે કાંઈ નહીં તો ગીતાનું તો જ્ઞાન મેળવી લેવું. આજે એ ગીતા મારે માટે માત્ર બાઈબલ નથી, માત્ર કુરાન નથી, મારે માટે તે માતા થઇ પડી છે. મારી જન્મદાતા માતા તો ગઈ છે, પણ ભીડને વખતે એ ગીતામાતાની પાસે જવાનું હું શીખ્યો છું. જે કોઇ આ માતાના શરણમાં જાય છે તેને જ્ઞાનામૃતથી તે તૃપ્ત કરે છે એમ મેં જોયું છે.

કેટલાક લોકો કહે છે કે ગીતા એ તો મહાગૂઢ ગ્રંથ છે. સ્વ. લોકમાન્ય તિલકે અનેક ગ્રંથોનું મંથન કરી પંડિતની દૃષ્ટિએ એનો અભ્યાસ કર્યો અને એનો ગૂઢ અર્થ પ્રગટ કર્યો. એના ઉપર એક મહાભાષ્ય પણ રચ્યું તિલક મહારાજને માટે એ ગૂઢ ગ્રંથ હતો. પણ આપણા જેવા પ્રાકૃત મનુષ્યને માટે એ ગૂઢ નથી. આખી ગીતાનું વાચન અઘરું લાગે તો તમે માત્ર પહેલા ત્રણ અધ્યાય વાંચો ગીતાનો આખો સાર આ ત્રણ અધ્યાયોમાં આવી જાય છે. બીજા બધા અધ્યાયોમાં એની એ જ વસ્તુ વધારે વિગતથી, અનેક દૃષ્ટિએ સિદ્ધ કરવામાં આવી છે આ પણ કોઇને કઠણ લાગે તો આ ત્રણ અધ્યાયોમાંથી કેટલાક એવા શ્લોકો તારવી શકાય છે કે જેમાં ગીતાનું હાર્દ આવી જાય. અને ત્રણ જગ્યાએ તો ગીતામાં એમ પણ આવે છે કે બધા ધર્મોને છોડીને તું માત્ર મારું શરણ લે. આથી વધારે સાદો અને સીધો ઉપદેશ શો હોઇ શકે? જે માણસ ગીતામાંથી પોતાને સારુ આશ્વાસન મેળવવા માગે છે તેને તે તેમાથી પૂરેપૂરું મળી રહે છે. તે માણસ ગીતાનો ભક્ત થાય છે, તેને માટે નિરાશાને સ્થાન નથી, તે હંમેશ આનંદમા રહે છે.

" માણસને માત્ર પ્રયત્ન કરવાનો અધિકાર છે, ફળ ઉપર અધિકાર નથી "

પણ આને માટે બુદ્ધિવાદ નહીં, પણ અવ્યભિચારિણી ભક્તિ જોઇએ હજુ સુધી એકે માણસ મેં એવો જાણ્યો નથી કે જેણે ગીતાનું અવ્યભિચારિણી ભક્તિથી સેવન કર્યા છતાં ગીતામાંથી તેને આશ્વાસન ન મળ્યું હોય. તમે વિદ્યાર્થીઓ જરા પરીક્ષામાં નાપાસ થાઓ છો તો નિરાશાના સાગરમાં ડૂબી જાઓ છો. ગીતા નિરાશાવાળાને પુરુષાર્થ શીખવે છે, આળસનો અને વ્યભિચારનો ત્યાગ સૂચવે છે. એક ચીજનું ધ્યાન, બીજી ચીજ બોલવી, ત્રીજીને સાંભળવી. એનું નામ વ્યભિચાર. ગીતા શીખવે છે કે પાસ થવાય કે નાપાસ, એ બન્ને વસ્તુઓ સરખી છે; માણસને માત્ર પ્રયત્ન કરવાનો અધિકાર છે, ફળ ઉપર અધિકાર નથી. આ આશ્વાસન મને કોઈ ન આપી શકે, એ તો અનન્ય ભક્તિથી જ મળે. સત્યાગ્રહી તરીકે હું કહી શકું છું કે નિત્ય

એમાંથી મને કંઇક નવીન વસ્તુઓ મળી રહી છે. કોઈ મને કહેશે કે આ તારી મૂર્ખતા છે, તો હું તેને કહીશ કે મારી આ મૂર્ખતા ઉપર હું અડચો રહીશ. એટલે બધા વિદ્યાર્થીઓને હું કહીશ કે પ્રાતઃકાળે ઊઠીને તમે એનો અભ્યાસ કરો. તુલસીદાસનો હું ભક્ત છું, પણ તુલસીદાસ તમારે માટે આજે હું નથી સૂચવતો. વિદ્યાર્થી તરીકે તમે ગીતાનો જ અભ્યાસ કરો, પણ તે દ્વેષભાવથી નહીં પણ ભક્તિભાવથી. ભક્તિપૂર્વક તમે તેમા પ્રવેશ કરશો તો જે તમને જોઇએ તે તેમાંથી તમે પામશો. અઢાર અધ્યાય કંઠ કરવા એ રમત નથી, પણ કરવા જેવી વસ્તુ તો છે જ. તમે એકવાર એનો આશ્રય લેશો તો જોશો કે દિવસેદિવસે તમારો અનુરાગ એમાં વધશે. પછી તમે કારાગૃહમાં હો કે જંગલમાં, આકાશમા હો કે અંધારી કોટડીમા, ગીતાનું રટણ તો નિરંતર તમારા હૃદયમાં ચાલતુ જ હશે, અને એમાથી તમને આશ્વાસન મળશે. એ આધાર તમારી પાસેથી કોઈ છીનવી જ નહીં શકે; એના જ રટણમાં જેના પ્રાણ જશે તેને માટે તો સર્વસ્વ છે જ; કેવળ નિર્વાણ નહી, પણ બ્રહ્મનિર્વાણ છે.

*　　　　*　　　　*　　　　*

(અનુસંધાન પૃષ્ઠ ૧૫૮ થી ચાલુ)

ખરેખર મહાદેવભાઈ જતા બાપુને એમની ભારે ખોટ સાલતી. મહાદેવભાઈના વિયોગનું દુઃખ બાપુએ એક વાર આમ વ્યક્ત કર્યું 'મારા અગ્નિસંસ્કાર થવાની તેમની ઇચ્છા હતી અને તેમ છતાં તે હંમેશા મારા પહેલા મરવા ચાહતા હતા. અને આમ તે ચાલ્યા ગયા અને એને બદલે તેમનું જીવન-ચરિત્ર લખવાનું મારા પર છોડી ગયા.'

સૌના પ્રિય એવા મહાદેવભાઈનું આજે સ્મરણ કરતાં હૈયુ ભરાઈ આવે છે. મહાદેવભાઈ ગયા, બા ગયા, બાપુજી ગયા આમ એક પછી એક સ્નેહીજનો જતા હૃદય દ્રવી ઊઠે છે. મન ચિંતાથી ઉદ્વિગ્ન બની જાય છે, અને કંઈ ગમતુ નથી. ત્યા તો દૂરથી શબ્દો સંભળાય છે :

'તારાં સ્વજન તને જાય મૂકી તો
　　　　તેથી કાંઈ ચિંતા કર્યે ચાલશે ના.
માર્ગે તિમિર ઘોર ઘેરાશે,
　　　　એટલે શું તું અટકી જાશે ?
વારંવારે ચેતવે દીવો,
　　　　ખેર, એ દીવો ચેતશે ના,
તેથી કાંઇ ચિંતા કર્યે ચાલશે ના.'



# બાપુનો પરિવાર

## અનુપમ મહાદેવભાઈ ૧

### શ્રી મુકુલભાઈ

શ્રી. મહાદેવભાઈનું સ્મરણ થતા કેટલાય વિચારો એક સામટા ધસી આવે છે. મહાદેવભાઈ વિષે શું લખવું અને શું નહીં એની જ ભારે મૂંઝવણ થાય છે. ભગવાન બુદ્ધ અને આનંદ, એમનો જેવો સંબંધ એવો જ બાપુજી અને મહાદેવભાઈનો. બાપુજીના સાન્નિધ્યમાં રહી પુત્ર અને શિષ્ય થવાનું માન મહાદેવભાઈને જ ફાળે જાય છે. મહાદેવભાઈ તો હતા બાપુજીના પડછાયા. જ્યાં બાપુ જાય ત્યાં મહાદેવભાઈ હોય જ. પણ બાપુજી સાથે રહેવું અને એમના વિચારોને અનુસરવું એ કેટલું વિકટ છે એ મહાદેવભાઈ બરાબર જાણતા હતા. તેઓ ઘણીવાર કહેતા "બાપુની સાથે રહેવું એ જ્વાળામુખીની ટોચ પર રહેવા જેવું છે. જ્વાળામુખી ક્યારે ફાટે અને આપણા ફુરચા ઉડાવી દે, એ કોઈ કહી શકે નહીં." મહાદેવભાઈ તો બાપુના મૂગા સેવક. મહાદેવભાઈનું હૃદય પ્રભુને હંમેશ પ્રાર્થતું. "જીવનમાં મારી એક માત્ર પ્રાર્થના એ રહી છે કે, બાપુની સેવા કરતો કરતો મરું" અને ઈશ્વરે જાણે તેમની પ્રાર્થના સાંભળી અને મહાદેવભાઈએ જીવનની છેવટની પળો સુધી બાપુની સેવા કરી. ૧૯૪૨ ના ઑગસ્ટની ૧૫મી તારીખે છેલ્લા શ્વાસ સુધી પોતાના ગુરુની તેમજ પોતાના દેશની સેવા કરતા કરતા તે મરણને ભેટયા.

ડૉ. સુશીલાબહેને મહાદેવભાઈના અવસાન પછી તરત જ એક દિવસ બાપુને પૂછ્યું. 'બાપુ, આજ સુધીમાં જેમના જેમના મરણના ઘા આપને સહેવાના આવ્યા, તેમાં મહાદેવભાઈના મરણની આપના પર સૌથી વિશેષ અસર નથી થઈ?"

બાપુએ કહ્યું: 'જમનાલાલ, મગનલાલ અને મહાદેવ, એ ત્રણે પોતપોતાના ક્ષેત્રમાં અનન્ય હતા. એ ત્રણમાંથી એકેની જગ્યા પુરાય એમ નથી. પણ મારે કહેવું જોઈએ કે, એ ત્રણમાંથી મહાદેવે મારામાં સંપૂર્ણપણે સમાઈ જવાનું પસંદ કર્યું હતું. હું એમ કહી શકું કે, મારાથી અલગ એવું પોતાનું નિરાળું વ્યક્તિત્વ ધરાવતા તે મટી ગયા હતા.'

તેથી જ બાપુએ લખ્યું છે: 'મને કોઈ પૂછે કે, મહાદેવના ચારિત્ર્યનું સૌથી ઉમદા લક્ષણ કયું, તો હું કહું કે, પ્રસંગ પડ્યે શૂન્યવત્ થઈ જવાની તેની શક્તિ.'

અને મહાદેવભાઈ પણ, એ સ્થિતિને અનુરૂપ જ વિચાર પોતાના એક પત્રમાં લખે છે:

"તમારા અંતરનો નાદ તમને જે કહે તે જ સત્ય છે. જે લોકો અંગત રીતે સત્યને ઈશ્વર-સ્વરૂપ માની તેની શોધમાં મંડે છે, તેમણે અનેકવિધ વ્રતો પાળવાનાં હોય છે...તમારે સત્યના

સાગરમાં તરવું હોય, તેનું બિંદુ બની તેમાં એકાકાર થઈ જવું હોય, તો તમારે સર્વ અહંકાર છોડી શૂન્ય બનવું જોઈએ.'

ખરેખર મહાદેવભાઈએ એ સ્થિતિ જ પ્રાપ્ત કરી હતી. બાપુજીની સાથે રહેતા એમણે શું કર્યું અને શું નહીં એ જાણવું કઠિન છે, કારણ કે શૂન્યવત્ થઈ જવાની શક્તિ એમનામાં એટલી ઉત્કટ હતી કે એનું માપ ન જ નીકળી શકે. બાપુજીની તેમણે પચીસ વરસ નિઃસ્વાર્થ સેવા કરી. જ્યારે બાપુજી ખરબચડી ખાદીના મોટા ફેંટા પહેરતા હતા, જાડી ખાદીનું ધોતીયું, પહેરણ અને અંગરખો પહેરતા હતા, ત્યારે મહાદેવભાઈ એમનાં કપડાં ધોતા હતા બાપુને ધોવા ન જ દે. વળી એ ઉપરાંત બાપુને માટે રસોઇ પણ તેઓ કરતા, એમના વતી લોકોને મળવું પડતું, પત્રવહેવારનું કામ સંભાળવું પડતું અને તે વખતે 'યંગ ઇન્ડિયા' માટે લેખો લખવા પડતા.

તેથી જ બાપુ કહેતા : "મહાદેવનો એક મોટો ગુણ એ હતો કે, તેમને જે કંઈ કામ સોંપવામાં આવે તે કરવાને તે તૈયાર રહેતા અને એ ઉમંગથી કરતા. આ રીતે તે એક સારા લેખક, સારા રસોઇયા અને સારા મજૂર બન્યા."

મહાદેવભાઈનો જન્મ ૧૮૯૨ ના જાનેવારીની પહેલી તારીખે સુરત જિલ્લાના ઓલપાડ તાલુકાના દિહેણ ગામમા થયો હતો. અભ્યાસકાળથી જ તેજસ્વી બુદ્ધિ દાખવીને એમણે છેક કૉલેજના છેલ્લા વર્ષ સુધી શિષ્યવૃત્તિ મેળવી હતી. તેઓ ઉત્તમ અંગ્રેજી તથા ગુજરાતી ઉપરાંત બંગાળી તેમજ મરાઠી ભાષાનું પણ જ્ઞાન ધરાવતા હોવાથી બી. એ. થયા બાદ તરત જ તેમને સેક્રેટરીએટમાં જગ્યા મળી હતી. એ કામની સાથે સાથે કાયદાનો અભ્યાસ કરીને તે એલ. એલ. બી. થયા અને પછી નોકરી છોડીને અમદાવાદમાં એક વર્ષ વકીલાત કરીને સરકારના કો-ઑપરેટિવ સોસાયટીઓના ખાતામાં ઇન્સપેક્ટર તરીકે જોડાયા, જ્યાં ગ્રામજનતાના પ્રશ્નનું સાચું જ્ઞાન તેમણે મેળવ્યું. એવામાં ૧૯૧૬ માં બાપુજી આફ્રિકાથી આવ્યા. તેમના સિદ્ધાંતોથી આકર્ષાઇ મહાદેવભાઇ પોતાની ઉજ્જવળ આશાઓ આપતી નોકરી છોડી તેમના આશ્રમમાં જોડાયા અને તેમના અંતેવાસી બન્યા.

મહાદેવભાઇ બાપુ સાથે જોડાયા ત્યારે તે એટલા બધા ખુબસૂરત હતા અને તેમનામા એટલી પ્રફુલ્લતા હતી કે, બાપુ તેમને વિષે કહેતા, 'મહાદેવ ગુલાબનું ફૂલ છે.' એ વખતે શ્રીમતી સરોજિની દેવી નાયડુએ તેમનું 'ગુલે ગુજરાત' એવું નામ પાડ્યું હતું.

મહાદેવભાઈની વિદ્વત્તા અગાધ હોવા છતાં એમનામાં સ્વભાવની બાળકસુલભ સરળતા હતી. તેમનામાં બહુશ્રુતતા હતી તેટલી જ મૌલિકતા પણ હતી. બાપુનો બોજો હળવો કરવાની તથા તેમના વિચારોને સમજાવવાની તેમને જીવનમાં એકમાત્ર ધગશ હતી. બાપુ જે વિષય 'હરિજન'માં લખવા ઉપાડે એ વિષયનો મહાદેવભાઈ તલસ્પર્શી અભ્યાસ કરીને બાપુના વિચારોને વિકસાવી શકાય અને પ્રજાને તેમના વિચારો વધારે સારી રીતે સમજાવી શકાય એવી ઉત્કંઠા સેવતા. 'હરિજન'માં *M. D.* એ નામથી એમના લેખો પ્રગટ થતા. આ સંબંધમાં એક પ્રસંગ નોંધવા પાત્ર છે. મહાદેવભાઈનાં ચંપલ ગાંધીજીની કુટી પાસે પડયાં હતાં એ ચંપલો પર *M. D.* એવા મહાદેવભાઈના નામસૂચક અંગ્રેજી અક્ષરો કોતરેલા હતા. 'હરિજન'મા આવતા પોતાના લેખોની નીચે પણ મહાદેવભાઈ એ જ અક્ષરો મૂકતા હતા. અને જે લખાણની નીચે *M. D.* એવા અક્ષરો આવે તે મહાદેવભાઈનું જ હોય એમ 'હરિજન'ના બધાયે વાંચનારાઓ સારી પેઠે જાણતા હતા. આવાં અક્ષરવાળાં ચંપલો જોઇને સરદારે પોતાની ખાસિયતરૂપ વિનોદ કરતાં જણાવ્યું, 'મહાદેવ, મહેરબાની કરીને તમારાં ચંપલ અહીં ન રાખો, નહીં તો અહીં આવનાર કોઈ થાપ ખાઈ જશે, ને માનશે કે આ વળી કંઈક નવીન પ્રકારનું 'હરિજન' નીકળ્યું કે શું ?'

(અનુસંધાન પૃ૦ ૧૫૬ મે)



# ગાંધી–ગુરુ

શ્રી. ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે આવી વિસંવાદિતા મહાપુરુષોને સ્વપ્ને ગમતી નથી. 'રાગદ્વેષવિમુક્ત' મહાનુભાવ મહાત્માઓને શી રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવિન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતા તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વર્ણવું મૂકવામાં આવ્યું છે.]

'ત્યાગવૃત્તિ ખીલવવાથી માણસ પોતાના આત્માને ઓળખે છે, અને આત્મા એ પરમાત્માનો એક અંશ છે.'

"એકવાર એક સાધકે એક સંતને પૂછ્યું, "મહારાજ, આપે 'ગીતા' વાંચી છે?" તેમણે ઉત્તર આપ્યો, "હું અભણ, 'ગીતા' કેમ કરી વાંચી શકું? તોય 'ગીતાનું' જે તાત્પર્ય છે એનો મારા જીવનમાં અમલ કરવાની મેં કોશિશ જરૂર કરી છે" પછી સાધકે પૂછ્યું, "એ શી રીતે બને, મહારાજ? 'ગીતા' વાંચ્યા વિના આપને તેના તાત્પર્યની સમજ શી રીતે પડી?" સંતે પ્રત્યુત્તર આપ્યો, "ભાઈ, 'ગીતા'નું તાત્પર્ય છે ત્યાગ અને ત્યાગવૃત્તિને મારા જીવનમાં ખીલવવાનો મેં વારંવાર પ્રયત્ન કર્યો છે. હજી સુધી સફળ નથી થયો, પણ પ્રયત્ન તો ચાલુ જ છે."

વાત પણ સાચી છે. દરેક ધર્મનું મૂળ અંગ ત્યાગવૃત્તિ છે. પ્રકૃતિના રાજ્યમાં માણસને પ્રવૃત્તિના માર્ગ પર ચાલવું પડે છે. અને ત્યારે તેની એક જ વાસના પ્રબળ હોય છેઃ વસ્તુઓને ભેગી કરવાની. પરંતુ એક વખત એવો આવે છે જ્યારે તે પ્રવૃત્તિમાર્ગનો ત્યાગ કરીને નિવૃત્તિમાર્ગ પર ચાલવાનું શરૂ કરે છે તે દિવસથી જ તેની સાચી ધર્મ–સાધનાનો પ્રારંભ થાય છે, એમ કહી શકાય. પણ અંતમાં તો તે વસ્તુઓ વચ્ચે રહીને પણ જનક રાજાની જેમ વૈરાગ્યની સાધના કરી શકે છે.

હવે પ્રશ્ન ઊભો થાય છે–માણસ ત્યાગવૃત્તિ ખીલવીને શું પામે છે? તેનો જવાબ ઉપનિષદમા આપેલો છે. માનવી બ્રહ્મને પામે છે અથવા બ્રહ્મની સાથે પોતાનો સાચો સંબધ બાંધે છે. 'બ્રહ્મ' એટલે જીવનમાં પૂર્ણતા અથવા સમગ્રતા. અને એ પૂર્ણતા અથવા સમગ્રતા તો એના આત્મામાં જ સમાયેલી છે. એ કારણે ત્યાગવૃત્તિ ખીલવવાથી માણસ પોતાના આત્માને ઓળખે છે. એને આત્મા એ પરમાત્માનો એક અંશ છે.

ગાધીજીએ ત્યાગ–સાધના 'ગીતા'માંથી શીખેલી, ગુરુદેવે ઉપનિષદમાંથી. તેથી જ અંતે સાધનાના ક્ષેત્રમા તેઓ એકબીજાને આલિંગન કરી શકયા, અથવા જીવનમાં બંનેનો મૂળ મંત્ર 'ઇશોપનિષદ્'નો પહેલો શ્લોક બની ગયો.

ઇશાવાસ્યમિદં સર્વં યત્કિંચ જગત્યાં જગત ।<br>
તેન ત્યક્તેન ભુંજીથા મા ગૃધઃ કસ્યસ્વિદ્ધનમ્ ॥

'ગીતા'મા ત્યાગ–સાધનાના જુદા જુદા ક્રમો આપેલા છે, તેથી ગાંધીજીએ 'ગીતા'ને માતાનું સ્થાન આપ્યું. જેમ કોઈ માતા પોતાના બાળકને પગલે પગલે ચાલવાનું શીખવે છે, તેમ ગીતામાતાએ ગાધીજીને આધ્યાત્મિક–માર્ગ પર પગલે પગલે ચાલવાનું શીખવ્યું. પણ ગુરુદેવે ત્યાગ–સાધના પોતાના જીવનના અનુભવોથી અને કવિત્વના કીમિયાથી શીખેલી. કવિત્વનો કીમિયો એટલે કવિતાની રચનાનું રહસ્ય. જેમ એક કવિતામાં એક વિશેષ વિચાર હોય છે અને એ કવિતાની પ્રત્યેક પંક્તિ, પ્રત્યેક શબ્દ, એ વિચારને વ્યક્ત કરે છે, તેમ માનવીના દરેક કામમા, વિચારમા, વૃત્તિમા બ્રહ્મનું સૂચન હોવું જોઈએ. સામાન્ય શબ્દોમાં કહીએ તો, આનો અર્થ ફક્ત એટલો જ થયો કે દુનિયામાં માણસે માલમિલકત કરતાં જીવનમાં વધારે પૂર્ણતા મેળવવી જોઈએ અને એ જે કંઇ કરે, વિચારે, અનુભવે તેમાં એક જ ભાવ રહેવો જોઈએ: "પ્રભુ, આ મારુ બધું તારે ચરણે ધરું છું." આવી વૃત્તિ અથવા ભાવના રાખવાથી માણસને ત્યાગ–વૃત્તિ ખીલવવાનું સહેલું થઈ પડે છે. એટલા માટે જ તો અંતમાં શ્રીકૃષ્ણ ભગવાન અર્જુનને એવી શિખામણ આપે છે: 'સર્વ ધર્માન્પરિત્યજ્ય મામેકં શરણં વ્રજ ।' બધાનો ત્યાગ કરીને મારે શરણે આવ.'

'ગીતા'મા સાધનોનો દરેક ક્રમ બુદ્ધિથી સમજાવવામાં આવ્યો છે, ઉપનિષદમાં ધ્યાનથી. પરંતુ બંનેનો મુદ્દો તો એક જ છે–માણસ મમત્વને તજી દઈને બ્રહ્મમા વિલીન થઈ જાય.



# ગીતાની ઝાંખી

શ્રી. ધીરેન ગાંધી

"મારામાં તન્મય રહેનાર અને મને ભજનારને હું જ્ઞાન આપું છું."—ગીતા

૧૯૩૧ની સાલમાં જ્યારે હું અલ્મોડા હતો ત્યારે મારી વર્ષગાંઠને દિવસે મેં ગીતા કંઠસ્થ કરવાનું વ્રત લીધું હતું તે વ્રત પૂરું કરવા માટે મેં પૂ૦ બાપુજીના આશીર્વાદ માગ્યા. પૂ૦ બાપુજીએ ખૂબ હર્ષથી લખ્યું: "ગીતા કંઠસ્થ કરવાનો તારો નિશ્ચય ફળો એવો અમારો બંનેનો આશીર્વાદ છે જ. પ્રગતિ લખતો રહેજે. લખવાથી પ્રોત્સાહન મળશે."

આ અરસામાં આશ્રમમાં ગીતા કંઠસ્થ કરવાનો વા વાયો હતો. મને આશ્રમ છોડયાને થોડા મહિના થયા હતા છતાં તે વામાંથી હું ન છટકી શકયો. અને આ વ્રત લઈ બેઠો.

રોજના બે શ્લોક કંઠસ્થ કરવાના આમ હિસાબ પ્રમાણે આવે. પણ હું કોઈકવાર દસ શ્લોક પણ ગોખી નાખતો તો વળી વચ્ચે બે ત્રણ દિવસની રજા પણ પાડી લેતો.

આમ વર્ષ પૂરું થતા ગીતા કંઠસ્થ તો કરી પણ ગળા સુધી અથવા કહો જીભ સુધી જ રહી. ગળાથી નીચે ઉતરી હોય એમ લાગ્યું નહિ. પૂ૦ બાપુને વર્ષ પૂરું થતા લખ્યું. તેના જવાબમાં બાપુએ લખ્યું: "તને નવું વર્ષ ફળો ને તુ સારો સેવક બન. ગીતા તે કંઠ કરી હવે હૃદયમાં ઉતાર. તેમ કરવા સારુ તારે તેના અર્થ સમજવા જોઈએ. અનાસક્તિયોગની પ્રસ્તાવના દસ વીસવાર વાચી જા ને પછી અર્થ ઉપર જા. તે સમજવા સારુ સંસ્કૃત અભ્યાસ વધાર. ગમે તેમ કરીને તે પૂરું કર એ નવા વર્ષનું તારું વ્રત."

હવે હું પડયો ગીતાના અર્થ પાછળ. મંડયો અનાસક્તિયોગ વાચવા. સંસ્કૃત શીખવાના પણ કોડ જાગ્યા. ગીતાના અર્થ વાંચ્યા. પણ ગીતા એમ કંઈ થોડી ગળાની નીચે ઉતરે!

પ્રાર્થનામાં રોજ અધ્યાયના રટણો થાય અર્થો વંચાય. પણ જીવનમાં કંઈ ફેરફાર જણાયો નહિ. ગીતાના ફરી ફરી અર્થો વાચ્યા પણ હતા ત્યા ને ત્યાં. એમાં વળી દશમા અધ્યાયમાં કૃષ્ણ ભગવાન કહે કે આદિત્યોમા વિષ્ણુ હું છું, દેવોમાં ઇન્દ્ર હું છું, દૈત્યોમાં પ્રહ્લાદ હું છું, ને જ્યારે પર્વતોમાં મેરુ હું છું, સરોવરમાં સાગર- હું છું ને મહિનામાં માર્ગશીર્ષ હું છું તે વાંચ્યું ત્યારે જરા વધુ વિચારમાં ગોથા ખાવા લાગ્યો. વિષ્ણુ ઇન્દ્ર કે પ્રહ્લાદ વગેરે હું છું કહે તે તો મનને મનાવીને સમજાવ્યું કે ઈશ્વર છે તો તે બધામાં હશે પણ જ્યારે જડ વસ્તુને પણ કહે કે તે હું છું ત્યારે તો હદ આવી ને? આ બધું કેમ સમજાય! અને આ ન સમજાય ત્યાં સુધી ગીતા હૃદયમાં કેવી રીતે ઉતારવી? અને પછી શ્રીકૃષ્ણ કહે છે કે—કર્મણ્યેવાધિકારસ્તે મા ફલેષુ કદાચન।

ફળની આશા રાખ્યા વગર કામ કર્યે જ જાઓ આશા કંઈ રાખવી જ નહિ આ દુનિયામા કયો મનુષ્ય હશે કે જે ફળની આશા રાખ્યા વગર કામ કર્યે જતો હશે !

ગીતા મોઢે છે, હુ કડકડાટ એકી સાથે વગર અટકયે સાતસો શ્લોક બોલી જાઉ એટલુ બીજા લોકોને કહેવા પૂરતો સતોષ થતો ખરો અને એ સતોષ જ તે વખતે આખા જીવન-ઉન્નતિમા સમાઈ જતો હોય એમ લાગતુ હતુ

આશ્રમ બધ થયુ વર્ષો પસાર થયા ગીતાનુ રટણ પણ ગયુ ને ગીતા જીભથી પણ સરવા લાગી

પણ કંઈ મહેનત કરેલી નકામી નથી જતી કઇ પણ વસ્તુ ભલે બુદ્ધિપૂર્વક ન કરી હોય પણ કયારેક એવો સમય આવે છે જ્યારે તેની કિંમત ઊગી નીકળે છે તેમ આ ગીતા વિષે મારે માટે થયુ એમ કહુ તો ખોટુ નહિ

એ પ્રસગ શાતિનિકેતનમા બન્યો શાતિનિકેતનમા પૂ૦ નદબાબુ પાસે કળાનો હુ અભ્યાસ કરી રહ્યો હતો તે વખતની આ વાત છે

અહી દર મહિને બે મહિને ઉજાણી થાય છે દૂરના ગામડામા જઇએ, ત્યા આખો દિવસ તોફાન મસ્તી કરીએ, હાથે રાધીએ ને સાથે બેસી ખાઈએ, ને આમ વિદ્યાર્થીઓ સાથે વધુ નજદિક આવીએ ને કુદરતને ખોળે રમીને કુદરતને સમજવાનો પ્રયત્ન કરીએ થોડા ચિત્રો પણ દોરીએ, અને સાજ પડયે ડોલતા ઝૂલતા “આમાદેર શાતિનિકેતન” ગાતા ગાતા પાછા ફરીએ

આવી એક ઉજાણીનો આ પ્રસગ છે, નદીના તટ પર અમારો તબુ તણાયો બધા વિદ્યાર્થીઓ આજુબાજુ ફાવે ત્યા ફરવા લાગ્યા હુ પણ નીકળી પડયો ત્યા એક વૃક્ષે મને આકર્ષ્યો ને તેનુ ચિત્ર દોરવા બેઠો મારી પાછળ નદબાબુ ઊભા હતા તેની ખબર ન હતી હુ વૃક્ષનુ ચિત્ર પૂરુ કરીને મારા કાગળીયા લપેટવાની તૈયારી કરતો હતો ત્યા નદબાબુ બોલ્યા “વૃક્ષને દોરી રહ્યો છે પણ તેના થડને અડી આવ્યો ? તેના પાદડાને હાથથી રમાડયા ? તેના ફૂલ સુઘ્યા ? તેના ફળ ચાખ્યા ? જ્યારે વૃક્ષનુ તુ ચિત્ર કર ત્યારે તારે પોતે તે મય થવુ જોઇએ તુ સમજ કે તુ જ વૃક્ષ છે એ થડનુ ખડબચડા પણુ પાદડાનુ લીસાપણુ ફૂલની સુગધી અને ફળની મીઠાશ તારા હૃદયમા ભરવી જોઇએ ને પછી તુ દોરવા બેસ તો તારા એકે એક લીટામા જીવન આવશે, પ્રાણ આવશે તને ખબર છે લીટા એક જ છે, પણ એ જ લીટા ગુલાબના પાદડાની કોમળતા ઝીલે છે ને પત્થરની સખ્તાઈ પણ પકડે છે એ કેમ ? જ્યારે ગુલાબ કરે ત્યારે એની કોમળતા તારા હૃદયમા ઉતારવી રહી ને પત્થર કરે ત્યારે પત્થર જેવા બનવુ રહ્યુ આમ ચિત્રકારે દરેક વસ્તુ દોરતી વખતે તે વસ્તુ સાથે તાદાત્મ્ય અનુભવવુ જોઇએ, એકાકાર થવુ જોઇએ, લીન થવુ જોઇએ “તે હુ જ છુ” એ વિચાર કરીને જ પેન્સિલ કાગળ પર ફેરવવા ઉપાડવી જોઇએ પછી ભલે એ લીટા બનાવટ ન પડે પણ એ લીટા કાગળ પર નાચતા લાગશે ”

[અનુસધાન પૃષ્ઠ ૧૭૨ મે]

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અદ્વિતીય સાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભા છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]



આશ્રમનાં બાળકો,

**અંતરપટ ખુલ્યા પછી તો ગીતા ગમે જ.**

આશ્રમની એક બાળાએ બાપુને લખ્યું "ગીતા કરતા બીજું વાંચવું વધુ ગમે છે."

બાપુએ એને લખ્યું

"તે તો એવી વાત લખી કે તને ભજીયાં ખાવા ગમે પણ રોટલી ન ગમે. પણ જેનું આવું શરીર થઈ જાય તે રોગી ગણાય. નિરોગીનું પેટ ભજીયાથી કદી નહીં ભરાય. તે તો રોટલો જ માગશે. તેમજ ગીતાનું સમજ. અંતરપટ ખુલ્યા પછી તો ગીતા ગમે જ ગીતા નથી ગમતી ત્યાં લગી કંઈક કાચું છે એમ સમજવું. પણ એમાં મારો રાંધનારનો પણ વાંક તો ખરો જ મેં મોકલી તે કાચી ગીતા એટલે તને પચતી નથી. હવે કેમ થાય?"

* * * *

ગીતા કંઠ કરવામાં સ્મરણ શક્તિનું કામ છે જે સહેલું છે. ગીતાના અર્થ સમજવામાં બુદ્ધિનું કામ છે. એ કઠિન છે. તેથી તમને રસ નથી પડતો પણ જ્યારે બુદ્ધિનાં કામમા રસ પડવા માંડશે ત્યારે અર્થ સમજવાની ઇચ્છા જાગશે. એટલે બુદ્ધિના વિષયોમાં રસ લેતા થઈ જાવ.

**કામ અને ક્રોધ આપણને પાપ કરાવે છે.**

આપણને પાપ કરવા કોણ પ્રેરે છે એનો જવાબ તો ગીતામાતાએ આપ્યો જ છે. કામ અને ક્રોધ આપણને પાપ કરાવે છે એ તમે બધાય તમારાં પાછલાં સ્મરણોમાંથી અનુભવી શકશો. તાળો મેળવજો.

બાપુના આશીર્વાદ

[આશ્રમમાં બધાં બાળકો અને બાળાઓ પોતાના જન્મદિને પૂ૦ બાપુને પગે લાગવા જતાં. પૂ૦ બાપુ તેઓને આશીર્વાદમાં શરીર ઉપર બંને હાથ મૂકે એવો જોરથી ધબ્બો મારતા અને જે ફળ તે વખતે હાજર હોય તે આપતા અને હમતાં હસતાં કહેતા, "કેમ, આ વખતે કયું વ્રત લેવું છે?" ત્યારે તે બાળકોમાંથી જે કોઇ હોય તે કહેતું. "આપ કહો તે વ્રત લઇશ." ત્યારે બાપુ તેને બગબર અપાટામાં લેતા. જે ઊંઘણશી હોય તેની પાસે વહેલા ઊઠવાનું વ્રત લેવડાવતા, જે આળસુ હોય તેની પાસે ગીતા કંઠસ્થ કરાવતા, જે સ્વાદિયો કે સ્વાદિયણ હોય તેની પાસે ત્રણ કે ચાર ચીજ જ ખાવાની વખતે લેવાનું કહેતા. આમ બધાને તેને ઉપયોગી થાય તેવું વ્રત લેવડાવતા.

હું બાર વર્ષનો હતો ત્યારે બાપુએ મારું ઊંઘણશીપણું કાઢવા માટે રોજ સવારે ચાર વાગે પ્રાર્થનામાં આવવાનું વ્રત લેવડાવ્યું હતું. મેં હોંસે હોંસે તે વ્રત તો લઈ લીધું પણ તે વ્રત પાળવામાં મારી બાની ચિંતા વધારી મૂકી હતી. પણ તે વિષે વધુ બીજી વાર કહીશ. તે પછી તો હું જરા મોટો થયો અને આલમોડા ગયો. બાપુને મેં જ લખ્યું "આ વખતે હું ગીતા કંઠસ્થ કરવાનું વ્રત લઉં છું." તે વિષે આ વખતના અંકમાં મારા "ગીતાની-ઝાંખી" વાળા સંસ્મરણમાં સંભારણપૂર્વક આપ્યું છે. તે વ્રત પૂરું થયું ને પૂ૦ બાપુને મેં જણાવ્યું કે, "ગીતા મેં કંઠસ્થ કરી, હવે આ વખતે આપ કહો તે વ્રત લેવા તૈયાર છું." ત્યારે બાપુએ નીચે પ્રમાણે કાગળ લખ્યો. આશા રાખું છું કે આ કાગળ અને મારું "ગીતાની-ઝાંખી" વાળું સંસ્મરણ વ્રતધારીઓને કંઇક ઉપયોગી થઈ પડશે.]

ચિ. ધીરુ,

તારો કાગળ મળ્યો તને નવું વર્ષ ફળો ને તું વધારે સારો સેવક બન. ગીતા તેં કંઠ કરી હવે હૃદયમાં ઉતાર. તેમ કરવા સારુ તારે તેના અર્થ સમજવા જોઈએ. અનાસક્તિયોગની પ્રસ્તાવના દસ વીસવાર વાંચી જા ને પછી અર્થ ઉપર જા. તે સમજવા સારુ સંસ્કૃત અભ્યાસ વધાર. ગમે તેમ કરીને તે પૂરું કર, એ નવા વર્ષનું તારું વ્રત.

બારડોલી ૨૩-૫-૩૧. બાપુના આશીર્વાદ.

આપનો સૌથી પ્રિયતમ શ્લોક કયો એના જવાબમાં બાપુ લખે છે:

"મારા પ્રિયતમ શ્લોક વિષે એક વેળા તો હું કહી શક્યો હતો.

માત્રાસ્પર્શાસ્તુ કૌન્તેય શીતોષ્ણસુખદુઃખદાઃ।
આગમાપાયિનોઽનિત્યાસ્તાંસ્તિતિક્ષસ્વ ભારત॥

(હે કૌન્તેય! ઇન્દ્રિયોના સ્પર્શો ઠંડી, ગરમી, સુખ અને દુઃખ દેનારા હોય છે. તે અનિત્ય હોય છે, આવે છે ને જાય છે. તેને તું સહન કર.)

જે સમયે જેવી મનોવૃત્તિ તે પ્રમાણે શ્લોક પ્રિય લાગે છે. આ પ્રયત્નમાં હુયે રસ નથી લાગતો. આખી ગીતા પ્રિય લાગે છે તે જ માતા છે. માતાનું કયું અંગ ગમે છે એવો પ્રશ્ન કોઈ બાળકને કોઈ પૂછે તો તેમાં કંઈ તથ્ય ન હોય તો મારે વિષે જાણવું."

"ગીતાજીનું ધ્યાન કેમ ધરાય?"

"કલ્પનાનું ચિત્ર સૌ જેને તે ગમ્યું હોય, અને તેનું ધ્યાન ધર્યું હોય તો એમાં હું દોષ નથી જોતો. પણ ગીતા માતાના ધ્યાનથી સંતોષ થાય તો બીજું શું? ગીતાનું

ધ્યાન બે રીતે થઇ શકે: એક તો એને માતારૂપે માની છે, એટલે સામે માતાના ચિત્રની જરૂર રહેતી હોય તો કાં તો પોતાની માતાજ (જો મરી ગયેલી હોય તો) તેનામાં કામધેનુનું આરોપણ કરીને ગીતારૂપ માનીને ધ્યાન ધરવું. અથવા ગમે તે કાલ્પનિક ચિત્ર મનમાં ખેંચવું. એને ગોમાતાનું રૂપ આપ્યુ હોય તો પણ ચાલે. બીજી રીત જો થઇ શકે તો એને વધારે સારી માનું છું. આપણે હંમેશાં જે અધ્યાય બોલતા હોઇએ, તેમાંના અથવા ગમે તે અધ્યાયના કોઈ પણ શ્લોક કે કોઈ પણ શબ્દનું ધ્યાન ધરવું એટલે એનું ચિંતવન કરવું. ગીતામાં જેટલા શબ્દ છે તેટલાં તેના આભૂષણ છે અને પ્રિયજનના ગમે તે આભૂષણનુ ધ્યાન ધરવું એ પણ તેનું જ ધ્યાન ધર્યા બરોબર છે; તેવું ગીતાનું છે. પણ આ સિવાય બીજી પણ રીત કોઇને સાંપડે તો ભલે એ રીતે ધ્યાન ધરે. જેટલાં મગજ તેટલી વિવિધતા હોય છે. કોઇ બે વ્યક્તિ એક જ રીતે એક જ વસ્તુનું પણ ધ્યાન ધરતી નથી. બેયના વર્ણનમાં અને કલ્પનામાં કંઇક ને કંઇક તો ભેદ હશે જ.

* * * *

"મને તો એમ લાગે છે જ કે ખરી અને શાશ્વત ચિત્તશુદ્ધિ માણુસ કર્મ કરતો જ સાધી શકશે."

"કર્મ કર્યા વિના કોઈ સિદ્ધિ પામ્યા નથી."

જે કર્મ આસક્તિ વિના થઇ જ ન શકે એવાં હોય તે બધાં ત્યાજ્ય છે.

"જેમ આળસ ત્યાજ્ય છે એમ જ અતિ પરીશ્રમ ત્યાજ્ય છે 'મમત્વ' યોગ ઉચ્યતે', મનમાં રમ્યા જ કરે છે. ગીતા મારે સારુ તો જીવતી મા છે, કામધેનુ છે. આ જરાય અતિશયોક્તિ નથી."

ગાંધીજી.

"જે કંઇ કર તે મને અર્પીને મારે નિમિત્તે કરજે."

"ભક્તિ કરો તો જ્ઞાન મળી જ રહેવાનું."

"નિષ્કામ થઇને કર્મ કરો."




"હે ધનંજય! આસક્તિ છોડી યોગસ્થ રહી એટલે કે સફળતા નિષ્ફળતાને વિષે સમાન ભાવ રાખી તું કર્મ કર. સમાનતા એજ યોગ કહેવાય છે."

— ગીતાજી

# 'માતૃદેવો ભવ'

**શ્રી. રામનારાયણ પાઠક**

એકવાર બાપુ નંદીદુર્ગમાં માંદગી પછીનો આરામ લેતા હતા. પહાડી ઉપર એક એક ધાટના બંગલામાં બાપુનો ઉતારો હતો. દક્ષિણના આગેવાનો, મ્હૈસુર રાજ્યના અધિકારીઓ, સ્થાનિક સદ્‌ગૃહસ્થો, કાર્યકરો, હવા ખાવા આવેલા પ્રવાસીઓ એમ પચરંગી લોકોથી બાપુનો દરબાર શોભી રહ્યો હતો. એ વખતે એક યુવાન સ્ત્રી બારણે આવીને ઉભી રહી. દરવાજે ઉભેલા સ્વયંસેવકે તેને પૂછ્યું "કોનું કામ છે?"

"મારે મહાત્માજી પાસે જવું છે." આમ કહી, રજાની વાટ ન જોતા એ બહેન સીધી બાપુ બેઠા હતા ત્યાં પહોંચી ગઈ. હાથમાં કેળાની લૂમ હતી એ બાપુના પગ આગળ મૂકી, નમસ્કાર કરી ઉભી રહી. બાપુએ પાસે બેઠેલા દુભાષિયાને કહ્યું "એ બહેનને પૂછો, કંઈ કહેવું છે?"

માનમાં સમજી ગઈ હોય તેમ એ બહેન બોલી

"મહાત્માજી, મને સંતાનની ઈચ્છા છે. ઘણી માનતાઓ કરી, બાધા આખડી રાખી, કંઈ ફળ્યું નહીં, છેવટ આપનું નામ સાંભળી આશીર્વાદ લેવા આવી છું."

સાંભળીને આખો દરબાર હસું હસું થઇ રહ્યો. બાપુને કોઇ સાધુ-ફકીર માનીને આ બાઇ સંતાનની માગણી કરે છે એ જોઈ સૌને હસવું આવ્યું. રાજાજીના ચહેરા ઉપર પણ હાસ્ય ફરક્યું.

બાપુ ગંભીર હતા. તેમણે અંતરની ઊંડી લાગણીથી દુભાષિયા સામે જોઈ કહ્યું: "એમને કહો, કોઇ રખડતા, અનાથ બાળકને ખોળે લઈ, સંતાન તરીકે ઉછેરવાથી તમારી કામના પૂર્ણ થશે." આમ કહી બાપુ બાઈની સામે એકીટશે નીરખી રહ્યા, બાપુનું હૃદય એમના વિશાળ, પ્રેમળ નેત્રોમાં વાંચી શકાતું હતું. એ ઉકેલવાની ભાષા, એ બહેન જાણતી હોય તેમ, બાપુના શબ્દોનો અર્થ કાને પડે તે પહેલાં માથું નમાવી "સંતોષમ્" કહી એણે રજા લીધી.

દરબારીઓ સ્તબ્ધ બનીને એ ચમત્કાર જોઇ રહ્યા.

બાપુ દરેક સ્ત્રીમાં માતૃત્વના દર્શન કરતા હતા. એ ભાવના વડે તેમણે વારસામાં મળેલી જોરાવ વિષય વાસના ઉપર કાબુ મેળવ્યો હતો. 'સ્ત્રી એ પ્રજોત્પત્તિ પૂરતી જ પત્ની છે, બાકીના સમયમાં માતા છે' આ મહાન કલ્યાણકારી વિચારનો પ્રયોગ તેમણે પોતાના જીવનમાં સિદ્ધ કર્યો હતો. જેમણે સેવાપરાયણ જીવન ગાળવું છે તેમણે વ્યક્તિગત સંતાનની કામના ન રાખવી જોઇએ, એ વિચાર દૃઢ થતા બાપુએ ભરયુવાનીમાં બ્રહ્મચર્યની પ્રતિજ્ઞા લીધી હતી.

નરસિંહ મહેતાએ વૈષ્ણવના લક્ષણો ગણાવતા "પરસ્ત્રી જેને માત રે" કહ્યું. તેમાં સુધારો કરીને બાપુએ "સ્ત્રીજન જેને માત રે" એ લક્ષણ આચરી બતાવ્યું.

લંકાના પ્રવાસનો એક પ્રસંગ છે. એ પ્રવાસમાં પૂ૦ કસ્તૂરબા સાથે હતા. એકવાર એક સભામાં બાપુને એકલા આવેલા જોઇ ભાવિક માણસે બાપુને પૂછ્યું

"આજ તમારી બાને સાથે નથી લાવ્યા?"

બાપુએ જવાબ આપ્યો: 'મારી બા તો વર્ષો પહેલાં સ્વર્ગે સીધાવી છે. પરંતુ આ પણ ત્રીસ વર્ષથી મારી માતા જ છે. અમે નક્કી કર્યું છે કે એણે રસોઇ કરવી, કપડાં ધોવા વગેરે મારી સેવાનાં કામ કરવાં અને મારે લોકોની પાસે આવી માનપાન મેળવવા. આમ અમે કામના ભાગ પાડી લીધા છે. સેવાના મેવા, 'બાના ભાગમાં ને કીર્તિના કુશકા મારે ભાગ' કહીને બાપુ ખડખડાટ હસી પડ્યા.

"માતૃદેવો ભવ" એ શ્રુતિ વાક્યને જીવનમાં ઉતારીને બાપુએ સ્ત્રીજાતિની અને જગતની અપૂર્વ સેવા કરી છે. વીસમી સદીની દુનિયાને આપેલી [illegible]



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

## ખંત હોય તો શું ન થઈ શકે?

બહેનો,

મારે ઘણા કાગળો લખવા છે પણ આ કંઈ છોડાય છે? એટલે એક ઘાએ બે નિશાન પાડવા છે આ વાક્ય એક અંગ્રેજી વાક્યનો અનુવાદ છે તેનો શબ્દાર્થ આ છે એક ઘાએ બે પક્ષીનો સંહાર કરવો આવી કહેવત તો જ્યાં હિંસા ડગલેને પગલે ચાલતી હોય ત્યાંજ જોવાય. મારો અનુવાદ પણ દોષ રહિત નથી. છતાં આપણે કોઈને હણવાની દૃષ્ટિ રાખ્યા વિના પણ નિશાન તાકીએ ખરા.

' મારે જે નિશાન તાકવા છે તે એક તો તમને કાગળ લખવો ને બીજો ચિ વસુમતીને અંગત જવાબ આમાંજ આપી દેવો તે પુછે છે, 'બહેનોને રોટલી વણતાં આવડવી જોઈએ તેમ જ ગીતાના ઉચ્ચાર આવડવા જોઈએ એમ તમે કહો છો એ કેમ બને? એમાં તો બહુ વખત જાય.' વખત તો જાય જ. પણ ખંતની પાછળ શું ન થઈ શકે? બહુ નહીં પણ થોડો સમય પણ અપાય તો કામ થાય. મોટી ઉમરે રોટલી વણતાં પણ મુશ્કેલી પડે છે છતાં તે પણ મહેનતે થાય બહેનોને ઉચ્ચાર નથી આવડતા તેમાં દોષ તેઓનો નથી માબાપનો ને પરણેલી હોય તેનાં સાસરીયાંનો છે. પણ બીજાના દોષને જોઈને આપણે કયા રહીએ? દોષને કેમ કાઢવા તે જાણી લઈએ આશ્રમમાં આપણે પોતાનાજ દોષનું દર્શન કરવા રહીએ છીએ ને પછી તેને દૂર કરવા મથીએ. આ કામની પાછળ ઘેલાં પણ ન થવાય બીજાં આશ્રમનાં સ્થૂળ કામ પણ થવા જ જોઈએ. તે કરતાં જેટલું થઈ શકે તેટલું ઉચ્ચારણને સારુ કરીએ મારા લખવાનો મુદ્દો તો એ જ હતો ના? કે કર્ણાટકમાં ઘણી બહેનો ગુજરાતના પુરુષો કરતાં પણ શુદ્ધ ઉચ્ચાર કરે છે

સોમવાર, અષાડ વદિ ૧૨

બાપુના આશીર્વાદ.




## ગીતાનો પ્રચાર એટલે નિષ્કામ કર્મનો. ભકિતનો અને ત્યાગનો પ્રચાર.

ગીતાધર્મનો પ્રચાર કેવળ પ્રવચન કે શ્રવણમાત્રથી થવાનો નથી, એ યાદ રાખવું જરૂરનું છે. ગીતા એ કેવળ બોલવાનું શાસ્ત્ર નથી, આચરણનું શાસ્ત્ર છે. તેનો પ્રચાર આચાર સિવાય બીજા કોઈ પણ ઉપાયથી શક્ય નથી. ગીતાનો ધર્મ એ ખુલ્લો ધર્મ છે. કોઈ પણ માણસને તેનું શ્રવણ કરવાની મના નથી. સ્ત્રીઓ, વૈશ્યો, તેમજ શૂદ્રો, જેમને વેદના ઊંડા કૂવામાંથી પાણી કાઢવાની શકિત નથી, તે બધાને ધરાઈને પાણી પીવાની સગવડ ગીતાના વહેતા ઝરણામાં મળી શકે તેમ છે. ગીતામાતા પાસે નાનામોટાનો ભેદ નથી, પણ ખરાખોટાનો જરૂર છે. તપશ્ચર્યા કરવાની જેની તૈયારી નથી, જેનાં હૃદયમાં ભકિતની ભીનાશ નથી, શ્રવણ માટે જેનામાં તીવ્ર તાલાવેલી નથી, અથવા તો જેની બુદ્ધિમા નિર્મત્સરતાનો ભાવ નથી, તેની આગળ આ રહસ્ય ભૂલેચૂકે પણ તું પ્રગટ કરીશ નહિ, એમ ભગવાન શ્રીકૃષ્ણે અર્જુનને તાકીદ આપેલી છે.

ગીતાનો પ્રચાર એટલે નિષ્કામ કર્મનો પ્રચાર. ગીતાનો પ્રચાર એટલે ભકિતનો પ્રચાર. ગીતાનો પ્રચાર એટલે ત્યાગનો પ્રચાર. આ પ્રચાર પ્રથમ આપણા આત્મામાં થવો જોઈએ.

જે દિવસે આપણો આત્મા તેથી પૂરેપૂરો ભરાઈને વહેવા માંડશે તે દિવસે તે આખી દુનિયામાં ફેલાયા વિના નહિ રહે. ગીતા ઉપર આજ લગી હિન્દુસ્તાનમાં પ્રવચનો કંઈ ઓછાં થયાં નથી. અનેક જાતની ટીકાઓ પણ લખાઈ છે. ગીતાના તાત્પર્ય વિષે છાપાઓ વગેરેમાં જૂના નવા શાસ્ત્રીઓ તથા પંડિતોના વાદવિવાદ પણ સારી પેઠે થયા છે. પણ એ બધાને લીધે પ્રત્યક્ષ નિષ્કામ કર્મને કંઈ વધારે જોર મળ્યું હોય એવો અનુભવ થયો નથી. ઊલટું 'તેથી રજોગુણનું જોર માત્ર વધ્યું'. મણ ચર્ચા કરતાં કણ આચરણ શ્રેષ્ઠ છે. "પ્રભાતે મની' રામ ચિંતીત જાવા" આ વાકય લખનારાનો ઉદ્દેશ એ નથી કે લોકો તે ગોખ્યા જ કરે, પણ પ્રભાતકાળે ઊઠીને રામનું ચિંતન કરે એ છે.

ગીતાનું રહસ્ય ગીતાના પુસ્તકમાં ઢાંકી રાખેલું નથી. તે ખુલ્લું છે. ભગવાન પોતે જ કહે છે કે મેં તે સર્વને કહ્યું છે. જેને આંખ હોય તે તે જોઈ શકે છે, એટલું તે સ્પષ્ટ છે. અને કહાય તે ઢાંકેલું જ હોય તો તે ગીતાના પુસ્તકમાં તો ઢાંકેલું નથી જ. તે હૃદયની ગુફામાં ઢાંકેલું છે. આ ગુફાના મોઢા આગળ દુર્વર્તનના પથ્થરનો ઢગલો જામ્યો છે. તે દૂર કરીને અંદર જોવું જોઈએ. એને માટે મહેનત કરવી પડશે. ગીતા 'કુરુ'ક્ષેત્રમાં કહી છે. સંસ્કૃતમાં 'કુર'નો 'કર્મ કર' એવો અર્થ થાય છે. કુરુક્ષેત્ર એટલે કર્મની ભૂમિ. આ કર્મની ભૂમિકા ઉપર ગીતા કહેલી છે, અને ત્યાં જ મહેનતના કાન વડે તે સાંભળવાની છે.

—વિનોબાજી.

# શ્રીકૃષ્ણ જયંતી

ગાંધીજી

**"શ્રીકૃષ્ણે જે આદર્શ આપણી આગળ રાખ્યો છે તેને આચરણમાં મૂક્યો હોત તો આજની શોચનીય સ્થિતિમાં આપણે ન હોત."**

આજે આપણે કૃષ્ણજયંતીનો અર્થ નથી સમજતા, નથી આપણા બાળકોને ભગવદ્ગીતા ભણાવતા. એક મિશનરીએ મને કહેલું કે તમારાં ઘણાં બાળકો ભગવદ્ગીતા શું છે એ પણ નથી જાણતા. ભગવદ્ગીતા એવો અસામાન્ય ગ્રંથ છે કે જેને પ્રત્યેક ધર્મનો મનુષ્ય આદરથી વાંચી શકે છે, અને પોતાના ધર્મનાં તત્ત્વ તેમાં જોઈ શકે છે. જો આપણે પ્રત્યેક જન્માષ્ટમીને દિવસે શ્રીકૃષ્ણના ચરિત્રનું સ્મરણ કરતા હોત અને ગીતાપાઠ કરી તેનો અમલ કરવાની પ્રતિજ્ઞા કરતા હોત, તો આજની શોચનીય સ્થિતિમાં આપણે ન હોત. શ્રીકૃષ્ણે જે આદર્શ આપણી આગળ, પૃથ્વીની આગળ, રાખ્યો છે તે પ્રમાણે ચાલવામાં કશી અડચણ ન પડવી જોઈએ. એમણે આખી જિંદગી લોકસેવા કરી, લોકનું દાસત્વ કર્યું. ચાહત તો તેઓ સરદાર બની શક્યા હોત, પણ ઠકુરાઈ ભૂલીને તેમણે તો સારથી બનવાનું પસંદ કર્યું. એમનો આખો જન્મ એક કર્મની ગીતા છે. જગતમાં એમણે ભલા ભૂપની પરવા ન કરી. અભિમાની દુર્યોધનના મેવા તજી વિદુરની ભાજી પસંદ કરી. બાળપણથી તે ગોસેવક હતા, એટલે તેમને ગોપાળ કહીએ છીએ. પણ એમનું નામ લેનારા આપણે મિથ્યાચારી બની બેઠા છીએ. ગોસેવા આપણે જાણતા નથી, ગાય અને ગોવંશને આપણે કષ્ટ આપીએ છીએ, આદિ કર્ણાટક જેવા હિન્દુનો દાવો કરનાર ગોવધ કરતાં અને ગોમાંસ ખાતા અચકાતા નથી ખાતા. આપણા ઢોરોની એટલી કંગાળ સ્થિતિ કરી મૂકાઈ છે કે આપણા બાળકોને જોઈતું દૂધ નથી મળતું, માંદાને દૂધ નથી મળતું. શ્રીકૃષ્ણના કાળમાં ગોપાલન હતું એટલે દૂધ માખણનો તોટો નહોતો.

**"આ યુગમાં રેંટિયો જ એક આપણું સુદર્શનચક્ર થઈ શકે છે."**

શ્રીકૃષ્ણમાં આળસ નહોતું. તેઓ આઠે પહોર જાગ્રત, અહર્નિશ કાર્ય કરનારા હતા. આપણે આજે આળસુ અને પ્રમાદી બન્યા છીએ. જો આપણે તંદ્રા ન તજીએ તો શ્રીકૃષ્ણનું નામ લેવું નિરર્થક છે. ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે ભક્તિનો માર્ગ બતાવ્યો છે, તેમાં કહ્યું છે કે મારે નિમિત્તે કર્મ કર. લોકમાન્યે સ્પષ્ટ કર્યું છે કે ભક્ત અને જ્ઞાની બનવા માગીએ તો કર્મ જ એક માર્ગ છે. પરંતુ ભગવાને બતાવ્યું છે કે એ કર્મ સ્વાર્થને વશ નહીં, પણ પારમાર્થિક હોવું જોઈએ. સ્વાર્થને માટે થતું કર્મમાત્ર બંધન રૂપ છે. યજ્ઞાર્થે થતું કર્મ બંધનમુક્ત કરનારું છે. એવું કયું કર્મ હોઈ શકે કે જે હું કરું, તમે કરો, બાળક કરે, બાળા કરે, હિન્દુ કરે, મુસલમાન કરે, અને છતાં જે પારમાર્થિક હોય? મેં બતાવવાનો પ્રયત્ન કર્યો છે કે કળિયુગમાં આવો યજ્ઞ રેંટિયાથી જ થઈ શકે છે. આ યુગમાં એ જ એક આપણું સુદર્શન ચક્ર થઈ શકે છે, કારણ એ દ્વારા આપણે કર્તવ્યશીલ થઈ શકીએ, ભગવાનનું નામ લઈ શકીએ અને પરમાર્થ કરી શકીએ.

## જો આપણે તણ્ડા ન તજીએ તો શ્રીકૃષ્ણનુ નામ લેવુ નિરર્થક છે

તમે આ યજ્ઞમા જેટનો હિસ્સો આપી શકો તેટનો આપો. ભગવાને પોતાની કૃતિમા અને ગીતાજીમા બતા યુ છે કે ભક્ત બનવુ હોય તો આપણે બ્રાહ્મણ અને ભગી વિષે સમબુદ્ધિ ગખવી જોઇએ. જો આ વાત સાચી હોય તો હિન્દુ ધર્મમા અસ્પૃશ્યતા ન જ હોઈ શકે તમે જેઓ અસ્પૃશ્યતાને સઘરી રહ્યા છો તેઓ, પણ આજની પુણ્યતિથિએ એ વાત ભૂલી જઇ અસ્પૃશ્યોની સવાની પ્રતિજ્ઞા કરો જે મનુષ્ય કૃષ્ણનુ શરણ લે છે ભગવદ્ગીતાને પોતાનો માન્ય ગ્રથ સમજે છે તેની પાસે હિ ૦ મુસલમાન વગરે ભેદ નથી રહેતો નથી રહેવા જોઈતા માણસ કોઈ પણ ભાવથી ઇશ્વરની પૂજા કરે છે તે કૃષ્ણને પહોંચે છે આ ભક્તિમાર્ગ કર્મમાર્ગ, પ્રેમમાર્ગમા કોઈ પણ મનુષ્યના દ્વેષને સ્થાન નથી હોઇ શકતુ

* * * *

[અનુસધાન પૃ ૧૬૨ થી ચાલુ]

નદબાબુનો એકે એક શબ્દ ગીતાનો આધાર લેતો હોય એમ લાગ્યુ મારી ભૂલા ચૈવી, કઠસ્થ ગીતા નદબાબુ યાદ કરાવતા હોય એવો ભાસ થયો અને જીભ પરથી ગળાની નીચે ઉતરતી હોય એમ તે ક્ષણે અનુભવ્યુ જેમ જીભ પર ગળપણ મૂકીએ ને ખાવાને મન કેવુ તલપાપડ થાય છે! કેવો જીભમા રસ છૂટે છે! તેમ નદબાબુ ગીતા હૃદયમા ઉતારવા માટે કઈક ગળપણ કેમ મૂકતા ન હોય એમ લાગ્યુ

નદબાબુ તો શાતિથી નીરવ પગલે આટલુ કહીને ચાલ્યા ગયા પણ મારે માટે નવી વસ્તુ નવો આનદ, નવુ જીવન મૂકતા ગયા

આમ ગીતાજીના ઝાખા દર્શન મને બગાળના દૂર એક જગલમા થયા પણ આ ઝાખીમા આશ્રમના યમનિયમાદિનો અને શાતિનિકેતનના સૌદર્યનો કેટલો હિસ્સો હશે એ કોઈક વાર એકલો બેઠો શાતિથી વિચારુ છુ ત્યારે આ બન્ને વિશ્વ વિભૂતિઓ આખ સામે તાદૃશ થાય છે મારુ મસ્તક પૂજ્યભાવથી તેઓના તરફ ઢળે છે, અને સહેજે હુ બોલી ઊઠુ છુ

> ત્વમેવ માતા ચ પિતા ત્વમેવ ત્વમેવ બધુશ્ચ સખા ત્વમેવ ।
> ત્વમેવ વિદ્યા દ્રવિણ ત્વમેવ ત્વમેવ સર્વ મમ દેવદેવ ॥

# ભગવાન શ્રીકૃષ્ણ

શ્રી મુકુલભાઇ

..નપણના દિવસોનુ સ્મરણ થાય છે ત્યારે બાળમુકુંદનુ સ્નેહાચ્છાદિત તોફાન આંખ સમીપ આવ્યા વિના રહેતુ નથી. યશોદામૈયા ઘરમાં નિરાંતે બેઠાં બેઠા દહીં વલોવતા હોય ત્યાં તો બહાર સાદ પડે છે :



'જશોદા તારા કાનુડાને સાદ કરીને વાર રે,
આવડી ધૂમ મચાવે વ્રજમાં નહીં કોઇ પુછનાર રે.
ગોરસ ઢોળ્યું માખણ ચોર્યું ઉધારીને બાર રે'

પણ યશોદામૈયા તો આ ગોપીઓની ફરિયાદ સાંભળીને વિચારમા જ પડે છે. એ કહે છે.

'મારો કહાનજી ઘરમાં હતો, ક્યારે દીઠો બહાર રે?
દહીં માખણનાં માટ ભર્યા છે ચાખે નહીં લગાર રે.'

પણ કનૈયાની મસ્તીની યશોદામૈયાને ક્યાંથી જાણ થાય! કનૈયો તો ગોવાળો સાથે ગાયો ચરાવવા ઊપડી જાય અને પોતાની બંસરીના સુમધુર, મુગ્ધ સાદથી ગોપીઓને ઘેલી કરે બંસરીનુ ગુંજન શરૂ થાય કે ગાયો કૃષ્ણ ભણી દોડતી જાય, ગોપીઓ દહી વલોવવાનુ" રાંધવાનું, પાણી ભરવાનું, વગેરે છોડી કૃષ્ણ-ઘેલી બની બંસરીના સાદની દિશામા પગલાં માડે, ગોવાળો પણ કૃષ્ણની આસપાસ વીંટળાઈ વળે.' આ બધું હું નાનો હતો ત્યારે સાંભળતો ત્યારે અંતરમાંથી જાણે વેણુનો સાદ નીકળતો હોય એમ ઘડીભર થતું.

ભગવાન શ્રીકૃષ્ણના માતાપિતાનાં નામ દેવકી અને વસુદેવ હતાં. દેવકી એ મથુરાનો રાજા ઉગ્રસેનની ભત્રીજી હતી. ઉગ્રસેનનો પુત્ર કંસ ઘણો ક્રુર હતો અને પ્રજાને રંજાડતો હતો. કંસે એક વાર આકાશવાણી સાંભળી : 'દેવકીનો આઠમો પુત્ર તારો નાશ કરશે.' કંસ તો મનમા ગભરાયો. તેણે તરત જ દેવકી વસુદેવને જેલમાં પૂર્યાં. ત્યાં દેવકીને સાત પુત્રો જન્મ્યા તેનો ક્રમે સંહાર કર્યો. દેવકીને આઠમી વાર ગર્ભ રહ્યો. આ બાળકને મારવા કંસ તલપી રહ્યો હતો. આઠમે મહિને જ દેવકીને પ્રસવવેદના શરૂ થઈ. શ્રાવણ વદી આઠમની મેઘલી રાત હતી. મધરાત થઈ બહાર ધોધ

એવી રીતે જ્ઞાન, ભક્તિ અને સેવાની ત્રિવેણીસંગમમાં તેમણે સ્નાન કર્યું અને એમનું જીવન એક પુણ્ય-તીર્થ સમાન બની ગયું.

હૈદરાબાદ સિંધમાં પાછા ફર્યા પછી તેમણે પોતાનું જીવન સમાજસેવાર્થે અર્પણ કરી દીધું. છોકરાઓ અને છોકરીઓ માટે જુદી જુદી નિશાળો ખોલી. વળી જેમાં વિવાહિત બહેનો અને ખાસ કરીને વિધવાઓ કોઈક ઉદ્યોગ શીખીને પોતાનું ગુજરાન ચલાવી શકે એ અર્થે બહેનોની એક શાળા શરૂ કરી. શહેરની ગલીઓમાં ફરી ફરીને લોકોને સફાઈ રાખતા શીખવ્યું. દારૂ અને જુગાર જેવાં વ્યસનોના ભોગ બનેલાં ભાઈઓ અને બહેનોને નીતિને માર્ગે દોર્યા. શહેરમાં, ખાસ કરીને શિક્ષિત-વર્ગમાં ધર્મના સંસ્કાર આરોપવા માટે તેમણે નવવિધાનની એક શાખા સ્થાપી. ત્યાં દર રવિવારે જ્ઞાન, ધ્યાન અને બ્રહ્મ સંગીતની ધુન જામતી શહેરમાં જુદી જુદી જગ્યાએ પ્રભુનામનું કીર્તન થતું. આવી રીતે સાધુ હીરાનંદે સમાજની સર્વાંગી સેવા કરી અને એમનું જીવન સુધન્ય થયું. "સાધુ"નો ઈલિકાબ લોકોએ લાગણીવશ થઈ એમને આપેલો પરંતુ જ્યારે કોઈ પણ માણસ એમને "સાધુ" કહી સંબોધન કરે તો એમની આંખમાં આંસુ આવી જતાં અને તેઓ ઘણી નમ્રતાથી કહેતા, "ભાઈ, હું સાધુ નથી. મોટો પાપી છું. પ્રભુનામનું સ્મરણ કરી કરીને અને લોકોની સેવા કરી કરીને હું મારા પાપ ધોઉં છું, તેથી એક દિવસ શુદ્ધ થઈ પ્રભુનાં ચરણ પાસે બેસવાને લાયક બની શકું."

## "ગીતાજી કંઠસ્થ કરો"

"જિજ્ઞાસુ"

એક છોકરી હતી, તેને કોઈ સતપુરુષ પાસે સાંભળ્યું હશે કે ગીતાજી એક સર્વોત્તમ ગ્રંથ છે માટે તેનું પારાયણ કરવું. તે બાળાને આ વાત ગળે ઉતરી ગઈ. હમ્રેશ સવારે નિત્યકર્મ કરી ગીતાજીનું પારાયણ કરવા માંડ્યું. તે માત્ર શબ્દો જ વાંચતા જાણતી હતી, અર્થ નહોતી સમજતી. એક દિવસે તે પારાયણ કરી રહી હતી ત્યાં જ એક મહાત્મા તેના ઘર પાસેથી પસાર થતા હતા. તેને કાને બાળાનો અવાજ ગયો. તેઓ તેની પાસે ગયા અને પૂછ્યું: "બહેન, તું પારાયણ કરે છે પણ તેનો અર્થ સમજે છે કે નહિ?" તે બાળાએ સરળતાથી જવાબ આપ્યો: "મહારાજ, શબ્દો વાંચતાંજ આવડે છે, અર્થ નથી સમજાતો પણ મને શ્રદ્ધા છે કે મને એવા કોઈ પવિત્ર માણસ જરૂર મળશે કે મને તેઓ અર્થ સમજાવશે." મહાત્મા તેના જવાબથી પ્રસન્ન થયા અને તેને ગીતાજી સમજાવવા માંડી. બાળા મુમુક્ષુ હતી એટલે ઝડપથી સમજવા લાગી, પછી તેનો ગુઢાર્થ પણ પૂછવા લાગી. આમ તે બાળાનું જ્ઞાન વધવા લાગ્યું. આ પવિત્ર ગ્રંથ બાળા સમજતી ન હતી, છતાં ભક્તિ-ભાવથી પારાયણ કર્યું, અને તેના જ્ઞાનની વૃદ્ધિ થઈ. જો તે પારાયણ ન કરતી હોત તો તેની પાસે કોણ સંતપુરુષ આવત!

બાપુ પણ કહેતા ને કે ગીતાજી કંઠસ્થ કરો, તેઓનો ઉદ્દેશ પણ ઉપરની વાર્તા પ્રમાણે હોય તો શું ખબર પડે! તે પવિત્ર ગ્રંથના શબ્દો ઉચ્ચારના વાતાવરણ શુદ્ધ બને છે. અર્થ સમજતા અંતર શુદ્ધ બને છે અને ગુઢાર્થ સમજતા ઇશ્વરમાં તન્મય બનાય છે.બાપુ તેના સાક્ષી હતા.

* * * *

"બાપુ-મહાદેવપ્રસાદ"—આ વખતની આ છબી શ્રી. તનુભાઈના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીના તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણા રોજિંદા જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમા અંક ન મળે તો ટપાલમા તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માના સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે

લવાજમ—

દેશમા – રૂપિયા ૭
પરદેશમા – બાર શિલિંગ

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે. મુંબઈ–૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામા લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમા પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યા આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂપડાંઓ હશે. ત્યા બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે ત્યા એ વાટે જ કેળવણી અપાશે ત્યાંનુ વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમા સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારના મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરબુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે

માર વરસાદ વરસી રહ્યો હતો ત્યા તો ભગવાન શ્રીકૃષ્ણનો જન્મ થયો દેવકી વસુદેવને બ઼ુ ચિંતા થવા લાગી પણ આવી ધોધમાર વરસાદ વરસાવતી ઘનઘોર મધ્યરાત્રિનો લાભ લઈ વસુદેવ બાળમુકુંદને જેલમાથી બહાર લઈ નંદના ગોકુળમા એ ગયા અને ત્યા નંદને મળી એની પુત્રીના બદલામા પુત્ર સોપી એ મથુરા આવ્યા આ આખુ દૃશ્ય નાનપણમા શ્રીમદ્ ભાગ-વતની કથા સાભળતા આખ સામે આવતુ તે આજે પણ તરી આવે છે ! કેટલો ભવ્ય એ પ્રસંગ !

શ્રીકૃષ્ણનુ બાળપણુ મુગ્ધ તોફાનમા પૂરુ થયુ શ્રીકૃષ્ણ અને વસુદેવના બીજા પત્ની રોહિણીના પુત્ર બળદેવના ૧૭ ૧૮ વર્ષ ગોકુળમા વીત્યા ત્યા એણે રાક્ષસી માયામા રૂપ ધારી આવતા રાક્ષસો અને રાક્ષસીઓનો સહાર કર્યો છેવટે મથુરામા જઇ કંસનો વધ કર્યો

ત્યારપછી શ્રીકૃષ્ણના જીવનની બીજી બાજુ આપણને મહાભારતમા દૃષ્ટિએ પડે છે પાડવોના સાથી શ્રીકૃષ્ણ રાજનીતિજ્ઞ, કાર્યવિચક્ષણ, આર્ષદૃષ્ટા, વિવેકાવિવેકની તીવ્ર બુદ્ધિ વાળા અને 'યતો ધર્મ તતો જય ' એ સૂત્રની સાર્થકતા કરી બતાવતા નજરે પડે છે પણ 'કુરુક્ષેત્રે ધર્મક્ષેત્રે' ભગવાન શ્રીકૃષ્ણના ગીતાકાર તરીકે જે ઉદાત્ત અને ભવ્ય દર્શન થાય છે એ તો આપણા આત્મામા એકરસ બની જાય છે યુદ્ધક્ષેત્ર પર પોતાના જ જ્ઞાતિ બધુઓનો સગાસબધીઓનો મોટો સમુદાય જોઇ અર્જુનમા આસક્તિજન્ય મોહ ઉદ્ભવે છે આ મોહને નિવારવા અર્થે ભગવાન શ્રીકૃષ્ણ અર્જુનને ગીતા સભળાવે છે ખરેખર માનવજીવનમા ગીતાનુ સ્થાન બહુ ઉચ્ચ છે ભગવાન શંકરાચાર્ય, ભગવાન જ્ઞાનેશ્વરથી માડીને સ્વામી વિવેકાનંદ, મહર્ષિ દ્વિજેન્દ્રનાથ, લોકમાન્ય તિલક, પંડિત માલવિયાજી, મહાત્મા ગાધીજી સુધી સૌની ગીતામૈયાએ ભીડ ભાગી છે અરે, પશ્ચિમના વિદ્વાનો–થૉરો, એમર્સન, એફ એચ મૉયેમ, એફ ટી બ્રુકસ, વિલ્હેમ ફોન હુમ્બોલ્ટ જેવા તત્વજ્ઞોએ ગીતામાથી પ્રેરણા પ્રાપ્ત કરી છે

બાપુજી કહેતા હતા "જ્યારે જ્યારે હુ બહુ ભારે ભીડમા ઘેરાઈ જાઉ છુ, ત્યારે ત્યારે હુ ગીતામાતા પાસે દોડી જાઉ છુ અને એમાથી મારુ સમાધાન ન થયુ હોય એવુ કદી બન્યુ નથી "

ગીતાના ગાનાર શ્રીકૃષ્ણ વિશે બાણશય્યા પર પોઢેલા ભીષ્મપિતામહના ઉદ્ગારો મનનીય છે યુધિષ્ઠિર ભીષ્મને કહે છે, 'પિતામહ, શ્રીકૃષ્ણ પ્રત્યેનો આપનો સદ્ભાવ હુ જાણુ છુ ' ભીષ્મ વચ્ચે તરત જ બોલી ઊઠ્યા, અરે, સદ્ભાવ નહી, પૂજ્યભાવ–ભક્તિભાવ તમે લોકો શ્રીકૃષ્ણને ઓળખતા નથી એ તો યુગપુરુષ છે બીજા કોઈ જમાનામા એ અવતર્યા હોત તો લોકો એમને ઈશ્વરના અવતાર તરીકે પૂજત આવા મહાયુગપુરુષને ઓળખવા માટે તો તપશ્ચર્યા કરી જાતે પવિત્ર થવુ જોઇએ '

શ્રીકૃષ્ણ તો છે આપણા ભક્તિભાવનો ભૂખ્યો અનન્યપણે એની સાથે આપણે પ્રેમ બાધીએ તો તે આપણી ખામી જોવા બેસતો નથી ભગવાન પણ એમ જ કહે છે

પત્ર પુષ્પ ફલ તોય યો મે ભક્ત્યા પ્રયચ્છતિ ।
તદહ ભક્ત્યુપહૃતમશ્નામિ પ્રયતાત્મન ॥

(પત્ર પુષ્પ ફળ તોય જે અર્પે ભક્તિથી ને અર્પુ ઉમગથી તે હુ આરોગુ યતનવાનનુ)

ભગવાન શ્રીકૃષ્ણનુ આમ સ્મરણ કરતા કરતા નાનપણના ને અત્યારે અવારનવાર જે શ્લોકનુ સ્મરણ થતુ રહ્યુ છે એનુ સ્પદન હૃદયવીણા પર જાગી ઊઠે છે

મૂક કરોતિ વાચાલ પગુ લઘયતે ગિરિમ્ ।
યત્કૃપા તમહ વદે પરમાનદ માધવમ્ ॥




[સંતોનું જીવન પારસમણિ જેવું છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને સંતનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે. એથી જ આપણા દેશમાં સત્સંગને સાધનાનું એક મુખ્ય અંગ ગણવામાં આવ્યું છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઈને કોઈ સંતના જીવનની રૂપ-રેખા આપવાનું ઉચિત ગણ્યું છે.]

# સાધુ હીરાનંદ

"અભ્યાસી"

સાધુ-જીવનનો સાચો આદર્શ અને એનું ધ્યેય માનવજાતિની નિષ્કામ સેવા છે. એ સેવા એને પ્રભુ અથવા સત્યની શોધમાં ઘણી ઉપયોગી નીવડે છે, કારણ કે બીજાની સેવા કરતાં કરતાં એનો પોતાનો અહમ્ ધીમે ધીમે ક્ષય પામે છે અને અહમ્‌નો નાશ એ માણસને પ્રભુ-પ્રેમનો પારસમણિ મળ્યો છે એનું એક પ્રમાણ છે. પોતાનું સંકીર્ણ વ્યક્તિત્વ સમષ્ટિમાં ભળી જાય છે, જેમ નદી સાગરમાં ભળે છે. એ સમષ્ટિનું નામ પ્રભુ છે એમ તે માને છે.

એવા સાધુ-જીવનની છાયા હૈદરાબાદ સિંધના સાધુ હીરાનંદના જીવનમાં પ્રત્યક્ષ જોવા મળે છે, જો કે તેમણે ભરજુવાનીમાં જ દેહત્યાગ કર્યો હતો. તેમનો જન્મ ગઈ શતાબ્દીના ઉત્તરાર્ધમાં થયો હતો. તેમના પિતાશ્રી સારી સ્થિતિના અને ઊંચો હોદ્દો ધરાવતા હતા. તે વખતના રીતરિવાજ પ્રમાણે મોજશોખના શોખીન હતા. ખાસ કરીને એમને સંગીત વધારે પ્રિય હતું. સિંધી અને ફારસી સાહિત્યમાં પણ એમનો સારો રસ હતો. એવા સંસ્કારપૂર્ણ વાતાવરણમાં હીરાનંદનો જન્મ થયો. શાળા અને કૉલેજમાં શિક્ષણ મેળવી તેઓ બંગાળની એક મેડિકલ કૉલેજમાં દાખલ થયા, કેમકે જ્યારે તેઓ શાળામાં ભણતા હતા ત્યારે એમણે એવો નિશ્ચય કર્યો હતો કે પોતે ડાક્ટર બનશે, જેથી જગતના દુઃખનો ભાર લેશમાત્ર પણ ઓછો કરવામાં તેઓ ઉપયોગી થઈ પડશે. પરંતુ આ નિર્ણયની પાછળ એક બીજું કારણ લાગે છે. નાનપણમાં સાંજે જ્યારે બીજા વિદ્યાર્થીઓ રમવા જતા ત્યારે તેઓ એકલા ગરીબ લોકોની વસતીમાં જતા. તેથી ગરીબોનાં દુઃખ કેવાં હોય એની તેમને સારી પેઠે માહિતી હતી. આ જ્ઞાનનું એક બીજું પણ ફળ મળ્યું. તેમણે સાદાઈમાં રહેવા માંડ્યું. "મોટા બનવું, મોટા પદના, બાકી સબ પકત સેવા કરના" એ એમના જીવનનો મંત્ર હતો.

કલકત્તામાં તેઓ બ્રહ્મ સમાજની નૂતન શાખા—નવવિધાન—ના સ્થાપક અને નેતા શ્રી કેશવચંદ્ર સેનના સમાગમમાં આવ્યા. એનું પરિણામ એ આવ્યું કે તેમના જીવનમાં ભક્તિ-પ્રેમનો સંચાર થયો.

ઇદં તે નાતપસ્કાય નાભક્તાય કદાચન ।
ન ચાશુશ્રૂષવે વાચ્યં ન ચ માં યોઽભ્યસૂયતિ ॥

જે તપસ્વી નથી, જે ભક્ત નથી, જે સાંભળવા ઈચ્છતો નથી, અને જે મારો દ્વેષ કરે છે તેને આ (જ્ઞાન) તું કદી ન કહેજે.—ગીતા૦




ય ઇદં પરમં ગુહ્યં મદ્ભક્તેષ્વભિધાસ્યતિ ।
ભક્તિં મયિ પરાં કૃત્વા મામેવૈષ્યત્યસંશયમ્ ॥

પણ આ પરમ ગુહ્ય જ્ઞાન જે મારા ભક્તોને આપશે તે મા પરમ ભક્તિ કરવાથી નિઃશંક મને પામશે. —ગીતા



# બાપુ-ચિત્રાવલી

## બાપુના જન્મદિને બહાર પડેલો સુંદર ચિત્રસંપુટ.

આ સુંદર ચિત્રાવલી તમે મેળવી?

દરેક ગ્રાહકને પોતાની નકલ બે રૂપિયા સાત આના મનીઓર્ડરથી મોકલાવી મંગાવી લેવા વિનંતિ છે. વી.પી.થી મોકલીએ તો વધારે ખર્ચ થાય અને મોકલતા ઘણો વિલંબ થાય એટલે સહુ મ. ઓ.થી જ પૈસા મોકલી ચિત્રાવલી મેળવવાની ગણત્રી રાખે. થોડી જ નકલો છપાવી છે એટલે જે મિત્રોને બાપુની સુંદર અને લાક્ષણિક છબીઓનો શોખ હોય તે ઢીલ ન કરે.

બાપુ-ચિત્રાવલી કિં. ૨—૦—૦ (પોસ્ટેજ) ૦—૭—૦

[ આલ્બમની સાઈઝ ૯॥"×૧૩॥" ]

ગ્રાહક નંબર અવશ્ય જણાવો.

પરદેશના ગ્રાહકોને પોસ્ટેજ સાથે ૬ શિલિંગ પોસ્ટલ ઓર્ડરથી મોકલવા વિનંતિ છે.

'પ્યારાબાપુ' કાર્યાલય. 'રૂપાયતન' રૂપ, નહેરૂ રોડ, વિલે-પારલા, મુંબઈ.





# આશ્રમનાં ભજનો

મેરો મન સકલ સુખોંકો ધાવે, કોઇ સુખ હાથ ન આવે. મેરો૦
સેમરકી સેવા કર જૈસે, સુવા બૈઠ પછતાવે. મેરો૦
સાચો સુખ દુઃખકી ભીતર હૈ, કૌન ઇસે સમઝાવે. મેરો૦

આજ એક, કાલ બીજા, ને પરમદિવસ ત્રીજા એમ એક પછી એક અનેક સુખ સારુ મારું મન હડકાયા કૂતરાની ઘોડે વલખાં માર્યા કરે છે, પણ તલભાર સુખ પણ મારે હાથ આવતું નથી, અને શાલ્મલી( શેમળા )ના ઝાડ ઉપર ફળની આશાએ બેસનારા પોપટને થાય એમ મને પસ્તાવો થાય છે. મારા મૂરખ મનને કોક આ વાત સમઝાવે તો કેવું સારું કે ખરું સુખ તો દુઃખના અંતરમાં રહેલું છે !

સહે વિના દુઃખ દેહકે, સુખ જગ લહે ન કોય; કાટે પૈ કદલી ફરે, સિંચે ફરે ન કોય.

'દુઃખ ખમ્યા વિના કોઇ સુખ પામતું નથી. કેળને કાપે છે તો તે ફળે છે, પાણી પાયે જ ફળતી નથી.'

દુઃખ દારૂ, સુખ રોગ ભયા—નાનક. ('સુખ રોગ છે, ને દુઃખ ઓસડ છે.')

"જેને ભગવાન્ શિક્ષા કરે છે તે માણસને ધન્ય છે, કારણ એ જ ઘા કરે છે, ને એ જ પાટા બાંધે છે તથા ઘા રૂઝવે છે." (અયુબ ૫–૧૭, ૧૮)

ચિરં જીવન્તિ નિઃસ્નેહા પૃથિવ્યાં વાલુકાદયઃ। સસ્નેહા અત્ર પીડ્યન્તે કેવલં તિલસર્ષપાઃ॥

"સ્નેહ(તેલ, પ્રેમ) વિનાનાં રેતી વગેરે ઘણું જીવે છે. સ્નેહવાળા કેવળ તલ–સરસવ જ પીલાય છે."

સુખકે માથે સિલ (શિલા) પરો હરિ હૃદયસે જાય; બલિહારી હૈ દુઃખકી, પલ પલ રામ રટાય-કબીર
દુઃખકે ભીતર મુક્તિ હૈ, સુખમેં નરક નિદાન-પલ્ટુ

દુઃખિતે મનસિ ભક્તિર્દુઃખિતે સત્સમાગમઃ। દુઃખિને ઽનુભવઃ સર્વસ્તસ્માત્તત્સુખતોઽધિકમ્॥

'ભક્તિ, સત્સંગ, સર્વ અનુભવ દુઃખીને જ થાય છે, એટલે દુઃખ સુખથી અધિકું છે.'

વિપદઃ સન્તુ નઃ શશ્વદ્ યાસુ સંકીર્ત્યતે હરિઃ॥

'આપણને વિપત્તિ સદાય હો, જેને લીધે આપણને રામનામ લેવાનું સૂઝે.'

"જેને ભગવાન્ ચાહે છે તેને એ શિક્ષા કરે છે"–નીતિવચન ૩–૧૨. દે. વા.




# ગીતામાં રેંટિયો

ગાંધીજી.

"જે યજ્ઞ કર્યા વિના જમે છે તે ચોરી કરે છે."

યજ્ઞાર્થાત્કર્મણોઽન્યત્ર લોકોઽયં કર્મબન્ધનઃ ।
તદર્થં કર્મ કૌન્તેય મુક્તસઙ્ગઃ સમાચર ॥

યજ્ઞાર્થે કરેલાં કર્મ સિવાયનાં કર્મથી આ લોકમાં બંધન પેદા થાય છે. તેથી હે કૌન્તેય તું રાગરહિત થઈને યજ્ઞાર્થે કર્મ કર.

ઇષ્ટાન્ભોગાન્હિ વો દેવા દાસ્યન્તે યજ્ઞભાવિતાઃ ।
તૈર્દત્તાનપ્રદાયૈભ્યો યો ભુંક્તે સ્તેન એવ સઃ ॥

યજ્ઞ વડે સંતુષ્ટ થયેલ દેવો તમને ઇચ્છિત ભોગ આપશે. તેમને વળતર આપ્યા વિના તેમણે આપેલું જે ભોગવશે તે અવશ્ય ચોર છે.

"બધાંએ લોકકલ્યાણ અર્થે મજૂરી તો કરવીજ જોઈએ."

હું તો ગીતાજીમાં પણ રેંટિયો જોઉં છું. તેના આધાર રૂપે મેં ત્રીજા અધ્યાયના કેટલાક પ્રખ્યાત શ્લોકો ટાંક્યા છે. એ હું જાણું છું કે મેં જે અર્થ કર્યો છે તે ગીતાજીની ટીકાઓના અક્ષરમાં જોવામાં નહિ આવે. છતાં એ અર્થ હું આજે નથી કરતો, પણ લગભગ ૧૯૦૯ની સાલથી કરતો આવ્યો છું. એ શ્લોકોનો ભાવાર્થ એ છે કે જે યજ્ઞ કર્યા વિના જમે છે તે ચોરી કરે છે. આમાં યજ્ઞનો અર્થ આપણે સમજીએ તો મેં કરેલો અર્થ કબૂલ કરવામાં અડચણ ન જ આવે. યજ્ઞથી પર્જન્ય થાય છે, એનો સીધો અર્થ તો એ જ છે કે માણસ મજૂરી કરે તો ઝાડ ઊગે ને ઝાડ ઊગે તો વરસાદ આવે. લોકકલ્યાણ અર્થે કરેલી શારીરિક મજૂરી એ જ ખરો યજ્ઞ. પશુનો કે કૂળાદિનો પણ ભોગ આપીને કરેલો હોય તે શુદ્ધ યજ્ઞ તો નથી જ. આવો સાર્વજનિક યજ્ઞ એક તો ખેતી છે પોતાની મહેનતથી થયેલા પાકમાંથી ખેડૂત થોડું જ ખાય છે. તેની મુખ્ય મહેનત જાણ્યે અજાણ્યે પણ લોકસંગ્રહ સારુ છે. એ મહેનત બધાથી ન જ થઈ શકે. તેને સારુ શરીર મજબૂત અને ટાઢ તડકામાં કામ કરતાં કસાયેલાં હોવાં જોઈએ. પણ રેંટિયો તો બધા ચલાવે. રેંટિયામાંથી માણસ ભલે પોતાનું ભરણપોષણ ન કરી શકે પણ પ્રજાનું તો કરી શકે, એ સરસ શબ્દોમાં દાક્તર રૉય જેવા શાસ્ત્રીએ પણ બતાવી આપ્યું. અને જ્યારે હિન્દુસ્તાન પાયમાલ થવાની અણીએ આવેલું છે ત્યારે

જે વડે દેશ ઠેકાણે આવી શકે તે રેંટિયો જ છે અને તેથી તે ખરો યજ્ઞ છે. "આવા પ્રવર્તિત ચક્રને જે નથી અનુસરતો તે ખાલી પોતાના વિષયોને જ સારુ, એટલે ફોકટ જીવે છે." એ ચક્ર અત્યારે તો રેંટિયો જ છે જ્યારે એ શ્લોક લખાયો ત્યારે ભલે રેંટિયાનુ ધ્યાન એ મહાકવિ અને ઋષિના મનમાં ન હોય, પણ કવિઓ અનન્ત કાળને સારુ લખે છે ને તેમના કાવ્યોમા તેઓએ ન કલ્પેલા એવા અર્થો સિદ્ધ થઇ શકે છે એ કાવ્યની પૂર્ણતા અને ખૂબી છે સિદ્ધાત રૂપે એવા વાકયો અવિચળ હોય છે. તેનાં ફળો અનેક છે. અને મારો એવો નમ્ર મત છે કે અમૂલ્ય અમૃતવચનોમાંથી આપણને અનેક સુંદર ફળો ઉતારવાનો અધિકાર છે. કવિ ને કિંકર. માલિક ને મજૂર, શેઠ ને નોકર, શેઠાણી અને દાસી બધાંએ લોકકલ્યાણ અર્થે મજૂરી તો કરવી જ જોઇએ. કરોડપતિ ભલે પોતાને સારુ મજૂરી ન કરે, રેટિયો ન ચલાવે. પણ તેણે દેશને અર્થે, લોકને અર્થે તો રેટિયો ચલાવ્યે જ છૂટકો. નહિ તો ગીતા વાકય પ્રમાણે તે ફોકટ જીવે છે.

— ગાંધીજી.

* * * * *

"રેટિયો એક એવી શાન્તિમય ક્રિયા છે કે આપણા હાથને સૂતરની સાથે મેળવી દેતાં આપણા હૃદયને આપણે ઇશ્વરના નામ સાથે જોડી શકીએ છીએ."

આપણે જ્યાં સુધી પરદેશી વસ્ત્ર પહેરીએ ત્યાં સુધી હિન્દુસ્તાનમાં રહી ઇશ્વરનું—ખુદાનું નામ લેવા લાયક નથી બનતા એવી મારી માન્યતા છે. એક માણસ બીજાના ગળા ઉપર છરી ફેરવતો રામનામ લે તો રામને લજવે તેમ જ એક હિન્દી બીજા હિન્દીના હાથમા સૂતરથી વણાયેલા કપડાનો ત્યાગ કરી સેંકડો ગાઉ દૂરથી પોતાનાં કપડાં મંગાવી પોતાના ભાઈના ગળા પર છરી ફેરવ્યા જેવું કરે છે તે પણ ઇશ્વર-નામ લેવાને લાયક નથી. મેં આ પ્રસંગમાં રેંટિયાનું મહત્ત્વ તો બતાવ્યું છે. રેંટિયો એક એવી શાન્તિમય ક્રિયા છે કે આપણા હાથને સૂતરની સાથે મેળવી દેતાં આપણા હૃદયને આપણે ઈશ્વરના નામ સાથે જોડી શકીએ છીએ. ઇશ્વરભક્તિ એ પણ બ્રહ્મચર્યની જેમ સ્વદેશીની સાથે મેળવી ન દેવાય. ઈશ્વરનું નામ નહિ લેનાર પણ સ્વદેશીનું પાલન કરે તો તેટલું પામે જ, પણ કોઈ નાસ્તિક પણ જો સ્વદેશીનું પાલન કરે તો તેટલે દરજ્જે તેનું ફળ તો તે મેળવે જ ને દેશને પણ આપે. જેના મનમાં ઇશ્વરનું નામ છે, જેના હૃદયમાં ઇશ્વર વાસ કરે છે તે દેશને અને પોતાને ઘણો લાભ આપશે જ. સ્વદેશી એ આપણને ઇશ્વર ભણી લઇ જનારી તાકાત છે, કેમકે તે આપણને ઊંચે લઇ જાય છે. તેથી આપણે ઇશ્વરને ભજતા ન હોઈએ તો આપણા યુદ્ધને આપણે ધર્મયુદ્ધ ગણી ન શકીએ. એકબીજાના ધર્મની રક્ષા કરવાના હેતુથી લડનારા આપણે ઈશ્વરનું નામ તો ન જ ભૂલીએ, તેનું રટણ તો આપણા હૃદયમાં નિરંતર ચાલ્યાં જ કરવું જોઇએ. આપણા હૃદયમાં જેટલા ધબકારા થાય છે તેટલી વખત એટલે નિરંતર આપણે તેનું રટણ કરવું જ જોઇએ. એમ કરવામાં સ્વદેશી મદદગાર(?) છે, પણ બન્ને એક જાત નથી. સ્વદેશી દેહનો ધર્મ છે, ઈશ્વરસ્તવન આત્માનો ગુણ છે.

"પ્યારા બાપુ"

# સંત ફ્રાન્સિસ

અને

# ગાંધીજી

દાક્તર વેરિયર એલ્વિન

જે મહાપુરુષ પોતાના જીવનમાં સત્યના હંમેશાં નવા પ્રયોગો કરતો હોય છે તેમને વિશે કંઈ પણ લખવું બહુ કઠિન છે. પરંતુ જ્યારે મને એવી જાણ થઇ કે ગાંધીજીની જયંતી અને સંત ફ્રાન્સિસનો પર્વ પાસે પાસે આવે છે ત્યારે એ બન્ને મહાપુરુષોની તુલના કરવાની મારી ઇચ્છાને હું રોકી ન રાકચો. સ્વર્ગીય દીનબંધુ એન્ડ્રુઝે એકવાર કહ્યું હતું: "હું સહજ ભાવે કલ્પના કરી શકું છું કે ગરીબની પેઠે બહુ જ ઓછાં કપડાં પહેરતા અર્ધનગ્ન ગાંધીજી સંત ફ્રાન્સિસની પેઠે પક્ષીઓને ઉપદેશ આપી રહ્યા છે, રગતપીતિયાઓની સેવા કરી રહ્યા છે અને અનાચારી શાસકોના અત્યાચારો ગણી રહ્યા છે. જ્યારે હું મધ્યકાલીન પાર્શ્વભૂમિમાં સંત ફ્રાન્સિસનું 'ધિ લિટલ ફ્લાવર્સ' નામક પુસ્તકનું પઠન કરું છું ત્યારે હું મારી જાતને કહું છું કે આ કેટલી આશ્ચર્યજનક વાત છે કે હું સંત ફ્રાન્સિસના પ્રેમમય જીવનને ગાંધીજી અને તેના અનેક અનુયાયીઓમાં ચરિતાર્થ થતું જોઉં છું.'

સંત ફ્રાન્સિસ અને ગાંધીજીએ પોતાના જમાનામાં ઉદાર અને મહાન વિચારોનું પ્રતિપાદન કર્યું છે. બન્ને પોતપોતાના યુગના, અને આવતી પેઢીઓને પણ પ્રોત્સાહન આપવાવાળા, મહાપુરુષો છે. ગાંધીજી અને સંત ફ્રાન્સિસ પોતપોતાના જમાના કરતાં આગળ હતા. એ બન્ને મહાપુરુષો કદી વૃદ્ધ થયા નથી અને તેઓનો ઉપદેશ પોતાના જ દેશમાં અપાયેલો હોવા છતા જગતના માર્ગ ભૂલેલા આત્માઓને પથ દર્શન કરાવી રહ્યા છે સંત ફ્રાન્સિસની પેઠે ગાંધીજી પણ એવા સુયોગ્ય સમયમા અવતર્યા જ્યારે જગતને ગાંધીજીની જરૂર હતી. મિ. ક્રિસ્ટોફર ડૉસને લખ્યુ છે કે દૈવી સ્વતંત્રતાની જે ભાવનાની સોળમી સદીના જાગૃતિ-કાળમા વિશેષતા હતી તે આજના માનવીઓ વીસરી ગયા છે. અને આજેય તેમણે પ્રકૃતિના કેટલાંક તત્ત્વો પર વિજય મેળવ્યો છે તો પણ પોતાના દુર્ભાગ્ય, પોતાની વાસનાઓ, ભૌતિક પરિસ્થિતિઓની પોતાની ગુલામી અને મૃત્યુની સચ્ચાઈથી તે વધારે પરિચિત છે. યંત્રવાદને અનુલક્ષીને સ્થપાતું જીવન પશ્ચિમની સંસ્કૃતિના પતન અને તેની નિક્ષ્પ્રતાનું ઘોતક છે નોકરશાહી શાસને માનવીના વ્યક્તિત્વને નિષ્ક્રીય બનાવીને તેની સર્જનશક્તિને હણી નાખી છે. આવા યુગને માટે ફ્રાન્સિસ અને ગાંધીજીનો પ્રોત્સાહિત અને ઉદાર સંદેશ માણસોનાં દિલને અપીલ કર્યા વિના રહે નહી.

ગત યુદ્ધ પહેલાં યુરોપમાં સંત ફ્રાન્સિસના પંથના ત્રીસ હજાર કરતાં વધારે

અનુયાયીઓ હતા. એથી અતિરિક્ત, સંત ફ્રાન્સિસ સાથે સંબંધ ધરાવતા કેટલાયે નાના નાના પંથો હતા. જર્મનીમાં પણ પ્રો. હીલરે સંત ફ્રાન્સિસના સંપ્રદાયની સ્થાપના કરી હતી જે 'ફ્રાન્સિકન થર્ડ ઓર્ડર'ને નામે ઓળખાતો હતો. ફ્રાન્સમાં પણ પ્રો મોનોદે ફ્રાન્સિસના એક સંપ્રદાયની સ્થાપના કરી હતી. ઈંગ્લાંડમાં અનેક એવા વિભાગો છે જ્યાં સંત ફ્રાન્સિસના અનુયાયીઓ રહે છે. અંદર અંદરથી યુરોપનો આત્મા, આ વજૂદ વિનાનાં મહાયુદ્ધોની હિંસા અને નફરતથી કંટાળીને ઉદારતા અને પરસ્પર સમભાવ તેમજ સહાનુભૂતિને માટે તલપી રહ્યો છે. હોલીવુડનું કફન પહેરેલો એ મૃતદેહ પાશ્ચાત્ય સભ્યતાથી સડી રહ્યો છે. આજે હોલીવુડ અને સેવાગ્રામ એ બંને ઇંગ્લેંડના નિશ્ચેષ્ટ શરીર પર પોતાના કબજાનો દાવો માંડી રહ્યાં છે. જો ગાંધીજીને યુરોપના ફ્રાન્સિસ–મતવાળાઓનો સહયોગ પ્રાપ્ત થાય તો ગાંધીજીને હાથે હોલીવુડની પાશ્ચાત્ય સંસ્કૃતિની હાર નિશ્ચિત છે.

યુરોપની સર્વોચ્ચ પરંપરાનો અને એશિયાની એ નૂતન ભાવનાની સાથે, જેના ગાંધીજી પ્રતિનિધિ છે, પરસ્પર સહયોગ આ સમયે માનવતાની સૌથી મોટી જરૂર છે. જે લોકો ફ્રાન્સિસનો આદર કરે છે તેઓ ગાંધીજીનો પણ આદર કરશે. બંને માનવતાના સાચા પૂજારી છે, બંને અપરિગ્રહના ઉપદેશક છે, બંને અહિંસાની ભાવનામાં વિશ્વાસ રાખે છે, બંને કર્મયોગી છે, બંને વ્યાવહારિક સમાજવાદી છે; બંને પોતાનો દિવ્ય ખજાનો બીજાને વહેંચી દે છે, તેથી રુઢિવાદી સામ્યવાદ તેઓની પાસે ટકતો નથી. દુનિયા જે અભાગીઓ સાથે નફરત કરે છે તેમને આ બંને મહાપુરુષો ચાહે છે. સંત ફ્રાન્સિસ રગતપીતિયાને ચુંબન કરતા હતા ત્યારે ગાંધીજી હરિજનને લાવીને પોતાના પરિવારમાં દાખલ કરતા હતા. બંને ખેડૂતો પર પ્રેમ રાખતા હતા અને ખેડૂતોના જીવનને આદર્શ માનતા હતા. બંને નમ્રતાને જીવનનો આધાર માને છે. બંને વિશ્વબંધુત્વનો ઉપદેશ આપે છે. હું એ વાતની કલ્પના કરી શકું છું કે મહાત્મા ગાંધીજી ફ્રાન્સિસના યુગમાં જન્મીને હાથથી કાંતેલાં અને વણેલાં, ધૂળથી ખરડાયેલાં કપડાં પહેરીને એમ્બ્રિયનના પહાડો પર ભજન ગાતા ફરી રહ્યા છે અને હું એ વાતની પણ કલ્પના કરી શકું છું કે સંત ફ્રાન્સિસ ખાદીની લંગોટી મારીને સ્થળે સ્થળે ખાદી કેન્દ્ર ખોલીને અને હરિજનોને સમાદર અને સન્માન કરવાનો ઉપદેશ આપતા ભારતમાં ફરી રહ્યા છે.

ખરી રીતે ફ્રાન્સિસ અને ગાંધીજી એ બંનેના આત્માઓના સંયોગમાં પૂર્વ અને પશ્ચિમનો એક એવો સમન્વય રહેલો છે જેણે દુનિયાના ત્રાસિત આત્માની સામે આદર્શનો એક નવો, સુખદ અને શાંતિ – માર્ગ ખુલ્લો કર્યો છે અને કેવળ એ માર્ગ પર ચાલીને દુનિયાનું કલ્યાણ થઈ શકે એમ છે.

* * *



# ગાંધી–ગુરુ

શ્રી. ગુરુદયાલ મલ્લિક

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે. આવી વિસંવાદિતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને શી રીતે ગમે?

'ગાંધી–ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતા તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે.]

"અનન્તમાં જ પ્રભુનો સાચો સ્પર્શ માણસ અનુભવી શકે છે."

જગતમાં લગભગ બધા લોકોમાં મહાપુરુષોનો જન્મદિવસ ઉજવવાની પ્રથા છે. એટલે આ પ્રથા પાછળ કંઈક અમુક વિશેષ મુદ્દો રહેલો જ હશે, એમ કહી શકાય. એ મુદ્દો શો હોઈ શકે? આ પ્રશ્નનો વિચાર કરતાં મનમાં ઘણા વિચારો ઉત્પન્ન થાય છે. પણ અહીંયાં તો ફક્ત બે કે ત્રણ વિચારોનો જ વિચાર કરવાનું ધાર્યું છે

મનુષ્ય–જન્મ એ એક અમૂલ્ય રતન છે. એ એક દૈવી દાન છે જે માણસને કોટી વર્ષો પછી જીવનના ક્ષેત્રમાં અથવા પ્રાણના સુવિશાળ પ્રાંગણમાં મળેલું છે. એવા દુર્લભ દાનને જે સારી રીતે વાપરે છે,–મહાપુરુષો વાપરે છે તેમ–તેઓ અભિનંદનને, આદરને અને પ્રેમપૂર્વક શ્રદ્ધાપૂર્ણ સ્મરણને પાત્ર છે. શુભ કર્મ કરીને જે પ્રાણી દ્વિજ બને છે તેનો આ બીજો અને સાચો જન્મ પ્રભુના હૃદયમા થાય છે, જેવી રીતે એનો શારીરિક જન્મ એની માતાના ગર્ભમાં થાય છે. એવા મનુષ્યોનાં શુભ કર્મોનું ધ્યાન કરવાથી માણસને શુભ કર્મ કરવાની પ્રેરણા મળે છે તેથી મહાપુરુષોના જન્મદિનને પર્વનું રૂપ આપવામા આવે છે.

પણ ઘણી વાર એવા જન્મોત્સવો પ્રસંગે સામાન્ય રીતે મહાપુરુષોનાં ફક્ત ગુણગાન કરીને લોકો સંતોષ માને છે અને જે અગત્યનું છે એ વીસરી જાય છે. એનો અર્થ એ કે તેઓ મહાપુરુષોનાં શુભકર્મો ચાલુ રાખવા અથવા એવાં બીજાં શુભકર્મો કરવાની કોશિશ કરતા નથી. એનુ પરિણામ એ આવે છે કે સાધારણ લોકો ઉન્નતિને માર્ગે બહુ જ ધીમે

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઇ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનુ એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનુ ચિત્ર આવીને ખડું થતુ. એ ચિત્રમાં ઇશુની આસપાસ બાળકો ઊભા છે. ગાધીજી બાળકોની સાથે બાળક જેવા થઇ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]

"વિદ્યાર્થી જીવનમા આપને કયા ઉદ્યોગમા રસ હતો." એ પ્રશ્નના જવાબમા બાપુ લખે છે:

"વિદ્યાર્થી જીવનમા કોઈ ઉદ્યોગને વિષે કહી શકાય તો ચોપડી બાધવાનું ને સુથારી કામ ગમતું એમ કદાચ કહેવાય."




બાળકમંડળને આશીર્વાદ,

રેંટિયાને લગતા જ એટલા બધા ઉદ્યોગો છે કે તમારે બાળકોને બીજા પસંદ કરવા પણું રહેતું નથી. રેંટિયાશાસ્ત્ર સંપૂર્ણ જાણવા સારુ આટલા ઉદ્યોગોનું ઓછું વત્તું જ્ઞાન જોઇએ—ખેતી, રસાયણ, રંગરેજનું, ચિત્રકળા, સુથારી, લુહારી, વણાટ, ગૂંથણ. સીવણ, પીંજણ, લોઢામણ, ધોબીનું, જુદા જુદા દેશોના ઉદ્યોગોનો ઇતિહાસ, કોતરકામ, અંક ગણિત, ભૂમિતિ વિ. તમે પોતેજ વિચારી જો જો કે ઉપરના બધા ઉદ્યોગોનું સામાન્ય જ્ઞાન રેંટિયાશાસ્ત્રીને જોઇએ કે નહીં. મેં તો યાદ આવ્યા તે ઉદ્યોગો અને કળાઓ લખી નાખ્યા. તમે સાથે મળી વિચાર કરશો તો બીજા ઉદ્યોગો ઉમેરી શકશો. નવા મળી આવે તો મને લખજો. આ પત્ર સાંચવશો એમ માનું છું.

"આપની સેવા અમે કેવી રીતે કરી શકીએ" એના જવાબમાં બાપુએ લખ્યુ:

"જે સાચું બોલે, સાચું કરે, સાચું વિચારે, ગરીબમાં ગરીબ હોય તેની ઉપર પ્રેમ કરે, ગરીબોને ખાતર લોઢે, પીંજે, કાંતે, વણે તે મારી સેવા કરે છે. ભણવાથી બુદ્ધિ ખીલે ને તેથી વધારે સેવા થાય."

"કાંતતા અંકુ કચરો પાડતે દરિદ્રનારાયણના ચોર ગણાય." બાપુના આશીર્વાદ

–વરણુ ઘરુ બનતુ જતુ હતુ બાપુના એકે એક વાકયમાથી તેજના તણખા ખરતા હતા અને અકલ્પ્ય ગતિથી પ્રજામા બલિદાન શક્તિ વધતી જતી હતી

દાડી પહોચી ગયા બીજે દિવસ મીઠાનો સત્યાગ્રહ શરૂ થવાનો હતો બાપુને મળીને અમે અમારી ઇચ્છા વ્યક્ત કરી. અમને પણ આપના પ્રથમ બલિમા ન સમાવી લો ? બાપુએ થોડી ચકાસણી કરી અને સમતિ આપી અમારા આનદનો પાર ન રહ્યો બાપુ અને એમના ૭૯ સૈનિકો સાથે અમે પણ મીઠા સત્યાગ્રહની શરૂઆત કરીશુ એ વિચાર પણ કેવો ઉન્નત હતો ! સરકાર ઉકળતા લાવામા ફેકી દે તો એની પણ અમારી તૈયારી હતી પણ સ્વાતત્ર્યનો પહેલો બલિ બનવુ અને બાપુની સાથે એના જેવો બીજો કયો સુઅવસર મળે ?

કયારે શુ થશે કોઇ જાણતુ ન હતુ પહેલા બલિમા હોમાવાની પરવાનગી મળી ગઇ હતી મનમા થયુ કે લાવને બાપુનો છેલ્લો સદેશો લઇ આવુ બાપુ એમના ઓરડામા એકના મેઘ બેધ લખ્યા કરતા હતા એ એમા એટલા તલ્લીન હતા કે હુ જરાય અવાજ કર્યા વિના એમની નજીક આવીને બેસી ગયો છુ એની પણ એમને ખબર ન પડી. લખવાનુ પૂરુ થયુ એટલે એમણે ઊચુ જોયુ કેમ તમે આવી ગયા છો ? બોલો શુ કહેવુ છે ? મે ગીતાનુ પહેલુ પાનુ ઉઘાડીને બાપુ પાસે ધર્યું આમા કાઇક લખી આપો એમણે એક ક્ષણના પણ વિલબ વિના ચાર શબ્દો લખ્યા એ અજે પણ મારા અતરમા કોતરાઇ રહ્યા છે

**સત્યની આરાધના રોજ કરવી.**

બાપુ તો ફરી પાછા એમના કામમા ગૂથાઇ ગયા. હુ એક મહામૂલો ખજાનો લઇને મારા નિયના કામમા લાગી ગયો પણ એ ચાર શબ્દોએ મને કેટ કેટલી વાર સભાન કર્યો છે ! એ ચાર શબ્દોએ ચારેય બાજુ ઘેરાતા અધારા વચ્ચે પણ કેવો પ્રકાશ પાથર્યો છે ! આજે પણ એ ચાર શબ્દો જ મારી દીવાદાડી છે બાપુ મારા જેવા કેટલાની દીવાદાડી બન્યા છે એનો વિચાર કરુ છુ ત્યારે મસ્તક હજારો વાર નમી પડે છે

બાપુ અને એમની ટુકડી સાથે દાડી કિનારે અમે પણ મીઠા સત્યાગ્રહ કર્યો હિદને માટે એ એક અપૂર્વ પર્વ હતુ. એક જબરદસ્ત સલ્તનત સામેનો એ પડકાર હતો એ પડકારના પરિણામ રૂપે અમારા ઉપર કેવો હાથ ઉગામાશે એની અમને કલ્પના ન હતી પણ અમે જે કાઇ આવે તે માટે તૈયાર હતા. પરતુ બન્યુ એથી ઊલટુ અમલદારો અને પોલિસો બધા હાજર હતા છડે ચોક અમે સૌએ મીઠાના કાયદાનો ભગ કર્યો પણ કોઇએ અમને કશુ કર્યું જ નહિ અમને આશ્ચર્ય થયુ બાપુએ કહ્યું કાઈ હરકત નહિ આપણે મીઠુ બનાવવાનુ અને વેચવાનુ ચાલુ રાખો

બેત્રણ દિવસમા તો દેશભરમા મીઠા સત્યાગ્રહ શરૂ થઇ ગયો હવે સરકારે એનુ ખરુ રૂપ પ્રકાશ્યુ પ્રજા સામે એણે ઉગામેલો એનો લોખડી પજો જયા ત્યા ઝીકાતો જોયો વિરમગામમા સત્યાગ્રહીઓ ઉપર લાઠીઓ ચાલી ઘોડા દોડયા. કોઇના હાથ ભાગ્યા કોઈના માથા ફૂટ્યા પ્રાતે પ્રાતમાથી આવા સમાચાર આવતા જતા હતા પ્રજા પણ મહાસાગર ઊઠે એમ સરકાર સામે ઊઠી હતી એ જોઈ, જાણીને અમે રાજી થતા હતા અમારા દિલમા દુખ એકજ વાતનુ હતુ કે અમે સરકારી કાયદાનો ભગ કરીએ છીએ છતા સરકાર અમારુ શા માટે કાઈ નામ નથી લેતી!

બાપુએ કહ્યુ ધીરજ ધરો તમારો પણ વારો આવશે. આજે તો જે કરો છો એ કર્યા કરો ફાજલ સમયમા લોકોને રેટિયો શીખવો અને આપણે શા માટે નીકળ્યા છીએ એ સદેશાનો ફેલાવો કરો. બાપુ સરકારની ચાલ જાણી ગયા હતા કે એમના અને એમની ટુકડીના સત્યાગ્રહની અવગણના કરીને સામાન્ય પ્રજાના કાયદા ભગને કડક હાથે દાબી દેવા માગતી હતી પ્રજામા એક જાતનો મતભેદ ઊભો કરવા માગતી હતી પણ બાપુ એ સકારનાય માથાના હતા એ

[અનુસધાન પૃ ૧૯૭ મે]




# બાપુનું વિરાટ દર્શન

શ્રી. સરલાબહેન મઝુમદાર.
(ગીતાધ્વનિ પરથી)

"કરું શું ને કરું શું ના" મૂંઝાઉં સમજુ નહિ
ચર્ચા વિવાદથી મારી, બુદ્ધિ હારી જતી નકી. ૧

અવાજ અંતરે ઊઠે, "વાંચ તું ગાંધીની ગીતા"
બાપુએ શું લખી ગીતા? જાણું ના કેમ હું કંઇ ૨

અરે ઓ મૂર્ખ અજ્ઞાની! આટલું સમજે નહિ,
ગીતાની જીવતી દિવ્ય, મૂર્તિ શા બાપુ એ હતા. ૩

સુણતાં અંતરે શબ્દો, ચક્ષુ બંધ થઇ ગયાં
તેજે ઘડેલ મૂર્તિ શા, ગાંધી બાપુ ઉભા રહ્યા. ૪

અદ્‌ભુત એ દર્શન માંહી રાચતાં
શું નેત્ર સામે કંઇ સ્વપ્ન ઊઘડયું
બાપુ તણો યષ્ટિ સમાન દેહ,
વિરાટને અદ્‌ભુત રૂપ ધારે. ૫

ઘણાં મૂખો ઘણાં નેત્રો, ઘણા અદ્‌ભુત રૂપને
ઘણાં સદ્‌ગુણનાં દિવ્યો, ભૂષણો ચળકી રહ્યાં ૬

અહિંસા સત્યના દિવ્ય, સજ્યાં આયુધ એમણે
રામનામ 'તણી માળા હૃદયે ઝુલતી દીસે. ૭

શ્વેત પાવનકારી, એ ખાદીનાં વસ્ત્રથી દીપે
આશ્ચર્યેથી ભર્યો જોયા, દેશ વ્યાપક દેવ તે. ૮

આકાશે સામટી દીપે, હજારો સૂર્યની પ્રભા
તે કદી એ મહાત્માના, તેજ શી થાય તો ભલે. ૯

(ક્રમશઃ)

# મનકા માન ત્યાગો -

"અભિમાન છોડી દેવું એ જ મારું જીવન, એજ મારી સાધના."

લાહોરની પાસેના બટાલા ગામમા આજે નાનકશાહની જયંતી ઉજવાય છે. મોટી મેદની મળી છે, ત્યાં મગનબાબાને કંઈ સંભળાવવાની વિનંતિ થઈ.

'અચ્છા, સુનિયે' કહી એમણે જે પ્રવચન કર્યું તે નીચેના શબ્દોમાં રજૂ કરું છું:

'નાનકશાહ વિષે હું તે શું કહી શકું! એ તો રહ્યા આત્માના આલમગીર, આપણે તો એમના બંદા બની રહીએ એટલે બસ. એમની વાણી એટલે શું? જ્યોતિને અક્ષરે ઉચ્ચારાયલા મંત્ર. એ અનુભવના દિવ્ય મંત્રોમાંનો એકાદ પણ આપણા અંતરમાં ધ્વની ઊઠે છે અને આપણા આચારમાં ઊતરે એટલે પત્યું. સો વાતોની એકજ વાત! આચાર. મહાત્માઓનાં વચનોનો આપણા જીવનમાં આચાર!

આ પ્રસંગ પર એક વાત યાદ આવે છે. મારે જે કહેવાનું છે. તે આ બધું આ વાત કહેશે.

વયોવૃદ્ધ ધણીધણીયાણી, સંતાન નહીં, એક માત્ર ભત્રીજો. આખું ગામ એમને કાકા-કાકી કહીને સંબોધે.

કાકી બહુ શ્રદ્ધાળુ. ઘેર હોય ત્યારે માળા ફેરવવી, અને તે નહીં ત્યારે જાત્રાએ જવું, એ એ જ જાણે એમના જીવનનાં મુખ્ય કાર્યો. કાશી, કેદાર, હરદ્વાર, ઋષિકેશ, ગંગોત્રી, જમનોત્રી આદિ તીર્થસ્થળોનો મહિમા એમણે માણ્યો હતો, અને હજુય નવાં નવાં તીર્થોએ જવાની એમને હોંશ હતી.

કાકા બિચારા ઘેર જ રહે. માણસ ભલા અને નિખાલસ, કૂડ કપટને સમજે ય નહીં એવા ભોળા.

"થોડી. જાત્રા તો કરો! હવે આપણે કયાં સુધી જીવવાનું છે? એક વાર તો ગંગા નાહી આવો.' કાકી કાકાને ટોકયા જ કરે. ને કાકા ભોળા દિલે જવાબ આપે, "મન ચંગા તો કથરોટમાં ગંગા."

આમ ઘણાં વરસ ચાલ્યું. પણ આજે કાકીએ નક્કી કર્યું કે એમણે જાત્રાએ જવું જ જોઈએ અને એમણે કાકાને આગ્રહ પર આગ્રહ કરવા માંડયો.

'આ વખતે તો મારી સાથે ચાલો, કાશી થઈને હરદ્વાર જઈ આવીએ. હવે હું છેક ઘરડી થઈ. તમે સાથે હો તો સારું. દેહનો શો ભરોસો!' આમ અનેક વિધ આગ્રહ થયે કાકાએ કાકીની સાથે જવાની હા કહી.

બન્ને જણ ગયાં કાશી. ત્યાં મણિકર્ણિકાના ઘાટમાં નાહી કરી પાવન થઇ

ગંગાકિનારાનું સેવન કરતાં કરતાં હરદ્વાર તરફ વળ્યાં. કાકાના મનમા એમ કે નિરાંતે જવું, ઊતાવળ કરવી નહિ, આવ્યા છીએ તો સાધુ સંતોનો સમાગમ કરવો અને કથાકીર્તનોનો લાભ લેવો કાકી ઉતાવળીયાં. એક સ્થાનકેથી બીજે ને બીજેથી ત્રીજે જવામાં જ એમની જાત્રા જાણે સમાયેલી હોય તેમ એ કાકાને કયાંય ઠરવા દેતાં નહીં. 'ચાલો આગળ જઈએ' નુ એમનું વચન સાંભળી સાંભળીને કાકાના કાન કંટાળી ગયા હતા. ત્યાં એક તીર્થધામે કથાકીર્તન થઇ રહ્યું છે ત્યાં પહોંચ્યા. કાકાએ કાકીને કહ્યું : 'આજે જરા ઠર, કંઇક શુભ વસ્તુ સાંભળીએ. પછી ટાંટિયાતોડ જેટલી કરવી હશે તેટલી કરીશું.' બન્ને જણા કથા સાંભળવા બેઠાં. "સાધો મનકા માન ત્યાગો।

કામ ક્રોધ સંગત દુર્જનકી, તાતે અહનિશ ભાગો, — સાધો! મનકા માન ત્યાગો॥"

કાકા કાકીએ સાંભળ્યું—કાકીએ જુદા અને કાકાએ સાચા કાનથી.

'બસ હવે આગળ નથી જવું, ચાલો ઘેર, જાત્રા પૂરી થઇ ગઇ.' કાકાએ કાકીને કહ્યું. કાકીની ઘણીય નામરજી છતાં કાકા દૃઢ રહ્યા ને બન્ને જણાં ઘેર આવ્યાં.

કાકી પાછાં એમનાં પૂજાપાઠમાં ને જપમાળામાં, ને એમાંથી નવરાં થાય ત્યારે પોતે કરેલી જાત્રાઓની મોટી મોટી વાતો ગામનાં બૈરાંને સંભળાવવામાં મચ્યાં.

કાકા બહુ બોલે ચાલે નહિ. એમના હોઠ ઉપર માત્ર આ એક વચન મર્મરી ઊઠતું : 'સાધો! મનકા માન ત્યાગો, કામ ક્રોધ સગત દુર્જનકી તાતે અહનિશ ભાગો."

કોઈ પૂછવા આવે કે 'કાકા! જાત્રામાંથી અધવચ પાછા કેમ આવ્યા? તો કહે, 'ભાઇ! અધે ફરી ફરીને શું કરું? મને તો મારા જીવનનો મહામંત્ર મળી ગયો; 'સાધો! મનકા માન ત્યાગો.' બસ અભિમાન છોડી દેવું એ જ મારું જીવન, એ જ મારી સાધના.' ભત્રીજો આવ્યો ને કાકાને ઠપકો આપવા લાગ્યો : "કાકા! બિચારી કાકી નાસીપાસ થઇ ગઇ છે. આમ અધવચ આવતા રહ્યા! હરદ્વાર તો જવું હતું!"

કાકા—"ભાઈ, મારી જાત્રા તો થઇ ગઈ સફળ! પછી આગળ અમથો શ્રમ લેવાની શી જરૂર? ગુરુ નાનકદેવનું આ મંત્રરૂપ મહાવાકય મને મળી ગયું છે, 'સાધો મનકા માન ત્યાગો' મારે માટે આટલું બસ છે. સારા જગની જાત્રાઓનું પુણ્યફળ મને તો આ વચનના આચરણમાં જ રહેલું દેખાય છે. નથી એ કાશીમાં કે નથી એ પ્રયાગમા, નથી હરદ્વારમાં કે નથી કૈલાસમાં; દ્વારકા, જગન્નાથ ને રામેશ્વર જવું હવે નિરર્થક છે. તીર્થોમાંથી જે મેળવવાનું છે તે તો મને મળી ગયું. હવે તો એનો જ જાપ, એની જ સાધના ને તન્મય જીવન! 'સાધો! મનકા માન ત્યાગો' હવે આ મહાવાકય મારું જીવન બનશે.'

ભત્રીજો સુધરેલો હતો, ભણેલો ગણેલો અને તેથી ધર્મભાવ તરફ અભાવ રાખનારો. એણે કાકાને કસોટીએ ચડાવવાનો મનસૂબો કર્યો.

કાકા જાત્રાએ જઇ આવ્યા છે એની ખુશાલીમાં નાત જમાડવાના અવસરને એણે નિમિત્ત બનાવ્યું. આખા ગામને એ વાત કહી. માત્ર કાકા કાકીને એ સંબંધી કશું જણાવ્યું નહિ. નાતમાં નોતરાં ઘેરઘેર દેવાયાં. માત્ર કાકા કાકીને જ નહિ.

કાકી (કાકાને) — 'સાંભળ્યું છે ને? આપણો ભત્રીજો નાતવરો કરે છે, તમારી જાત્રાને નિમિત્તે!'

કાકા—'હા સાંભળ્યું છે તો ખરું.'

કાકી—'પણ તમને કે મને કશું પૂછવા આવ્યો છે? આપણે તો જાણે હોઈએ જ નહિ એવું એણે કર્યું છે!'

કાકા—'એમાં શું! આપણને પૂછવાની શી જરૂર છે? આપણે તો જાણીએ જ છીએ ને.'

કાકી—'આખા ગામને નોતરા દેવાયાં છે. માત્ર આપણનેજ બાતલ કર્યાં છે!'

કાકા—'અરે ગાંડી! આપણને તે વળી નોતરાં શાનાં? ઘરના ને તે વળી નોતરાં હોય? ચાલો આપણે જાતે ભત્રીજાને ઘેર જઈએ."

કાકી—'તમારી તો અક્કલ મારી ગઇ લાગે છે. એમ ને એમ કંઇ કોઇને આંગણે જઇ ઊભા રહેવાય? અને ભૂખે મરો છો કે લોચો ખાવાને માટે વગર બોલાવ્યે આમ જવાનું કહો છો'?

કાકા—'તું તો એવી ને એવી રહી. એ તો આપણું બાળક. આપણે તો સહુ પહેલાં જવું જોઇએ.'

કાકા જવા ઉપડયા ને કાકીની મરજી તો ન હતી છતાં કાકા જાય ને પોતે ન જાય તો ખરાબ દેખાય, એટલે પોતે અનિચ્છાએ પાછળ ઘસડાયાં.

કાકા ભત્રીજાને ઘેર ગયા. કોઇએ કશો આવકાર ન આપ્યો. 'જોયું ને?' કાકીએ કાકાના કાનમાં કહ્યું. 'જોવાનું શું હતું? છોકરો ધમાલમાં પડયો છે. વહાલાને વળી આવકારનો આડંબર શો? કાકાએ શાંતિથી જવાબ આપ્યો.

પંગત પડી. કોઇએ કાકા કાકીને જમવા ન બોલાવ્યાં.

કાકી— 'જુઓ, જરા કોઈ જમવા બેસવાનુંય કહે છે? દુકાળમાંથી નથી આવ્યાં! ચાલો ઘેર!

કાકા— 'ધીરી થા ધીરી; ચાલ આપણે પોતે જ જઈને પંગતમાં બેસીએ.'

કાકા પંગતમાં બેઠા. કાકીએ પણ ના ઇલાજે ઘવાયેલા હૃદયે કાકાનું અનુસરણ કર્યું.

બન્ને પંગતમાં બેઠાં. પીરસણ ચાલ્યું, પણ કાકા કાકી આગળ કોઈ પીરસવા જ ન આવે.

'ધરતી માર્ગ આપે ને સમાઇ જાઉં!' એવી કાકીની હાલત થઈ ગઇ, પણ કાકા તો શાંત સ્થિર ભાવે પીરસવાવાળાને બોલાવવા લાગ્યા. 'એ અહીં બાકી રહી ગયું છે!'

હદ આવી ગઈ. ભત્રીજાનું હૃદય ભરાઇ આવ્યું. દોડતો આવીને એ કાકાના પગમાં પડયો અને આંખના જળથી એમના પાવન પદ પખાળવા લાગ્યો.

"માફ કરજો, કાકા! મારી છોકરવાદીને મનમાં લાવતા નહિ! આપનો અપરાધી છું. મેં નહોતું જાણ્યું કે આપ 'સાધો મનકા માન ત્યાગો'ના માહાત્મ્યની જાગતી જ્યોત મૂર્તિ શા મહાત્મા જ છો. આજથી આપ જ મારા ગુરુ, મારા આરાધ્ય દેવતા.'

ભત્રીજાને ઊઠાડી કાકાએ હૃદય સરસો ચાંપ્યો અને કહ્યું: 'ભાઈ! અપરાધ શાનો ને વાત શાની? તીર્થે મને જે આપ્યું તેની આરાધના ન કરું તો બમણો પાપી બનું. શાંત થા ભાઈ! ને પ્રસન્નભાવે ગુરુ નાનકના આ મહાવાકયને ઉજવ.'

"સાધો મનકા માન ત્યાગો—
કામ ક્રોધ સંગત દુર્જનકી તાતે અહનિશ ભાગો,
સાધો! મનકા માન ત્યાગો—" "નવનીત"

"પ્યારા બાપુ"

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવુ.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંનાં સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

દેશમાં – રૂપિયા ૭
પરદેશમાં – બાર શિલિંગ

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનુ સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે. મુંબઈ—૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામા લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે ત્યાનુ વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમા સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારના મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોંચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટુંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક. ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય. નહેરુ રોડ, વિલેપારલે.

REG NO. B 5255

સાધુચરિત શુભ સરિસ કપાસૂ નિરસ વિશદ ગુણમય ફલ જાસૂ ।
જો સહિ દુઃખ પર છિદ્ર દુરાવા, બંદનીય જેહિ જગ જસુ પાવા ॥

સાધુપુરુષનાં ચરિત્ર સુંદર કપાસના જેવાં હોય છે. તેના ફળમાં જો કે રસ નથી તો પણ તે ઘણા ઉજ્જવલ તથા ગુણમય હોય છે. તે પોતે દુઃખ સહે છે અને પારકા છિદ્ર ઢાંકે છે; તેથી જ તે જગતમાં વંદનીય અને યશપાત્ર ગણાય છે

— રામાયણ.




બિનુ સતસંગ વિવેક ન હોઇ રામકૃપા બિન સુલભ ન સોઇ ।
સતસંગતિ મુદ મંગલ મૂલા, સોઈ ફલ સિધિ સબ સાધન ફૂલા ॥

સત્સંગ વિના સારાસાર પારખવાનું વિવેકરૂપી જ્ઞાન ઉત્પન્ન થતું નથી, અને રામકૃપા વિના સત્સંગ સુલભ નથી સત્સંગ એ આનંદ મંગળરૂપી વૃક્ષનું મૂળ છે, (દાન, યજ્ઞ તથ તપ આદિ) સાધન તેનાં ફૂલ છે એ સિદ્ધિ તેનું ફળ છે.

— રામાયણ.

રેંટિયા ઉપર સારું કંતામણ તો એકાગ્રતા અને મૈનતથી જ થાય. રેંટિયાની પૂરી શક્તિ તમારે જાણી લેવી જોઈએ ને તેનો ઉપયોગ કરી જ લેવો જોઈએ. સૌ રેંટિયાયજ્ઞ તો કરજો જ. — બાપુ

નવા વર્ષને માટે એટલું જ કે આશ્રમનાં બધાં વ્રતો વિષે વધારે સમજો ને જાગૃત થાઓ. જેમ તેનું પાલન મનપૂર્વક થશે તેમ શરીર અને આત્મા બન્નેની ઉન્નતિ થશે. ભગવાન તમારા સહુનું કલ્યાણ ક"

વર્ષ ૨ | ૩૦ ઑક્ટોબર ૧૯૪૯ | અંક ૯

## વિષયસૂચી



# શાંતિનિકેતનનાં ભજન

ભજન પૂજન સાધન આરાધના સમસ્ત થાક્ પડે ।
રુદ્ધદ્વારે દેવાલયેર કોણે કેન આછિસ્ ઓરે ?
અન્ધકારે લુકિયે આપન મને કાહારે તુઇ પૂજિસ્ સંગોપને ?
નયન મેલે દેખ્ દેખિ તુઇ ચેયે દેવતા નાઇ ઘરે ॥ ૧ ॥
તિનિ ગેછેન જેથાય માટિ ભેંગે કરછે ચાષા ચાષ ।
પાથર ભેંગે કાટછે જે થાય પથ ખાટછે બારો માસ ।
રૌદ્રે જલે આછેન સબાર સાથે ધૂલા તાહાર લેગે છે દુઈ હાતે ।
તારિ મતન શુચિ વસન છાડિ આય રે ધૂલાર પરે ॥ ૨ ॥
મુક્તિ ? ઓરે મુક્તિ કોથાય પાવિ મુક્તિ કોથાય આછે ?
આપ્નિ પ્રભુ સૃષ્ટિબાધન પરે બાંધા સબાર કાછે ।
રાખો રે ધ્યાન, થાક્ રે ફૂલેર ડાલિ છિંડુક વસ્ત્ર, લાગુક્ ધૂલાબાલિ ।
* કર્મયોગે તાંર સાથે એક હોયે ઘર્મ પડુક ઝરે ॥ ૩ ॥

ભજન સેવાપૂજા સાધના આરાધના બધુંય પડતું મૂક. બંધ બારણે દેવળના ખૂણામાં કેમ છે ? અંધારામાં લપાઈને તું છાનો છાનો તારા મનમાં કોને પૂજસ ? આંખ ઊઘાડીને તું જો તો ખરો કે દેવળમાં દેવ જ નથી.

દેવ તો ત્યાં ગયા છે જ્યાં માટીનાં ઢેફાં ભાગીને ખેડૂત ખેતી કરે છે, અને જ્યાં પથ્થર ભાંગીને લોકો સડક કરે છે તથા બારે માસ શરીરશ્રમ કરે છે. ધાણી ફૂટે એવો તાપ પડે છે ત્યાં, મુસળધાર મેહ વર્ષે છે ત્યાં એ બધાયના ભેળા છે, અને એના બેય હાથ ધૂળ ધૂળ થઈ ગયા છે. એની ઘોડે તું પણ ધોળાં ફૂલ જેવાં કપડાં કાઢી નાખ ને ધૂળ ઉપર આવી જા.

મુક્તિ ? અરે, મુક્તિ તું ક્યાંથી પામવાનો હતો ? મુક્તિ છે જ ક્યાં ? ભગવાન્ પોતે જ આપણી બધાયની હારે બ ધાઈ ગયા છે. ધ્યાનબ્યાન, સમાધિબમાધિ રહેવા દે, બાપડાં ફૂલને તોડ મા, ફૂલ ભરવાનું પાત્ર ફગવી દે, તારાં વસ્ત્રને ફાટવા દે તથા ધૂળ લાગવા દે. કર્મ (કામ) કરવાનો યોગ સાધીને તું ભગવાન્ સાથે એકાકાર એકરૂપ થઈ જા, ને તારી કાયામાંથી પરસેવો (ઘર્મ-ઘામ) ઝરવા દે. [દિ. વા.]

*ઈંડિયન પ્રેસ, પ્રયાગની "ગીતાંજલિ" પૃષ્ઠ ૧૨-૧૩

# ગુલામીનાં દાન

શ્રી. રામનારાયણ ના. પાઠક

એકવાર બાપુજી ઓરિસામાં ફરતા હતા. ઓરિસાનાં હાડપિંજર જેવાં ગરીબ અને અજ્ઞાન લોકોને જોઈ બાપુજીનું હૈયું ભારે વલોવાતું.

દીનબંધુ ઍન્ડ્રુઝ સાથે બાપુ સ્ટેશન પર બેઠા હતા એવામાં એક ડોસો આવ્યો. એણે એક લંગોટી પહેરી હતી. માથે એવો જ લીરો વીંટ્યો હતો. શરીર ઉપર પાંસળીઓ ગણી શકાતી હતી. એ આવીને જરા દૂર ઊભો રહ્યો. માથામાંથી ઘાસનું એક તરણું લઇ એણે મોંમાં મૂક્યું અને પછી બાપુને પગે લાગ્યો. બાપુ આ જોઇ રહ્યા. તેમનું અંતર કળીએ કળીએ કપાતું હોય એવી વેદના ચહેરા ઉપર તરી આવી. ડોસો થોડી વારે ઊભો થયો હાથ જોડીને સામે ઊભો રહ્યો. પાસે બેઠેલા દૂભાષિયાને બાપુએ કહ્યું :

'એને પૂછો તરણું શા માટે રાખ્યું છે?' ડોસાએ પૂછતાં જવાબ વાળ્યો :

'આપ જેવા મોટા માણસની એટલી આમન્યા રાખવી જોઇએને!' આમ કહી કેડેથી એક પૈસો કાઢી બાપુના પગ આગળ મૂક્યો. એ જોઇ બાપુ બોલ્યા : 'મારે તારો પૈસો નથી જોઇતો. મારે તારી પાસેથી બીજી ચીજ જોઇએ છીએ.'

ડોસો તાજુબ બનીને સાંભળી રહ્યો. પોતાની પાસે પૈસા સિવાય એવું તે શું છે જે મહાત્માજી જેવાને આપી શકાય. પણ મહાત્માજીને પોતે આપી શકે એ વસ્તુનો માલિક છે એ વિચારે તેની આંખ ચમકી. મહાત્માજી જેવા શું માગતા હશે એ વિચારે નવાઈ પામતો એ ઊભો રહ્યો. બાપુએ માગ્યું :

'તારું આ ઘાસનું તરણું મને આપ. હવે પછી કોઈની સામે આ પ્રમાણે મોંમાં તરણું ન લેતો. બસ મારી એ જ માગણી છે. બોલ મને આટલું આપી શકીશ?' ડોસાએ તરત ઘાસનાં તણખલાં માથામાંથી કાઢી બાપુના પગ આગળ મૂક્યાં. 'બાપજી, હવે કોઈ દિ' મોંમાં તરણાં ન મૂકું. જાઓ તમને વચન આપું છું.'

'અને બીજું' બાપુ બોલ્યા.

'શું?' ડોસો આંખ ફાડી જોઈ રહ્યો.

'તારું મોં ગંધાય છે. કોઈ દિ' દારૂને હાથ ન લગાડીશ.'

"આજથી એ પણ હરામ."

"બસ હવે તારો પેલો પૈસો લાવ. મારે મન એ લાખ રૂપિયા જેટલો છે."



ડોસાએ પૈસો આપતાં કહ્યું :— 'કાલ આખો દિ' જંગલમાં ભટકીને ભારો લાવેલો.' તે વેચીને પૈસા આવ્યા તેમાંથી એ મૂકી ચણ્યા

લઈને આધા, છાંટો પાણી લીધાં અને એક પૈસો આપને પગે મૂકવા લાવ્યો." આમ કહી પૈસો મૂકી ફરી પગે લાગ્યો અને પછી આનંદથી હસતો હસતો ચાલ્યો ગયો.

દીનબંધુ શાંતચિત્તે આ ભવ્ય દેખાવ જોઈ રહ્યા હતા એમની નજર સમક્ષ બે હજાર વર્ષ પૂર્વે લોકોની માનવતા જાગ્રત કરતા ઈશુ તરવા લાગ્યા.

હિંદભરમાં ગામડે ગામડે ફરીને લોકોની બેવડી ગુલામીનાં દાન બાપુએ શી રીતે લીધા અને તેના બદલામાં પોતે કરોડો ગુલામોને અભયદાન શી રીતે દીધાં, એની પાવનકારી કથાઓ ઠેર ઠેર પડેલી છે. બાપુ જ્યાં જ્યાં ગયા, જેને જેને મળ્યા, ત્યાં ત્યાં, તેને તેને, બાપુએ મુક્તિદાન દીધાં. સામાના હૃદય સાથે એકતાર બનીને તેની ગુલામીનાં મૂળ પારખ્યાં, એના બંધનની ગાંઠો ઓળખી, અને તે સત્યાગ્રહના શસ્ત્રે સમભાવથી છેદી નાંખી. મહાભારત કારે દાનની વ્યાખ્યા કરતાં કહ્યુ છે:

"દાનં વૈ ભૂત લક્ષણમ્ ।"

પ્રાણીમાત્ર પ્રત્યે સમભાવ એ જ શ્રેષ્ઠ દાન. એવા એકાત્મભાવથી બાપુએ કરોડો હૈયામાં વાસ કરી તેને જાગ્રત કર્યાં: બાપુ કહેતા, "આત્મવત્ સર્વ ભુતેષુ એ મારે મન શાસ્ત્રવચન નથી પણ જીવનમાં વણાયેલું સૂત્ર છે."

એની પ્રતીતિ ઉપરના પ્રસંગો વિચારતાં આપણને થાય છે.

[અનુસંધાન પૃષ્ઠ ૨૦૭થી ચાલુ]
હોય તો મારા જેવો ઠોઠ નિશાળિયો કોણ?"

વલ્લભભાઈ અને બાપુજીનો સંબંધ ગુરુ શિષ્યનો જ નહિ પણ પિતાપુત્રનો હતો. સરદારની ૭૦મી વર્ષગાંઠે જ્યારે બાપુજીને સંદેશો આપવાનું કહેવામાં આવેલું ત્યારે બાપુએ કહ્યું હતું: "પુત્રને પિતા તરફથી શો સંદેશો હોય?"

આમ પિતાસમાન, ગુરુસમાન બાપુ જતાં વલ્લભભાઈ જેવા લોખંડી પુરુષનું પણ હૈયું ભીનું થયું હતું. વલ્લભભાઈ બરાબર જાણે છે કે પોતે આજે જે કંઈ છે તે બાપુજીને જ આભારી છે. તેથી જ બાપુને અંજલી આપતી વેળાએ દિલ્હીની રામલીલા મેદાનની સભા વખતે એમણે ગદ્ગદ્ કંઠે કહ્યું હતું: "બાપુજી ન હોત તો હું કંઈક જુદો જ હોત!" વલ્લભભાઈના જે ઉચ્ચતર ગુણો, અને જે ગુપ્ત મહત્તા છે તે બાપુજીએ જાગ્રત કરી અને વિકસાવી.

સરદાર તો છે બાપુની કાર્યશક્તિ. આજે બાપુ નથી ત્યારે એમના સાન્નિધ્યમાં રહી પ્રેરણાના ઝરણમાંથી ખોબે ખોબે પીધેલા અનુભવવારિમાંથી પોતાના જીવનને વિકસાવનાર સરદાર વલ્લભાઈ, સ્વ. મહાદેવભાઈના શબ્દોમાં કહીએ તો વીર વલ્લભભાઈ, આપણી વચ્ચે દીર્ઘકાળ પર્યંત રહીને વિમાર્ગે વળતા હિંદને બાપુએ ઉપદેશેલા સુપથે દોરવા અનિરુદ્ધ પ્રયત્ન કરી બાપુના સુપુત્ર અને આદર્શ શિષ્ય તરીકેનું નામ સાર્થક કરી અમને માર્ગદર્શક બને એટલી આશા બાપુના પરિવાર પાસે રાખ્યા વિના રહેવાતુ નથી.

"પ્યારા બાપુ"



# બાપુનો પરિવાર

## સરદાર વલ્લભભાઈ

શ્રી. મુકુલભાઇ

યત્ર યોગેશ્વરો ગાંધી વલ્લભશ્ચ ધુરંધર ।

કરાંચી મહાસભાના અધિવેશનમાં જ્યારે વલ્લભભાઇ પ્રમુખ થયા ત્યારે સાક્ષરશ્રી નરસિંહરાવભાઇએ ઉપર મુજબનો શ્લોક બનાવીને મોકલ્યો હતો. આ વિધાનમાં ઘણું તથ્ય રહેલું છે. વલ્લભભાઇના જીવનમાંથી બાપુને બાદ કરો તો આજે એમનું જે ઉદ્દામ વ્યક્તિત્વ ઉજ્જવળ પ્રતિભાથી મંડિત થયેલું છે એવું ન જ હોત. બાપુજીના સાન્નિધ્યમાં વલ્લભભાઇ આવ્યા એ પહેલાં તેઓ અમદાવાદમાં ગુજરાત કલબને ઓટલે ખુરશી ટેબલ પર સામસામા બેઠેલા વકીલો સાથે પત્તાં ખેલતા હતા. એમની દુનિયા એટલે પૈસા કમાવા અને જીવન આરામથી, મોજશોખથી ગુજારવું, એટલામાં જ અભિમિત હતી.

એ વખતે ગાંધીજી પણ એ કલબમાં આવવા લાગ્યા, અને આશ્રમજીવન વિષે વકીલો સાથે વાતો કરવા લાગ્યા. વલ્લભભાઈ તો થોડે દૂર પાનાં રમતા જાય અને કોઈ કોઇ વાર ગાંધીજી ઉપર નજર નાખતા જાય. રમતાં રમતા કહે: ' આ ગાંધી જુઓ.ને, આ લોકો પાસે શા માટે આશ્રમજીવનની વાતો કરતા હશે? ભેંશ આગળ ભાગવત કરવા બેઠા છે!' વળી કોઇ કોઇ વાર એમના ટીખળી સ્વભાવને લીધે આશ્રમમા તો ઘઉંમાંથી કાંકરા વીણાવે છે ને એવું એવું તેઓ કહેતા ને બધાને હસાવતા. પણ બાપુજીની ટીકા અને ટીખળ કરનાર વલ્લભભાઇ ગાંધીજીના થોડા પરિચયમાં આવ્યા અને વિચક્ષણ વલ્લભભાઇને પ્રતીતિ થઇ કે દેશની સાચી સેવા કરનાર આ જ માણસ છે! અને ત્યારથી એમના જીવનમાં અચાનક પલટો આવ્યો. અને પછી તો ગાંધીજી અને વલ્લભભાઈનો સંબંધ અતૂટ બંધને જોડાયો. જ્યાં બાપુ હોય ત્યાં સરદાર હોય જ. બાપુનો પડયો બોલ ઝીલવા વલ્લભભાઇ સદા તૈયાર જ હોય. એમનું આવું વર્તન જોઇને ઘણા લોકો કહેતા હતા કે વલ્લભભાઈ તો ગાંધીજીના અંધભક્ત છે. પણ વલ્લભભાઇએ તો એ ટીકા સહર્ષ વધાવી લીધી અને છાતી ઠોકીને બોલ્યા: 'હા, હું બાપુનો અંધભક્ત છું.'

અને વલ્લભભાઇએ પોતાનાં જીવનકાર્યોથી એ કથનને સત્ય ઠરાવ્યું. ખેડા સત્યાગ્રહમાં એમની જોડે એમના સેવક તરીકે કામ કર્યું. બાપુજી તો એમને મન પ્રેરણામૂર્તિ હતા. બાપુજી ધારાસભા પ્રવેશમાં નહોતા માનતા, તો સરદારે પણ ધારાસભા પ્રવેશનો વિરોધ કર્યો. બાપુજી રચનાત્મક કાર્યક્રમને મહત્ત્વ આપતા તો વલ્લભભાઇ પણ એનો સ્વીકાર કરતા. એમણે તો બાપુનો બોલ ઝીલવાનુ પસંદ કર્યું હતું બાપુજી ચરખો કાતવાનું કહેતા તો સરદાર મીઠી મજાક કરવાનું ચૂકતા નહિ તોયે ચરખો કલાકો સુધી કાતતા. વલ્લભભાઈ તો જે પ્રવૃત્તિને બાપુના આશીર્વાદ મળ્યા હોય એને અપનાવી લેતા. બારડોલીના ખેડૂતોએ સરકારે મહેસુલમાં વધારો કરેલો હોવાથી મહેસુલ ન ભરવાનો નિશ્ચય કર્યો. તેઓ ખેડા અને બોરસદ સત્યાગ્રહના ધુરંધર વલ્લભભાઈ પાસે ગયા. વલ્લભભાઇએ એ લોકોની તત્પરતા તપાસી લીધી, પછી બોલ્યા : 'હું તૈયાર છું, બાપુના આશીર્વાદ લઈ આવો.'

આમ વલ્લભભાઈ ભલે કેટલીય બાબતમાં બાપુને અનુસરના ન હતા તોયે તેઓ બાપુમય બનતા હતા.

વલ્લભભાઇનો જન્મ શસ્યશ્યામલા ચારુતરમાં આવલા કરમસદ ગામમાં ૧૮૭૫ના ઑક્ટોબરની ૩૧મી તારીખે થયો હતો. એમના પિતા ઝવેરભાઈની વીરતા અને સાહસ કોઇથી ગાંજ્યા જાય એવાં ન હતાં. ને સાથે સાથે ઇશ્વરભક્તિ અને શ્રદ્ધા પણ એમનામાં અત્યંત હતી. સંયમપૂર્ણ જીવન જીવી ઠેઠ બાણું વર્ષની વયે એમનું અવસાન થયું. વલ્લભભાઇમાં જે સાહસવૃત્તિ છે, જોખમોની વચ્ચે સદૈવ ચમકી ઊઠનારી જે યોદ્ધાની પ્રતિભા છે, જે કષ્ટ સહિષ્ણુતાનો ગુણ છે એ પિતા તરફથી મળેલો વારસો છે.

વલ્લભભાઇ જ્યારે વિદ્યાર્થી અવસ્થામાં હતા ત્યારે એમનાં તોફાન, નીડરતા અને હિંમતથી શિક્ષકો પણ ત્રાસી જતા. અન્યાય સામે તેઓ સતત ઝઝૂમતા અને એમનાં એ સામેનાં પગલાં પણ એટલાં જ અભૂતપૂર્વ હતાં. એકાદ બે ઉદાહરણો લઇએ. નડિયાદની શાળામાં શિક્ષક હંમેશાં વિદ્યાર્થીઓ પોતાની પાસેથી જ ચોપડી, સીસાપેન ઈત્યાદી શાળોપયોગી ચીજો ખરીદે એવી ઇચ્છા રાખતા હતા. વલ્લભભાઇને એ ન ગમ્યું. જ્યારે બે ત્રણ વાર શિક્ષકે આ તરફ એમનું ધ્યાન ખેંચ્યું, ત્યારે વલ્લભભાઇએ પોતાના પહેરણની એક બાંય સહેજ ઊંચી ચઢાવતાં ગંભીર અવાજે દૃઢતાપૂર્વક જવાબ આપ્યો. 'માસ્તર સાહેબ, અત્યાર સુધી તમારો એ વેપાર ભલે ચાલ્યો. પણ આજથી હવે તમે એ ચીજોનો વેપાર બંધ કરજો.' પણ શિક્ષકે નમતું ન આપ્યું એટલે વલ્લભભાઈએ વિદ્યાર્થીઓને કહ્યું, 'ચાલો, નીકળો બધા બહાર.' છ દિવસ હડતાળ ચાલી. છેવટે શિક્ષકે નમતું આપ્યું!

આવા તો કેટલાય પ્રસંગો બન્યા છે હવે બીજો એક જ આપું.



વલ્લભભાઇને આંક લખવાની સજા કરવામાં આવી. તે વખતે વલ્લભભાઈ અંગ્રેજી સાતમા ધોરણમાં હતા. એક બે ત્રણ એમ દિવસો પસાર થયા, પણ વલ્લભભાઈ પાડા શેના લખી લાવે!

"પ્યારા બાપુ"

દિવસે દિવસે સજા વધતી ગઇ. એમ કરતાં બસો પાડા આંક લખી લાવવા સુધી સજા પહોંચી.

શિક્ષકે પૂછ્યું, "કેમ પાડા લખી લાવ્યો કે નહિ ?"

વલ્લભભાઈને પણ ગુસ્સો ચડ્યો, અને એમણે મજાકમાં કહ્યું :

"સાહેબ, બસો પાડા લાવ્યો હતો, પણ એમાં બે મારકણા નીકળ્યા, તેથી બધા જ પાડા નિશાળના દરવાજા પાસેથી નાસી ગયા !" વર્ગમાં હસાહસ થઇ રહી.

શિક્ષકે પણ ઉશ્કેરાઇને કહ્યું : "હવે તારે પાડા લખી લાવવા છે કે નહિ ?" વલ્લભભાઈ બોલ્યા : "હા સાહેબ, લખી લાવ્યો છું. આ રહ્યા." એમ કહીને કાગળ શિક્ષક સામે ધર્યો. એમાં લખ્યું હતું, 'બસો પાડા.'

આથી શિક્ષકે એમને હેડમાસ્તર પાસે મોકલ્યા. વલ્લભભાઇએ હેડમાસ્તરને કહ્યું : "સાતમી અંગ્રેજી ભણું છું ને મને આંક લખવાની સજા કરવામાં આવે છે એ શું અન્યાય ભરેલું નથી ? આંક લખું તો એ જોઇને બીજા મને મૂરખ જ કહે ને !"

છેવટે હેડમાસ્તરે સજા રદ કરી. પણ વલ્લભભાઈ મેટ્રીક સુધીમાં જેટલા તોફાની હતા એટલા જ પાછળથી અભ્યાસરત બન્યા. ૧૯૧૦માં તેઓ વિલાયતમાં બેરિસ્ટર થવા ગયા. તેઓ જ્યાં રહેતા હતા ત્યાંથી મિડલ ટેમ્પલ ૧૧ માઈલ દૂર હતું, છતાં તેઓ સવાર સાંજ ૧૧ માઇલ ચાલીને જતા અને આવતા. આખો દિવસ પુસ્તકાલય બંધ થાય ત્યાં સુધી ત્યાં બેસીને વાંચતા જ હોય. બપોરે દૂધ અને બ્રેડ મગાવીને ખાઇ લેતા.

છેક સાંજ પડે અને બધા જ ઘેર જતા રોજ રોજે વલ્લભભાઈ તો ધ્યાન મગ્ન થઈને વાંચતા જ હોય !

છેવટે પુસ્તકાલયનો પટાવાળો આવીને કહે : "સાહેબ, બધા જતા રહ્યા હવે ઊઠો !" ત્યારે વલ્લભભાઈ ઊઠે અને ઘેર જાય.

આ પ્રમાણે સત્તર સત્તર કલાક સતત વાંચતા. પરીક્ષામાં તેઓ પ્રથમ વર્ગમાં આવ્યા, તેથી તેમને ચાર ટર્મની માફી તેમજ ૫૦ પાઉંડની છાત્રવૃત્તિ મળી.

આમ વલ્લભભાઈની સાંભળવી ગમે એવી કેટલીયે વાતો છે. એ બધી કહેતા પાર આવે એમ નથી. એમનું વ્યક્તિત્વ અનોખું જ છે. એમના બહારથી શાંત દેખાતા મુખ પરથી એમની ભીતરમાં કેવાં મનોમંથનો ચાલતાં હોય છે, એ એ કોઇથી કહી શકાય એમ નથી. મૌલાના શૌકતઅલી તો કહેતા, "સરદાર તો બરફથી છવાયેલા જ્વાળામુખી જેવા છે." આમ વલ્લભભાઈને પૂરેપૂરા ઓળખવા મુશ્કેલ છે. તેઓ બોલે છે. ત્યારે ભલભલાને વિચાર કરતા કરી મૂકે છે.

પણ વલ્લભભાઈ બાપુજી આગળ તો એમને અનુસરનાર જ બની જતા. બાપુ આગળ વલ્લભભાઇ હૃદયોર્મિથી પ્લાવિત હોય. વલ્લભભાઇએ બાપુજી જતાં હિંદની ધારાસભાના કોંગ્રેસપક્ષ સમક્ષ કહ્યું હતું :

"બાપુજી તો મારા ગુરુ હતા." વલ્લભભાઈ પોતાને ગાંધીજીના નિશાળિયા ગણાવતા. બારડોલી સત્યાગ્રહ વખતે મુંબઈમાં એમને અભિનંદન આપવા મળેલી વિદ્યાર્થીઓની સભામાં એમણે કહેલું : 'ટાઇમ્સ ઓફ ઈંડિયા લખે છે કે દર અઠવાડિયે હું સત્યાગ્રહ કેમ ચલાવવો એને વિશે ગાંધીજીને પૂછવા જાઉં છું. પણ જો બાપુજીની પાસે દશ વર્ષ ભણીનેયે મારે એમને પૂછવા જવાનું

[અનુસંધાન પૃષ્ઠ ૨૦૪મે પાને]

[illegible]

# વ્રતની આવશ્યકતા

ગાંધીજી.

" અડગ નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચઢી જ ન શકે. "

એવો એક સંપ્રદાય અને તે પ્રબળ છે, જે કહે છે: 'અમુક નિયમોનું પાલન કરવું ઉચિત છે, પણ તે વિષે વ્રત લેવાની આવશ્યકતા નથી, એટલું જ નહિ પણ તે મનની નબળાઈ સૂચવે છે અને હાનિકારક પણ હોય. વળી વ્રત લીધા પછી એવો નિયમ અગવડરૂપ લાગે, અથવા પાપરૂપ લાગે તોયે તેને વળગી રહેવું પડે એ તો અસહ્ય છે' તેઓ કહે છે: "દાખલા તરીકે દારૂ ન પીવો સારું છે તેથી ન પીવો, પણ કોઇવાર પિવાયો તો શું થયું? દવા તરીકે તે પીવો જ જોઇએ. એટલે તે ન પીવાનું વ્રત એ તો ગળે હાંસડી ઘાલ્યા જેવુ થાય. અને જેમ દારૂનું તેમ બીજી બાબતમા. અસત્ય પણ ભલાને સારુ કાં ન કહીએ?' મને આ દલીલોમાં વજૂદ લાગતું નથી. વ્રત એટલે અડગ નિશ્ચય. અગવડોને ઓળંગી જવા સારુ તો વ્રતોની આવશ્યકતા છે. અગવડ સહન કરે છતાં તૂટે નહિ તે જ અડગ નિશ્ચય ગણાય. એવા નિશ્ચય વિના માણસ ઉત્તરોત્તર ચઢી જ ન શકે એમ આખા જગતનો અનુભવ સાક્ષી પૂરે છે. જે પાપરૂપ હોય તેનો નિશ્ચય એ વ્રત ન કહેવાય. એ રાક્ષસી વૃત્તિ છે અને અમુક નિશ્ચય જે પુણ્યરૂપે જણાયો હોય તે આખરે પાપરૂપ સિદ્ધ થાય તો તે છેડવાનો ધર્મ અવશ્ય પ્રાપ્ત થાય છે. પણ એવી વસ્તુને વિષે વ્રત કોઇ લેતું નથી, લેવું જોઇએ નહિ. જે સર્વમાન્ય ધર્મ ગણાયો છે પણ જે આચરવાની આપણને ટેવ નથી પડી તેને વિષે વ્રત હોય. ઉપરના દૃષ્ટાન્તમાં તો પાપનો આભાસમાત્ર હોય. સત્ય કહેતાં કોઇને હાનિ થઇ જશે તો? એવો વિચાર સત્યવાદી કરવા ન બેસે. સત્યથી આ જગતમાં કોઇને હાનિ થતી નથી ને થવાની નથી, એવો પોતે વિશ્વાસ રાખે. તેમ જ મદ્યપાનને વિષે. કાં તો એ વ્રતમાં દવા તરીકે અપવાદ મૂકયો હોય, અથવા ન મૂકયો હોય તો શરીરનું જોખમ વહોરવાનો વ્રતની પાછળ નિશ્ચય હોય. દવા તરીકે પણ દારૂ ન પીવાથી દેહ જાય તોયે શું! દારૂ લેવાથી દેહ રહેશે જ એવો પટ્ટો કોણ લખાવી શકે છે? અને તે ક્ષણે દેહ નભ્યો ને બીજી જ ક્ષણે કોઇ બીજા કારણસર જાય તેનું જોખમ કોને માથે? અને એથી ઊલટું, દેહ જતાં છતાં પણ દારૂ ન લેવાના દૃષ્ટાન્તની ચમત્કારિક અસર દારૂની બદીમાં ફસાયેલાં મનુષ્યો ઉપર થાય એ જગતને કેટલો બધો લાભ છે! દેહ જાઓ અથવા રહો, મારે તો ધર્મ પાળવો જ છે એ, ભવ્ય નિશ્ચય કરનારા જ ઈશ્વરની ઝાંખી કોઈ કાળે કરી શકે છે. વ્રત લેવું એ નબળાઈસૂચક નથી પણ બળસૂચક છે. અમુક વસ્તુ કરવી ઉચિત છે તો પછી કરવી જ એનું નામ વ્રત, અને એમાં બળ છે. પછી આને વ્રત ન કહેતાં બીજે નામે ઓળખો તેની હરકત નથી. પણ 'બનશે ત્યાં લગી કરીશ' એમ કહેનાર પોતાની નબળાઇનું અથવા અભિમાનનું દર્શન કરાવે છે; ભલે તેને પોતે નમ્રતાને નામે ઓળખાવે. એમાં નમ્રતાની ગંધ સરખીયે નથી. 'બને ત્યાં સુધી' વચન શુભ નિશ્ચયોમાં ઝેરસમાન છે એમ મે તો

[અનુસંધાન પૃષ્ઠ ૨૧૦ મે]



# 'ગાંધી–ગુરુ

**શ્રી ગુરુદયાલ મલ્લિક**

[જગતના મહાપુરુષો તો એક જ કુટુંબના હોય છે. પરંતુ ઘણીવાર તેઓના અનુયાયીઓ પોતપોતાના ગુરુને સહુથી ઊંચે સ્થાને સ્થાપવાની અભિલાષા સેવીને બીજા ગુરુજનોને નીચે પાડવાના પ્રયત્નો કરે છે. પરિણામે અનુયાયીઓ વચ્ચે અપ્રીતિ જન્મે છે, વધે છે. આવી વિમવાદિતા મહાપુરુષોને લગારે ગમતી નથી. 'રાગદ્વેષવિયુક્ત' મહાનુભાવ મહાત્માઓને શી રીતે ગમે?

'ગાંધી-ગુરુ' લેખમાળામાં ગાંધીજી અને ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુર એ બન્ને મહાપુરુષોનું સ્નેહભરી દૃષ્ટિથી દર્શન કરતાં તેઓમાં રહેલા સામ્યતાના સ્પંદનને જ વહેતું મૂકવામાં આવ્યું છે.]

**" નદીના સતત વહેતા પ્રવાહને સારુ બે કાંઠાઓની જરૂર રહે છે, તેમ જ જીવન-પ્રવાહ સરળ અને નિરંતર ચાલુ રહે એ માટે વ્રતોની જરૂર છે. "**

જીવનમાં વ્રતોનું શું સ્થાન છે? ગાંધીજી માનતા હતા કે એનું સ્થાન જીવનમાં અગત્યનું છે. જો માણસે પોતાનો સ્વધર્મ જાણવો હોય તો તેણે પોતાના નૈસર્ગિક સ્વભાવને સંયમમાં રાખવાની કોશિશ કરવી પડશે. એ વિના એના જીવનમાં તટસ્થપણું કોઈ દિવસ આવશે નહીં. તેથી આપણું વ્યક્તિગત સાંસારિક જીવન વ્રતોથી સંયમિત કરવામાં આવ્યું છે. જેમ નદીના સતત વહેતા પ્રવાહને સારુ બે કાંઠાઓની જરૂર રહે છે, તેમ જ જીવન-પ્રવાહ સરળ અને નિરંતર ચાલુ રહે એ માટે વ્રતોની જરૂર છે. અથવા એમ પણ કહી શકાય કે જેમ નદીમાં જળ-પ્રવાહનો વેગ વધારવા માટે સ્થળે સ્થળે બંધ બાંધવા પડે છે, તેમ વ્રતોનું પાલન કરવાથી જીવન-ગતિને વેગ મળે છે.

ગુરુદેવ પણ વ્રતોની જરૂર છે એમ માનતા હતા. અને જ્યારે જ્યારે એમણે કોઈ પણ વ્રત 'લીધું' હતું, ત્યારે એનું પાલન તેઓ છેવટ સુધી કરતા હતા. ઉદાહરણ તરીકે જ્યારે યજ્ઞોપવીત પ્રસંગે બ્રાહ્મણોએ દિક્ષા આપતી વખતે એમને એવું વ્રત લેવાનું કહ્યું કે દિવસ દરમિયાન કદાપિ ન સૂવું, કારણ કે દિવસે સૂવાથી આળસ વધે છે અને આળસ માણસને, વિશેષે કરીને બ્રહ્મચારીને, ન શોભે, ત્યારે એ વ્રતનો ભંગ એમણે કોઈ દિવસ કર્યો નહીં. એટલે સુધી કે જ્યારે ગાંધીજી *શાંતિનિકેતન* ૧૯૪૦ માં આવ્યા હતા ત્યારે

ગુરુદેવની તબિયત સારી ન હોવાથી તેમણે ગુરુદેવને સલાહ આપી કે તેઓ દિવસે, ખાસ કરીને જમ્યા પછી, થોડો વખત આરામ લે તો સારુ, જેથી તેમને તાજગી રહેશે. ગુરુદેવે કહ્યુ કે દિવસના ન સૂવાનું મે વ્રત લીધું છે પછી ગાંધીજીને તેમણે પોતે બાર વર્ષના હતા ત્યારે વ્રત લીધું હતું એની વાત કહી. આ સાંભળીને ગાંધીજી બોલ્યા, 'તમે તમારા વ્રતનો ભંગ કરો, એમ તો હું તમને ત્યારે ન કહી શકુ. પણ તમારી તબિયતની સ્થિતિ જોતા ભલામણ તો કરી શકું ને ?'

ગાંધીજી પોતાના આશ્રમવાસીઓને અમુક વ્રતો લેવાનું કહેતા અને એ વ્રતો તેમની પાસે લેવડાવતા પણ ખરા અને જ્યારે વ્રતધારી પોતાના વ્રતનો ભંગ કરતો, ત્યારે તેમને ઘણું દુઃખ તો થતું જ, પણ એ વ્રત-ભંગ માટે તેઓ પોતે પણ પ્રાયશ્ચિત કરતા ગુરુદેવ કોઈને વ્રત લેવા માટે ભલામણ કે દબાણ કદાપિ કરતા નહીં. તેઓ એમ માનતા હતા કે માણુસ પોતે જ સમજીને જે વ્રત લેવા ઇચ્છતો હોય તે લે, પણ તે કોઈ બીજા માણુસની સામે તેની પ્રતિજ્ઞા ન કરે.. તેણે તો અંતરયામીને સાક્ષી રાખીને પ્રતિજ્ઞા લેવાની હોય. કોઇ બીજાને એટલુંયે જાણવાની જરૂર નથી કે અમુક જણાએ અમુક વ્રત લીધું છે. તેઓ એમ પણ કહેતા હતા કે જો વ્રત લેવું જ હોય તો દરેક વ્યક્તિ પોતાની સમજ અને શકિત અનુસાર લે અને પોતાની સ્વેચ્છાએ લે. અને જો કોઇ વખતે તેના વ્રતનો ભંગ થઈ પણ જાય તો એ માટે પ્રાયશ્ચિત કરવાને બદલે એ વ્રતના દૃઢ પાલન માટે પોતાની કોશિશ વધારે તીવ્ર કરે, પોતે વધારે જાગ્રત બીને.* વ્રતભંગ થવાથી એણે મોટું પાપ કર્યું છે એવો વિચાર મનમાં ન આણે. કોઇ એવી ઉગ્ર તપસ્યા ન કરવી જેથી જીવન-છંદમાં ભંગ પડે, જેથી જીવન એક સંગ્રામ છે એવું મનમાં ઠસી જાય. જીવન એ સંગીત છે, નૃત્ય છે અને જીવનવિકાસ એ કમલના વિકાસસમ છે. પોતાના છંદથી તે વિકાસ પામે છે. જો જીવનનું ધ્યેય એક વાર નક્કી થઇ ગયું હોય તો પછી દરેક જણ પોતે જ એ ધ્યેયને સફળ કરવા સારુ અમુક વ્રતો કે સંયમોનું પાલન કરે છે, જેમ કોઈ કવિ કે કલાકાર પોતાની કૃતિનું સર્જન કરતી વખતે અમુક સંયમ પાળે છે.

---

[અનુસંધાન પૃષ્ઠ ૨૦૮થી ચાલુ]

મારા પોતાના જીવનમા ને ઘણાઓનાં જીવનમાં જોયું છે. 'બને ત્યાં સુધી' કરવું એટલે પહેલી અગવડે પડી જવું. 'સત્ય બને ત્યાં સુધી પાળીશ' એ વાકયનો અથ જ નથી. વેપારમાં કોઇ બને ત્યાં સુધી અમુક તારીખે અમુક રકમ ભરવાની ચિઠ્ઠીનો કયાંયે ચેક કે હુંડીરૂપે સ્વીકાર નહિ થાય. તેમ જ બને ત્યાં લગી સત્ય પાળનારની હૂંડી ઈશ્વરની દુકાને વટાવી નહિ શકાય.

ઈશ્વર પોતે નિશ્ચયની, વ્રતની સંપૂર્ણ મૂર્તિ છે. એના કાયદામાંથી એક અણુ પણ ફરે તો એ ઈશ્વર મટે. સૂર્ય મહાવ્રતધારી છે, તેથી જગતનો કાળ નિર્માણ થાય છે ને શુદ્ધ પંચાંગો રચી શકાય છે. તેણે એવી શાખ પાડી છે કે તે હંમેશાં ઊગ્યો છે ને હંમેશાં ઊગ્યાં કરશે, ને તેથી જ આપણે આપણુને સુરક્ષિત માનીએ છીએ. વેપાર માત્રનો આધાર એક ટેક ઉપર રહ્યો છે. વેપારીઓ એક બીજા પ્રત્યે બંધાય નહિ તો વેપાર ચાલે જ નહિ. આમ વ્રત સર્વવ્યાપક વસ્તુ જોવામાં આવે છે. તો પછી જ્યારે આપણે પોતાનુ જીવન બાંધવાનો પ્રશ્ન ઊઠે, ઇશ્વરદર્શન કરવાનો પ્રશ્ન રહ્યો છે, ત્યાં વ્રત વિના કેમ ચાલી શકે ? તેથી વ્રતની આવશ્યકતા વિષે આપણાં મનમાં કદી શંકા ન જ ઊઠો.

"પ્યારા બાપુ"

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઈ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જ્યારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભાં છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઈ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]

"શરીરને જે કેવળ સેવાનું સાધન જ માને છે તેને શારીરિક પ્રહારો સ્પર્શી જ નથી શકતા."

બાપુની અહિંસક લડતમાં મહુ કોઈ ભાગ લઈ શકતું. બાળકોએ પણ પોતાની વાનરસેના સ્થાપેલી. નીચેના પત્રમાં પોલીસનાં મંદિરમાં આવી માર ખાધેલા એક બાળકને બાપુએ લખ્યું :




આશ્રમનાં બાળકો,

"તેં કાગળ ઠીક લખ્યો. તમને બધાને પ્રસાદી મળી તેથી હું તો બહુ રાજી થયો છું. પોલીસના માર છતાં મનમાં રોષ ન આવે ને દયા જ છૂટે તથા બીજી પ્રસાદીની તૈયારી જ હોય એટલે જીવ્યું સાર્થક ગણાય. સંત ફ્રાન્સિસને કોઈ ગાળ દેય ત્યારે તે મનમાં હસે ને ઈશ્વરનો પાડ માને કે ગાળ દેનારને મારવા તેં ન પ્રેર્યો ને મારનારને વિષે એમ કહે કે મારી નાખવા તે ન પ્રેરાયો. મારી નાખનારને વિષે માને કે તેણે રીબાવવાનો પ્રયત્ન ન કર્યો. તાત્પર્ય એ છે કે જેણે શરીરનો મોહ છોડ્યો છે ને જે શરીરને કેવળ સેવાનું સાધન જ માને છે તેને શારીરિક પ્રહારો સ્પર્શી જ નથી શકતા

* * * *

મન મજબૂત કરવા સારુ સવારના નિશ્ચયો બાંધ્યા હોય તે દૃઢતા પૂર્વક પાળવા. થોડા વખત પછી અઠવાડિયાને માટે નિશ્ચયો કરાય. એમ કરતાં જીંદગી ભરના થાય. નકામો એક પણ વિચાર મનમાં આવવા જ ન દેવો. તેથી જ રામ નામનો મહિમા એ તંબુર છે. બીજા સારા વિચારો જુદા વાજિંત્રો અને સંગીત છે. તંબુર તો ચાલ્યા જ કરવો જોઈએ. બાપુના આશીર્વાદ.

શ્રી રમાબહેન જોષી ઉપરનો બાપુનો પત્ર આ નવા વરસે મનનીય થઈ પડશે. "ખબરદાર જો એ ચૂક્યા તો." આ બાપુની પ્રેરણાત્મક ટકોર, આપણને સૌને જાગ્રત કરે તો કેવુ સારુ !

ચિ. રમા,

મેં વચમાં જ કાગળ લખ્યો તે મળ્યો હશે, ને તેનો અમલ કર્યો હશે. ક્રોધની સામે ક્રોધ નહીં, અવગુણ સામે અવગુણ નહીં. ક્રોધની સામે શાંતિ, અવગુણનો બદલો ગુણ, ગાળનો બદલો પ્રેમ, અપકારનો બદલો ઉપકાર. આ ધર્મ છે. આ આશ્રમવ્યવહાર છે. ખબરદાર જો એ ચૂક્યા તો.

તા. ૬-૧૧-૩૨.

બાપુ.

### "અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથીજ જાય."

એક ક્ષણ પણ કોઈ ઊંડે ઊતરીને વિચાર કરે તો પોતાની અતિ અલ્પતા જણાયા વિના ન જ રહે. પૃથ્વીને વિષે આપણે જેમ જંતુને તુચ્છ જાણીએ છીએ, તેથી કરોડોગણા મોટા પ્રમાણમાં આ જગતને વિષે મનુષ્યપ્રાણી તુચ્છ છે. તેનામાં બુદ્ધિ છે તેથી કંઈ જ ફેર નથી પડતો. એનો મહિમા જ પોતાની તુચ્છતા અનુભવવામાં છે. કેમ કે એ અનુભવની સાથે જ બીજું જ્ઞાન પેદા થાય છે કે જેવો તે પોતારૂપે તુચ્છ છે તેવો તે ભગવાનનો તુચ્છતમ અંશ હોઇ તેમાં તેનો લય થાય છે ત્યારે તે ભગવાનરૂપ છે, ને એ સૂક્ષ્મ અણુમા ભગવાનની શક્તિ ભરી છે. અહંકારનું બીજ શૂન્યતા અનુભવવાથી જ જાય.

### "માણસ પ્રતિજ્ઞા કરીને ભાંગે છે તેનું કારણ પોતાનું અભિમાન જ છે"

પોતાના મનની સાથે નિશ્ચય કરી રાખવા એનો કાંઇ અર્થ નથી. માણસ પ્રતિજ્ઞા કરીને ભાંગે છે તેનું કારણ એ છે કે તે પોતે જ પોતાના બળે તે પાળી શકશે એવું અભિમાન રાખે છે. જ્યારે આપણું કાંઇ બળ જ નથી, એ બળ ભગવાનનું જ આપેલું છે. એને જ બળે આપણે બળિયા છીએ. એક નાનકડો પાણીનો ઘડો સમુદ્ર થવાને મથે એના જેવી વાત છે. ઘડામાં પાણી છે, એ સમુદ્રમાંહેલા જ પાણીનો અંશ છે, એમાં શંકા નથી. પણ એ અંશ આપણામાં છે અને એને લીધે આપણે દિન પ્રતિદિન શુદ્ધ થઇ એ મહાસાગરમાં ભળવાનુ છે એ જ્ઞાન જ આપણને પશુથી જુદા પાડે છે નહીં તો પશુની સાથે સામાન્ય ગુણો તો આપણામાં ઘણા છે. જે સર્વશક્તિમાન છે, સર્વવ્યાપક છે તેના વિના આપણે અપંગ થઇ પડીએ. તું ઉતાવળે પ્રતિજ્ઞા ન લઇશ, કારણ તારે પણ અનેક લાલચોમાં પડવાનું છે. પણ ક્યાંય વશ ન થઇશ. ઇશ્વરમાં જો તું માનતો હોય તો ઇશ્વર તને બળ આપો.

બાપુના આશીર્વાદ.

હે રામ

# સંસ્કારી માતાઓ જ ઉત્તમ રત્નો પેદા કરે છે.

શ્રી. બબલભાઈ મહેતા.

'યત્ર નાર્યસ્તુ પૂજ્યન્તે નન્દનતે તત્ર દેવતા "

બાળઉછેરની જવાબદારી તો માતા અને પિતા બન્નેની ગણાય છે કેમ કે બાળક મા અને બાપ બન્નેનુ ગણાય છે

પણ એના ઉપર વધારે સસ્કાર પડે છે માતાના કેમ કે બાળકમા સસ્કાર પડવાની જે ૨ થી ૭ વર્ષની ઉમર છે એ કાળ દરમ્યાન એને માતા સુથે રહેવાનુ વધારે મળે છે માતાનુ દૂધ અને માતાનો સ્નેહ પીને એ ઊછરે છે એટલે માતાના જીવનની અસર બાળકના જીવન ઉપર બહુ જબ્બર હોય છે

ઈશ્વર બાળકને આખ અને કાન આપ્યા છે ફોટોગ્રાફરની ફિલ્મની અદર જેમ કેમે નાના બારણામા દેખાતુ બધુ દૃશ્ય ઝડપાઈ જાય છે, એમ બાળક એની આખ મારફત જે જે જુએ છે અને કાન મારફત જે જે સાભળે છે એ બધુ છપાઈ જાય છે એમા થી જ એના સારાનરસા સસ્કાર બધાય છે નાના બાળકમા ભગવાને અનુકરણ કરવાની એક એવી શક્તિ મૂકી છે કે એની આજુ બાજુ એ જે કાઈ જુએ સાભળે છે એનુ અનુકરણ કરતુ થઈ જાય છે

એથી જ એની આજુબાજુ કેવુ વાતાવરણ ઊભુ કરવુ એનો સુશીલ માતા વિચાર કરે છે બાળકમા ખોટા નરસા પડે એવી કોઈ વાત એને સાભળવા ન મળે, ખોટા સસ્કાર પડે એવી કોઈ વાત એને જોવા ન મળે એની એ તકેદારી રાખે છે પછી એ પોતે તો એવુ ખોટુ વર્તન શાનુ રાખે જ ?

આપણા શાસ્ત્રોમા ગાયુ છે કે જ્યા સ્ત્રીઓને માન મળે છે ત્યા દેવતાઓ રમે છે એટલે કે જ્યા સસ્કારી માતાઓ વસે છે ત્યા પ્રજા એવી પાકે છે કે એને રિદ્ધિ અને સિદ્ધિ વરે છે

આપણો ઇતિહાસ તો શાખ પૂરે છે કે કૌસલ્યા માતા રામચદ્રજી આપે છે, જીજી બાઈ શિવાજી આપે છે, રૂપસુદરી વનરાજ આપે છે, પૂતળીબાઈ ગાધીજી આપે છે અને સ્વરૂપરાણી જવાહર આપે છે

આપણા કુટુબોને સસ્કારી બનાવવા હોય તો ભવિષ્યની માતાઓ સમી આપણી પુત્રી ઓના શીલ અને સસ્કાર, એમના શરીર મન, એમની બુદ્ધિ અને આત્મા ઉન્નત થાય એવી કેળવણી એમને આપો



દીકરો વહાલો અને દીકરી દવલી એ વિચાર છોડી દો દીકરો અને દીકરી બન્ને પ્રભુની આપેલી પ્રસાદી છે એમને ઉત્તમ રીતે ઉછેરવા, કેળવવા એ માતપિતાનો ધર્મ છે

'લોકજીવન

"પ્યારા બાપુ"

# ગાંધીજીનાં માતા

શ્રી. મિરચંદાણી

## "એક સાધ્વીજ આવા મહાત્માને જન્મ આપી શકે"

મહાત્મા ગાંધીના યશસ્વી જીવનની અનુપમ સૌંદર્યવાળી અનેક બાજુઓ હતી. એમાંની એક તે સ્ત્રીઓ પ્રત્યેનો એમનો ઊંડો આદર. એ આદરનું મૂળ તેમની માતા પ્રત્યેના તેમના પ્રેમ અને પૂજ્ય ભાવમાં હતું. તેઓ પોતાની માતા પ્રત્યે કેવો ઊંડો આદર ધરાવતા હતા તે નીચેના પ્રસંગ પરથી જણાય છે. દક્ષિણ આફ્રિકામાંથી વિજય મેળવીને પાછા આવ્યા બાદ તેઓ હિંદમાં પોતાના ભાવિ કામ માટે યોગ્ય સ્થળની શોધ કરતા હતા ત્યારે આ પ્રસંગ બન્યો હતો.

૧૯૧૬ની શરૂઆતના ભાગમાં સિંધના પ્રવાસ વખતે તેમણે હૈદરાબાદની મુલાકાત લીધી હતી. તે વખતે મારા નિમંત્રણને માન આપી તેમણે મારું ઘર પાવન કર્યું હતું. મારી માતા એ વખતે ૫૭ વરસનાં હતાં. જાહેર કામકાજમાં એ રસ ધરાવતાં નહોતાં. તેમણે થોડે દૂરથી ગાંધીજીને પ્રણામ કર્યાં એથી ગાંધીજીનો ખિન્ન ચહેરો શુદ્ધ આનંદમય બની ગયો. તેમણે કહ્યું, "તમારા માતુશ્રીને કહો કે તમને જોઈને મને મારી મા યાદ આવે છે." એ વખતે ગાંધીજીનો ચીમળાયેલો ચહેરો પૂરા ખીલેલા ગુલાબની પેઠે ખીલી ઊઠ્યો હતો. મારી માતા અભણ હોવા છતાં હૃદયની ભાષા સારી પેઠે સમજ્યાં અને ગાંધીજીના ગયા પછી સિંધીમાં તેમણે મને કહ્યું કે મેં ગાંધીજીના મુખ પર આધ્યાત્મિક કાંતિ જોઈ.

બાપુના ચારિત્ર્યઘડતરમાં તેમની માતાનો મોટો ફાળો હતો એ કારણે તેઓ સ્ત્રીને "પ્રભુની ઉમદામાં ઉમદા કૃતિ" સમજતા અને સ્ત્રીમાત્રને એની ઉંમર પ્રમાણે દીકરી, બહેન કે મા તરીકે લેખતા. તેમની માતા પછી તેમના કર્તવ્યનિષ્ઠ પત્નીએ ગાંધીજીની સ્ત્રીઓ પ્રત્યેની ઊંચા આદરની ભાવનામાં ફાળો આપ્યો. ગાંધીજી એના ખરા શબ્દાર્થમાં નારીપૂજક હતા. સ્ત્રીઓના ઉત્કર્ષની તેમની હિમાયત અને તેમના પ્રત્યેની તેમની ઉદાર દૃષ્ટિ એ સામાન્યપણે તેમની માતા અને પત્નીને અદ્વિતીય અંજલિ છે. તેમની માતા અને પત્ની બન્નેનાં જીવન પોતપોતાની રીતે આત્મસમર્પણના જીવન હતાં. સ્ત્રીઓ પ્રત્યેનો મહાત્માજીનો પ્રેમપૂર્ણ અને માયાળુ વર્તાવ સામામાં એટલા જ પ્રેમ અને માયાળુપણાનો પડઘો પાડતો. કારણ કે ભૂલને પાત્ર એવી માનવતા પ્રત્યેની કરુણાભરી તેમની આંખોમાંથી ચોમેર પ્રસરતા તેમના વ્યક્તિત્વનું જાદુઈ આકર્ષણ તેમને અસર કર્યા વિના રહેતું નહીં. 'જે હાથ ઝુલાવે પારણું' તે ચલાવે રાજ પૃથ્વીતણું" એ કહેવતને મહાત્માજીનું અદ્‌ભુત જીવન પ્રત્યક્ષ કરે છે. તેમનો અનોખો આપભોગ જે છેવટે શહીદીમાં ફળ્યો તેથી અને તેમની પવિત્ર માતાના ઉદાત્ત દાખલાએ જેની પ્રેરણા આપી એ કડક આત્મસંયમથી બાપુએ જગદ્‌ગુરુની હરોળમાં સ્થાન લીધું. કાળની દૃષ્ટિએ આપણે એમની પાસે એટલા બધા નિકટમાં છીએ કે આપણે તેમના ઉદાત્ત જીવનની ભવ્યતા પૂરી સમજી શકતા નથી પરંતુ ભાવિ પેઢીઓ એને સાચા સ્વરૂપમાં જોઈ શકશે અને તેમની મહાન તપશ્ચર્યાથી અને તેમણે પ્રાપ્ત કરેલ મહત્તાથી તેઓ કેવળ અચંબો પામશે.

ખરેખર, "એક સાધ્વીજ આવા મહાત્માને જન્મ આપી શકે."

"હરિજન"

# સ્વાર્થે બાજી બગાડી

"અભ્યાસી"

રાજકીય આઝાદી તો આપણને મળી પણ આર્થિક પ્રગતિ આપી શકે તેના જીવવાના અને સુખી થવાના અધિકાર વિના આ સ્વતંત્રતા શા કામની ? આ જાતનું જ્યાં જઈએ ત્યાં સંભળાય છે. સુખી થવાની કલ્પના હાથ જોડીને બેસી રહેવાથી થોડી જ પ્રાપ્ત થાય ! સ્વરાજ મળ્યા પછી તો ઊલટું આપણે પહેલાથી પણ વધારે સ્વાર્થી બન્યા, સેવાનો મંત્ર બાપુએ આપેલો તે પણ ભૂલ્યા, અને અધિકારનો મોહ જાગ્યો. આપણી સરકારને સહકાર આપવાને બદલે હંફાવવાનો પ્રયત્ન કરીએ છીએ. આપણે નિઃસ્વાર્થી થશું તો સરકાર સારી થવાની જ. આપણો સ્વાર્થ જ આપણને રામરાજ ભણી જતા અટકાવે છે. નીચેની ટૂંકી વાર્તા પરથી બોધ મેળવી સવેળા ચેતી જઈએ નહીં તો સ્વાર્થ જ આપણું કાર્ય બગાડશે.

"એક પુરુષ જે ચોર હતો, ઠગારો હતો અને જેનું ચરિત્ર હલકું હતું તે મરણ પથારીએ પડ્યો. હવે મરણ પછી મારું શું થશે તે વિચારથી તે આકુળવ્યાકુળ થતો હતો. આખી જિંદગીમાં તેણે ઈશ્વરનો કે ધર્મનો વિચાર સરખોય કર્યો ન હતો, પણ અત્યારે પ્રભુ પાસે દયા વાસ્તે માગણી કરી રહ્યો હતો. તેની માગણી ઘણી જ દયાજનક હતી તે સાંભળી એક દેવદૂત તેની પાસે આવ્યો અને પૂછવા લાગ્યો કે શું છે ?

તેણે કહ્યું "મારે હવે કરવું શું ? મારી જિંદગીમાં એક પણ શુભ કર્મ મેં કર્યું નથી હું હવે મરવાની તૈયારીમાં છું મારું શું થશે ?" તે દૂતે પૂછ્યું "તારા હાથે કોઈ સારું કામ કર્યું હોય તેવું તને યાદ છે ? જરા વિચાર કરીને જવાબ આપ." પેલો માણસ ઘણી જ ગડમથલ પછી બોલ્યો "હું જ્યારે નાની ઉંમરનો હતો ને ભીખ માગતો ત્યારે એક સજ્જને મને જામફળ આપ્યું હતું તે ખાવાની તૈયારીમાં હતો ત્યાં એક બીજી મારા જ જેવી ગરીબ સ્ત્રી ત્યાં આવી પહોંચી અને મારી પાસે જામફળ માગ્યું અને વગર આનાકાનીએ મેં દુઃખ વેઠી પેલું જામફળ ભીખારણને આપ્યું."

આ સાંભળી દેવદૂતે કહ્યું "ફિકર ન કર, આ જામફળની ઉદારતા તને બચાવશે તું તેને પકડી રાખજે." પછી તે મરણ પામ્યો ને જામફળની મદદથી તે સ્વર્ગ તરફ જતો હતો તેવામાં તેના જેવા બીજા કેટલાય પાપી જીવો દુઃખમાંથી બચવા તેને વળગી પડયા. આથી તેને અદેખાઈ આવી તે બોલ્યો "મને જવા દો આ તો જામફળ મારું છે" તે જ પળે પોતે સ્વર્ગમાં જતો અટકયો ને એકદમ નરકમાં આવી પડ્યો. તેને એક જ સારું કામ બચાવી રહ્યું હતું ત્યાં તેણે સ્વાર્થ તાકયો ને નરકમાં જવું પડયું.



રામરાજ ભણી જતા આપણી સ્થિતિ ઉપરની વાર્તા પ્રમાણે તો નહીં બને ને ! બાપુની તપશ્ચર્યાથી જગતમાં આપણો દેશ પ્રતિષ્ઠા પામ્યો. પણ એ મૂડી ઉપર આપણે કેટલું ખેંચી શકશું ? નિઃસ્વાર્થ સેવાભાવથી દેશનું કાર્ય થાય તો જ આપણી સાધના ફળે. પણ એ માટે આપણા આત્માને પિછાનવો રહ્યો.

"જ્યાં લગી આતમાતત્ત્વ ચીન્યો નહિ ત્યાં લગી સાધના સર્વ જૂઠી"

"પ્યારા બાપુ"




"ત્યાગનો નિવાસ ધર્મની ટોચ ઉપર છે, દાનનું સ્હેઠાણ તેની તળેટીએ છે."

એક માણસે ભલાઈથી અને પ્રમાણિકતાથી ધંધો કરીને પૈસો મેળવ્યો છે. એ પૈસાથી તે પોતાનો સંસાર સુખેથી ચલાવી રહ્યો છે. બૈરી છોકરાં માટે તેને માયા છે. પોતાના દેહ માટે મમતા છે. સ્વભાવિકપણે જ તેનું પૈસા તરફ વિશેષ ધ્યાન છે. દિવાળીના દિવસ આવતાં તે પોતાના હિસાબનું સરવૈયું કાળજીપૂર્વક કાઢે છે. સરવાળે ખરચ આવક કરતાં ઓછું થયું છે, અને તેથી પૂંજી કંઈક વધી છે, એમ જોઈ તે રાજી થાય છે. ભારે હાર્દમાંથી તથા તેટલા જ ભક્તિભાવથી તે લક્ષ્મીની પૂજા કરે છે. તેને દ્રવ્યનો લોભ હોય તોય તેની સાથે જ તેને કીર્તિ કે સામાજિક પ્રતિષ્ઠાની કહો, યા પરોપકારની કહો, ખૂબ પરવા છે. દેવધર્મ માટે—એમાં જ દેશ પણ આવી ગયો સમજો—ખર્ચાયેલા પૈસાનો વ્યાજ સાથે બદલો મળે છે એવો તેનો વિશ્વાસ છે. તેથી તેને માટે તે છૂટે હાથે ખર્ચ કરે છે. નાના બાળકને જેમ માનો તેમ આસપાસનાં ગરીબગુરબાંને તેનો મોટો આધાર લાગે છે.

બીજા એક માણસે આવી જ રીતે પ્રમાણિકતાથી પૈસો મેળવ્યો હતો. પણ તેથી તેને સંતોષ ન હતો. એક વખત બગીચા માટે તેણે એક કૂવો ખોદાવ્યો. કૂવો ઘણો ઊંડો ગયો. તેમાથી થોડીક માટી, કેટલોક મુરમ અને મોટા જથ્થામા પથ્થર નીકળ્યા, તેનો એક ડુંગર જ બન્યો. તે પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો: "મારી તિજોરીમા પણ પૈસાનો એવો જ એક ડુંગર ભેગો થયો છે. તેને લીધે બીજે ક્યાંક એવડો જ મોટો ખાડો તો નહિ પડયો હોય?' વિચારનો ધક્કો વીજળીના આચકા જેવો હોય છે. આટલા વિચારથી તેની ઊંઘ ઊડી ગઇ ને તે જાગ્યો; એ કૂવો જ તેનો ગુરુ બન્યો. તે કૂવા પાસેથી તેને જે મંત્ર મળ્યો તેની કસોટી ઉપર તેણે પોતાની પ્રમાણિકતા ઘસી જોઇ. પણ તે પૂરતા કસની નથી એમ તેને જણાયું. 'વેપારી પ્રમાણિકતા' મેં જાળવી હોય તોય આવા રેતીના પાયા ઉપર મારું ઘર કેટલું ટકવાનું? આ વિચાર તેને ઝેરની જેમ વાગ્યો. આખરે, પથ્થર અને માટી તથા માણેક અને મોતી એમાંનો તફાવત તેને દેખાતો બંધ થયો. 'નકામો કૂડોકચરો સંઘરી રાખવામાં શો અર્થ છે?' એવો વિચાર કરીને તે એક દિવસ સુંદર પરોઢિયે ઊઠયો. બધી સંપત્તિ

તેણે ગધેડાની પીઠ ઉપર લાદી અને તે લઈને તે ગંગાને કિનારે પહોચ્યો 'હે માતા, મારુ પાપ ધોઇ નાખ,' એમ કહી તેણે એ બધી કમાણી માતાના ખોળામા ઠાલવી દીધી અને સ્નાન કરીને મુક્ત થયો તેને કોઈ પૂછતુ કે "દાન પણ તમે કેમ ન કર્યું ?' તો તે જવાબ આપતો, "દાન કરવા જાઉ તો 'પાત્ર' જોવુ પડે અપાત્રને દાન કરવાથી ધર્મ કરવા જતા અધર્મ થઇ બેસવાની ધાસ્તી હોય છે મને અનાયાસે ગગાનુ 'પાત્ર' મળી ગયુ તેમા મે દાન કર્યું ' એથીય ટૂકાણમા તે એટલુ જ કહેતો, 'કચરાનુ તે કઇ દાન કરવાનુ હોય ?' આગળ જતા છેવટે તે મૌન થી જવાબ આપવા લાગ્યો આવી રીતે તેણે સપત્તિનો ત્યાગ કર્યાથી હવે તેના બધા 'જિગરના દોસ્તો' એ તેનો ત્યાગ કર્યો

પહેલો દાખલો દાનનો છે, બીજો ત્યાગનો છે આજના જમાનામા પહેલો દાખલો જેમ મનમા ઠસી જાય છે તેમ બીજો ઠસતો નથી પણ આ આપણી દુર્બળતા છે એટલા જ માટે શાસ્ત્રકારોએ પણ કળિયુગમા દાનનો મહિમા કહ્યો છે 'કલિયુગ એટલે પણ શુ ? કલિયુગ એટલે મનની નબળાઇ નબળુ મન પૈસાનો લોભ સાવ છોડી શકતુ નથી તેથી એવુ મન ઘણો ઊચો કૂદકો મારે તોય તે દાન સુધી જ પહોચે છે ત્યાગ જેટલે ઊચે તે જઈ શકતુ નથી લોભી મનને ત્યાગનુ નામ દેતા કઇ ને કઈ થાય છે તેથી શાસ્ત્રકારોએ તેની આગળ દાનનો મહિમા અને ગુણ ગાયા છે

ત્યાગ તો છેક મૂળ ઉપર જ ઘા કરે છે દાન કરવુ એ ઉપર ઉપરથી પાદડા તોડવા જેવુ છે ત્યાગ પેટમા આપવાની દવા છે દાન કપાળે ચોપડવાનો સૂઠનો લેપ છે ત્યાગમા અન્યાય માટેની ચીડ છે દાનમા સામાજિક પ્રતિષ્ઠાનો મોહ હોય છે ત્યાગથી પાપનુ મુદ્દલ સુદ્ધા ચૂકતુ થાય છે, જ્યારે દાનથી તો માત્ર પાપનુ વ્યાજ જ ચૂકવાય છે ત્યાગનો સ્વભાવ દયાળુ છે દાનનો સ્વભાવ માયાળુ છે બન્ને ધર્મ કાર્યો જ છે ત્યાગનો નિવાસ ધર્મની ટોચ ઉપર છે, દાનનુ રહેઠાણ તેની તળેટીએ છે

પ્રાચીન કાળમા માણસ અને ઘોડો અલગ અલગ રહેતા કોઇ કોઇના વાળામા ન હતુ એક વખત માણસને કઇ ઉતાવળનુ કામ આવ્યુ એટલે તેણે ઘોડા પાસે તેની પીઠ થોડા વખત પૂરતી ભાડે માગી ઘોડાએ પણ પડોશધર્મ માનીને માણસની માગણી સ્વીકારી માણસે કહ્યુ, 'પણ મારાથી તારી પીઠ ઉપર એમ ને એમ નહિ બેસી શકાય લગામ પહેરાવવા દઈશ તો જ તારી પીઠ હુ વાપરી શકીશ ' ઘોડાએ આ વાત પણ કબૂલ રાખી ઘોડાને લગામ ઘાલીને માણસ ઘોડા ઉપર સવાર તો થયો, ઘોડાએ પણ થોડા જ વખતમા તેનુ કામ પાર પાડી આપ્યુ હવે કરાર મુજબ માણસે ઘોડાની પીઠ ખાલી કરવાનુ આવ્યુ, પણ માણસનો લોભ છૂટે નહિ એ કહે,– 'આમ જો ભાઇ તારી પીઠ મારાથી હવે છોડાતી નથી, એટલે એટલી વાત તુ મને માફ કર એમ તો તે મારી ચાકરી કરી છે, (અને હવે પછી પણ કરીશ!) એ વાત હુ કદાપિ ભૂલીશ નહિ તે બદલ હુ તારી ચાકરી કરીશ તારે માટે તબેલો બાધીશ તને દાણો ખવડાવીશ, પાણી પાઈશ, ખરેરો કરીશ, તુ જે કહે તે કરીશ પણ એટલી વાત હવે કરીશ મા,' ઘોડો બિચારો શુ કરી શકે? ત્યારથી હણહણીને એ મૂગા જનવરે પોતાની ફરિયાદ પ્રભુના દરબારમા નોધાવી ઘોડાને ત્યાગ જોઈતો હતો ત્યારે માણસ દાનની વાતો કરતો હતો! 'ભલા માણસ! તારો આટલો બોલ પણ ખરો પડવા દેજે

— વિનોબાજી

"પ્યારા બાપુ"

# સંતો-ભક્તો-શહીદો

[સંતોનુ જીવન પારસમણિ જેવુ છે. જે કોઈ એમના સમાગમમાં આવે છે અને જેને સંતનો સ્પર્શ થાય છે, એનું જીવન સુવર્ણમય બની જાય છે. એથી જ આપણા દેશમા સત્સંગને સાધનાનુ એક મુખ્ય અંગ ગણવામાં આવ્યુ છે.

આ હેતુને લક્ષમાં રાખીને પ્રત્યેક મહિને કોઇને કોઇ સંતના જીવનની રૂપ-રેખા આપવાનુ ઉચિત ગણ્યુ છે.]

## સત્યસાધિકા એની બેસેન્ટ

શ્રી ગુરુદયાલ મલ્લિક

એકવાર શ્રીમતી સરોજિનીદેવી નાયડુએ કહ્યું હતું કે ગાંધીજીનું દેશસેવાનું કાર્ય શક્ય બન્યું એનું કારણ એ છે કે શ્રીમતી એની બેસેન્ટે ગાંધીજીએ જે કાર્ય શરૂ કર્યું તે પહેલાં એનો પ્રારંભ કર્યો હતો અને માર્ગ ખુલ્લો મૂકયો હતો. કવિની દૃષ્ટિ અતીવ ઊંડી હોય છે. તેથી કવિ જે દર્શન કરી શકે છે તે સામાન્ય લોકો કરી શકતા નથી. આ દૃષ્ટિએ ગાંધીજી અને એની બેસેન્ટનો આંતરિક સંબંધ હજી સુધી લોકો બરાબર જાણી શકયા નથી.

એની બેસેન્ટે શું કર્યું? દીનબંધુ એન્ડ્રૂઝની પેઠે એમણે પણ પોતાના દેશ ઇંગ્લેન્ડને છોડીને હિંદની સેવા કરવાનું સ્વીકાર્યું. ઇંગ્લેન્ડ આપણા પર રાજ કરીને આપણી ઉન્નતિના માર્ગમાં આડે આવે છે એ એક 'પાપ' છે. પાપનું પ્રાયશ્ચિત કરવા માટે આ બન્ને વ્યક્તિઓએ હિંદને પોતાનાં જીવનની પુણ્ય-ભૂમિ બનાવી. એ બંનેએ લગભગ ચાલીસ વર્ષ સામાજિક, ધાર્મિક અને રાજકીય સેવા બજાવી.

એની બેસેન્ટ જ્યારે હિંદમાં ગઈ શતાબ્દિના અંતમાં આવ્યાં ત્યારે દેશનો શિક્ષિત વર્ગ એમાં જ ગર્વ સમજતો હતો કે દરેક બાબતમાં વિલાયતના લોકોની નકલ કરવી: વિચારમાં, આચારમાં, ખાવા પીવામાં, પોશાકમાં અને પોતાની સંસ્કૃતિ તેમજ પોતાના સાહિત્ય નહીં જાણવામાં; અરે, એ એટલી હદ સુધી કે એની અવગણનામાં મોટાઇ સમજતા! આ બધું જોઇને આપણા લોકોની વિચાર-ધારાની દિશાને સ્વદેશ અને સ્વધર્મ તેમજ સન્માન ભણી ફેરવવામાં એની બેસેન્ટે યથાશકિત પ્રયત્નો કર્યા. ધીમે ધીમે શિક્ષિત લોકો સમજવા લાગ્યા અને જેમ જેમ સમજતા ગયા તેમ તેમ નિર્ભય દેશભકત બનતા ગયા. આપણા દેશસેવકો અને દેશપ્રેમીઓમાં

હજીય સારી સંખ્યાનાં લોકો એવા મળી આવશે જેઓ એની બેસેન્ટની માતૃવત્ છાયા તળે ઉછર્યા છે તેથી જ કાશી વિશ્વ વિદ્યાલય—જેની સ્થાપના થોડા વર્ષો પછી થાત જો એની બેસેન્ટે પોતાની મોટી કૉલેજ આપવાની કુરબાની ન કરી હોત તો—ના એક મકાનમા આરસની તખતી પર આ શબ્દો કોતરેલા છે:

"અમારી માતાએ એ તો અમને ફકત જન્મ આપ્યો હતો, પણ તમે, માતુશ્રી એની બેસેન્ટે, અમને પુનર્જન્મ આપ્યો છે"

ગાંધીજીની જેમ એની બેસેન્ટે પણ બે વાતો પર સૌથી વધારે ભાર મૂક્યો હતો. ચારિત્ર્યનુ ઘડતર અને સત્યની પૂજા જો ગાંધીજીનુ આગમન હિંદના બાગમા વસંતના પવન સમાન હતુ તો એની બેસેન્ટનુ આગમન વસંતના પવનને સ્થાન આપનારુ હતુ તેથી જ 'માતા બસંતી'ના નામથી એમના શિષ્યો અને અનુયાયીઓ ઘણા વહાલથી એમને સંબોધતા હતા

માતા બસંતીનો જન્મ ગઈ શતાબ્દીની લગભગ અધવચ્ચે ઇંગ્લેન્ડમા થયો હતો ત્યારે ઉમરમા આવ્યા ત્યારે પોતાનુ શિક્ષણ પૂરું કરી તેમણે એક પાદરી સાથે લગ્ન કર્યા. એમને સંતાન થયુ એક વખત એમનુ એ બાળક બહુ જ બિમાર પડ્યુ. એ નાના બાળકનું અતિશય કષ્ટ જોઇને એમનો વિશ્વાસ પ્રભુ પરથી અને ઈશુ પરથી ઊઠી ગયો. તે દિવસથી જ એમની સત્યશોધનની યાત્રા શરૂ થઈ જ્ઞાન દ્વારા આપણે સત્ય પરના આવરણો દૂર કર્યા. પણ સત્યનું એક વિશિષ્ટ રૂપ ન્યાય છે એટલે ત્યા જ્યાં એમણે સામાજિક જીવનમા અન્યાય જોયો ત્યાં ત્યા અન્યાયને દૂર કરવા તેઓ તરત જ હાજર થઈ જતા. સત્યપરાયણ અને ન્યાયપરાયણ હોવાને લીધે મેડમ બ્લેવેટસ્કી (જેમનો અહેવાલ 'પ્યારા બાપુ'ના એક અંકમાં આવી ગયો છે)ની કૃપાદૃષ્ટિ એમના પર પડી. ત્યારથી તેઓ થીઓસોફિકલ સોસાયટીમા જોડાયા, અને એ સોસાયટીના કામ અંગે જ એમને હિંદમા આવવાનુ થયુ.

કોઈએ એક વાર શ્રીમતી એની બેસેન્ટને પૂછ્યુ હતુ, 'આપના મૃત્યુ પછી આપની કબર પર જો કોઈને એક વાક્ય લખવું હોય તો આપ કયા શબ્દો પસંદ કરો?

એમણે ઘણી નમ્રતાથી જવાબ આપ્યો 'ફકત પાંચ જ શબ્દો:

'S'e tried to follow Truth" (એમણે સત્યનુ પાલન કરવા પ્રયત્ન કર્યો")

॥ વન્દે માતરમ્ ॥





# સૂક્તિસુધા

## ભાવના અને સિદ્ધિ

આપણે—ભારતવાસીઓ—સ્વરાજ સ્વરાજ શબ્દનો ઉચ્ચાર અને સ્વરાજ પ્રાપ્તિની ઇચ્છા ઘણા લાંબા કાળથી કરીએ છીએ. છતાં સાચા સ્વરાજનો સાક્ષાત્કાર હજુ સુધી કેમ આપણાથી વેગળો ને વેગળો રહે છે? સ્થિરચિત્તે વિચાર કરતાં એટલું તો સૌને સમજાશે કે આપણો સ્વરાજ શબ્દનો ઉચ્ચાર નિર્માલ્ય—પોપટીઆ રટણ જેવોજ રહ્યો છે. વધારે સ્પષ્ટ શબ્દોમાં કહીએ તો સાચા સ્વરાજ માટેની આપણી ભાવના સાવ મોળી છે. અને ઈશ્વર ગમે તેટલો માયાળુ કાં ન હોય પણ મોળી ભાવનાની સિદ્ધિ તો એ શેનો જ અપાવે?

કોઇને પ્રશ્ન થશે કે આપણી ભાવના મોળી છે એની ખાત્રી શી? તડને ફડ જવાબ જોઇતો હોય તો તો હજી આપણને સ્વતંત્રતા મળ્યા છતાં આપણી વૃત્તિ બદલાઇ નથી. એ જ એની ખાત્રી. પણ આ સ્થળે તો એ વાતની ખાત્રી 'પ્યારા બાપુ'ના વાચકને હું પુરાણની ઢબે એક કથા દ્વારા કરાવવા માગું છું.

સાધુ સંતોના ઉપદેશમાં એક આવી કથા છે:—

એક હતો કુંભાર. તે પોતાનાં ગધેડા લઇને એકવાર એક ગામથી બીજે ગામ જવા નીકળ્યો. ગામ જરા દૂર હતું અને ગધેડાં જરા ધીમાં હતાં એટલે સાંજ પડી ગઈ છતા ગામ આવ્યું નહિ. હવે તો રસ્તામાં જ રાતવાસો કર્યા વિના ચાલે એવું ન હતું.

કુંભાર તો આસપાસ થોડાં ઝાડ હતાં તેની સાથે ગધેડાને એક પછી એક બાંધવા માડયાં. બાંધતાં બાધતાં એક ગધેડું રહ્યું એને બાંધવા માટે કુંભાર પાસે દોરડું જ ન મળે. ગધેડાને તો મજા પડી ગઈ. નાચે, કૂદે ને ચારે તરફ દોટો મૂકે. કુંભાર બિચારો એનાથી થાકયો અને ખૂબ મૂંઝાયો એવામાં એની નજર રસ્તે જતા એક બાવાજી ઉપર પડી. એણે તો તરત બે હાથ જોડયા ને પૂછયું 'બાપજી, આ ગધેડાને ઠેકાણે લાવવાનો કંઇ ઉપાય બતાવોને?' બાવાજી કુંભારની મૂંઝવણ સમજ્યા અને હસી પડયા, ઓહો! એમાં તે આટલો શું મૂંઝાય છે. જો, હું કહું તેમ કર. તારા એ ગધેડાને એક ઠેકાણે ઊભો રાખી એના પગ ખરેખરા

બાંધવા હોય એવી રીતે તારે તારા હાથના ખોટેખોટા ડાળ કરવા બસ, ગધેડું ના બધાય તો મને કહેજે!

કુંભાર તો હરખાતો હરખાતો ગયો ગધેડા પાસે. અને બાવાજીએ બતાવેલી યુક્તિ અજમાવી એણે હાથના ચાળા કર્યા તેની સાથે જ ગધેડુ સ્થિર થઇ ગયુ! યુકિત આબાદ સફળ નિવડી. બિચારો થાકયો પાકયો બાવાજીનો પાડ માનતો સૂઈ ગયો રાત તો પલક વારમા પસાર થઈ ગઇ અને સવાર પડી રાતોમાતો સૂરજ ઊગ્યો. અને કુંભારનાં પોપચા ઉઘડયા એવો તો તરત જ બીજે ગામ જવાની ઉતાવળ કરવા માડી ગધેડાને એક પછી એક છોડ્યા પેલા મસ્તીખોર ગધેડાને તો છોડવાપણુ હતુ જ નહિ ને?

એટલે કુંભારે તો હાથમા ડફણુ લઇને બધાને હાકવા માડયા બીજા બધા તો સીધે સીધા ચાલ્યા પણ પેલુ કેમે કર્યું ડગલુ જ ન ભરે, બહુ માર્યું પણ પેલા ગધેડાએ તો સમ ખાવા પૂરતુ એક ડગલુયે ન ભર્યું! હવે! કુંભાર વળી થાકયો આખરે એક વિચાર સ્ફૂર્યો એને નક્કી લાગ્યુ કે પેલા બાવાએ આ ગધેડાને મંત્રેલુ લાગે છે એટલે જ નથી ચાલતું બાવાજીને ગધેડાનો લોભ લાગ્યો છે હં, હવે સમજ્યો

કુંભાર તો નીકળ્યો બાવાજીને શોધવા અને સારે નસીબે બાવાજી પણ નજીકમાં રાતવાસો રહેલા એટલે તરત મળી આવ્યા એણે જઇને સવાલ કર્યો, "અરે બાવાજી આ મારા ગધેડાને તમે શું કર્યું છે કેટલુ માર્યું પણ ખસતુ જ નથી."

બાવાજી તો હસતા હસતા બોલ્યા અરે! ભલા ભાઈ, એમાં ગધેડાનો શો દોષ! જો, જઇને, જાણે સાચે સાચું દોરડું બાંધ્યુ હોય અને છોડતો હોય એવી રીતે હાથના ચાળા કર-બસ, પછી એ ન ખસે તો મારી પાસે આવજે."

કુંભાર તો પહોંચ્યો ગધેડા પાસે. હાથના ચાળા કર્યા ન કર્યા અને ગધેડું ચારે પગે ઉપડયું. કુંભાર તો છક થઈ ગયો. અને ખુશ પણ થઈ ગયો.

આ થઈ કથા. હવે એનો કિંમતી સાર આપણે જોઇ લઈએ. પેલા ગધેડાને કોઇએ ખરી રીતે બાંધ્યું પણ નહોતું અને છોડયું પણ નહોતુ માત્ર એના મનમાં ઠસી ગયું કે "હું બંધાયો છુ" અને "હું છૂટયો છુ" એ જ એનુ બંધન અને એ જ એની મુક્તિ. જેવી ભાવના થઈ તેવી સિદ્ધિ પણ થઈ. પણ એ ભાવના સાચી સબળ હતી.

આપણા સ્વરાજને વિષે પણ કંઈક આવું જ કહી શકાય. આપણે સ્વતંત્ર થયા છતાં સ્વતંત્રતાની ભાવના આવી નથી. એવી મનોવૃત્તિ છે ત્યા સુધી રામરાજ્ય કેમ સંભવે? "આપણે દેશના નમ્ર સેવક છીએ" એવી તિવ્ર ભાવના થશે તે ઘડીથી જ આપણે સાચા સ્વતંત્ર થવાના એ વિષે શંકાને સ્થાન નથી એ ભાવના શુદ્ધ હશે તો રામરાજ આવવાનું જ.

"પ્રભુ! આપણા દેશવાસીમાં 'રામરાજ'ની બળવાન ભાવના પ્રેરો અને સિદ્ધિ કરો!"

— ભારતવાસી.



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

**"ખરી સુંદરતા એ તો આત્માની સુંદરતા છે."**

બહેનો,

હવે તો મારે આ એક જ કાગળ લખવાનો રહે છે. પછીને સોમવારે તો હું તમારી તરફ આવવા રવાના થયો હઈશ.

મુસાફરીમાં સ્ત્રીઓની સભાઓ તો હોય જ છે એટલે અનુભવો નિત્ય નવા મળ્યા જ કરે છે. સ્ત્રીઓની પાસે સ્વરાજ્યની ચાવી છે એમ જોઉં છું પણ એને કોણ જાગ્રત કરે? અસંખ્ય સ્ત્રીઓ નિરુદ્યમી છે તેને ઉદ્યમી કોણ બનાવે! બચપણથી જ માતાઓ પોતાના બાળકને બગાડે છે તેને કોણ અટકાવે? છોકરાંઓને ઘરેણાંથી, અનેક પ્રકારના કપડાંથી લાદી મૂકે છે. નાની બાળિકાઓને પરણાવી મૂકે છે. બાળાને બુઢ્ઢાને આપે છે. સ્ત્રીઓનાં ઘરેણાં જોઈને તો હું હેરાન જ થઈ જાઉં છું, એને કોણ સમજાવે કે એમાં સૌંદર્ય નથી. સૌંદર્ય તો હૃદયમાં છે. આવી તો અનેક વાતો હું લખી શકું. પણ તેનો ઇલાજ શો? ઇલાજ તો સ્ત્રીઓમાંથી કોઈ ઉગ્ર તેજવાળી દ્રૌપદી નીકળી પડે ત્યારે મળે. આવી શક્તિ મેળવવા તમારે પ્રયત્ન કરવો રહ્યો છે. તેનો નિશ્ચય કરજો ને પછી ધીરજ રાખજો. ઉતાવળે આંબા ન પાકે.

બાળાઓને વિષે તમે લખ્યું છે એ મને ગમે છે. બે છોકરીઓના કાગળમાં આ પ્રશ્ન છે: છોકરીઓ માથાને સારુ પીન અને ચીપિયા વાપરી શકે? રીબન ગૂંથી શકે? મેં ઘટતો જવાબ તો આપ્યો છે પણ તમારી આગળ એ વાત મૂકું છું. મને લાગે છે કે એ બેમાંથી એકે વસ્તુની આવશ્યકતા નથી. પૂર્વે તો નહોતી. પશ્ચિમમાં વાળ અનેક રીતે ગૂંથે છે એટલે એક એક ઓરત સેંકડો પીન અને ચીપિયા વાપરે છે. રીબનનો તો પાર નથી. પણ આપણે તો બહારની શોભા જોઈએ નહીં. પાઈ પાઈનો પણ કૃપણની જેમ સાંચવવાનો આપણો ધર્મ છે, કેમકે આપણને મળતા દ્રવ્યના આપણે માલીક નથી પણ રક્ષક છીએ. એટલે તેમાંથી દેહને અન્ન વસ્ત્રરૂપી ભાડું આપવા જેટલા જ પૈસા વાપરવાનો આપણો અધિકાર છે ત્યાં પીન વિ. ને સ્થાન હોય જ નહીં એમ માનું છું. આપણો પોતાનો અને બાળકોનો આનંદ આપણને શોભે એવી રીતે આપણે રચવો જોઈએ.

મા. વ. ૧૧ માલવન,

બાપુના આશીર્વાદ.

# અણ અજવાળ

## બાપુનું વિરાટ દર્શન

શ્રી. સરલાબહેન મજુમદાર

[ગતાંકથી ચાલુ]

✱

ત્યારે આશ્ચર્યથી ઉઠ્યાં, હર્ષ રોમ શરીરનાં
નમાવી શિર હું બોલું, બાપુને હાથ જોડીને

હે બાપુ! દેખું તવ દિવ્ય તેજે,
છાઇ રહી માનવ જાત હિંદની
ઝગે જવાહીર, વળી પ્રકાશે
આ ઉગ્ર તેજે સરદાર પોને.

સામે ફરે ધર્મનું ચક્ર વેગે
મંજુલ ગીને ચરખો તમારો
ઝગી રહ્યા સૌમ્ય પ્રફુલ્લ તેજે
પ્રભાતના સૂર્ય સમા મહાત્મા.

અનેક નેત્રો, મુખ, હસ્ત, પેટ
અનંત રૂપો, તવ, સર્વ બાપુ
ન અંત તારો, નહિ મધ્ય આદી
વિરાટ તારું રૂપ હું નિહાળું. ..

અનેક નેત્રો તુજનાં રડી રહ્યાં,
ખુણે ખુણેથી દુઃખ જોઈ વિશ્વનાં
હદે ભર્યો પ્રેમ અખૂટ અબ્ધિ
એ નેત્ર માગે વહતો અખંડ

૧૪ (ક્રમશઃ)

# ''પ્યારાબાપુ''

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની' વિચારશ્રેણીનો સમન્વય કરી બંને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનુ સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદા જીવનના પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

* દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
* પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવુ.
* સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
* 'પ્યારાબાપુ'માંનાં સર્વે ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

દેશમાં – રૂપિયા છ
પરદેશમાં – બાર શિલિંગ

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર-વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય, 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે. મુંબઈ—૨૪.

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામા લોકોપયોગી કલાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમા પણ સુરુચિ અને આનંદનુ સિંચન કરવાનો અને કરાવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે. ત્યાં આલીશાન મકાનો નહી પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે, ત્યાં કલા હશે, ત્યાં સંગીત હશે ત્યાં એ વાટે જ કેળવણી અપાશે. ત્યાંનુ વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે. એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારના મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટૂંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરશુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામા સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે. રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક, ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય, નહેરુ રોડ, વિલેપારલે.

ભલો ભલાઈહિ પૈ લહઇ, લહઇ નિચાઈહિ નીચુ ।
સુધા સરાહિય અમરતા, ગરલ સરાહિય મીચુ ॥

અમૃત જેમ અમરપણુ આપવામાં અને વિષ જેમ મરણુ આપવામા પંકાય છે, તેમ ભલા માણુસો ભલાઇ કરીને અને નીચા માણુસો નીચતા કરીને વડાઇ માને છે.

— રામાયણુ.




જડ ચેતન ગુન દોષમય, બિશ્વ કીન્હ કરતાર ।
સંત હંસ ગુન ગહહિં પય, પરિહરિ બારી બિકાર ॥

પરમેશ્વરે જડ-ચેતનના ગુણુદોષવાળું જગત સરજ્યું છે, પરંતુ હંસસ્વરૂપ સંતપુરુષો જળરૂપ વિકારનો ત્યાગ કરી દૂધરૂપી સારને ગ્રહણુ કરે છે.

— રામાયણુ.

# સહકાર આપો.

આ મથાળા નીચે "પ્યારા બાપુ"નો સેવાભાવથી પ્રચાર કરનારા મિત્રોનો હેવલ અવાર નવાર પ્રગટ થાય છે અમારી ગણત્રી તો હતી જ કે દરેક ગ્રાહક ઓછામા ઓછો એક નવો ગ્રાહક બનાવી આ કાર્યને પ્રેમથી અપનાવી લેશે પણ એ નથી બન્યુ આવુ કાર્ય સહકાર વગર થોડુ જ સફળ થઇ શકે? એક નવો ગ્રાહક બનાવી મોકલવો એ કઈ ભારે વસ્તુ નથી બાપુની ધર્મવાણીનો પ્રચાર કરવો એ કર્તવ્ય સમજી સહુ આ કાર્ય ઉપાડી લે તો "પ્યારા બાપુ" દરેક ઘરમા અવશ્ય પહોચી જાય

આ છેલ્લા બે મહિનામા શ્રી અમૃતલાલ વોરા, જયતિલાલ પટેલ તેમજ રતિભાઈ પાલાએ આફ્રિકામા પ્રચાર માટે સારો ઉત્સાહ બતાવ્યો છે આ સિવાય આણદમા શ્રી નટવરલાલભાઇ દવે, ભાદરવામા અબાલાલ શાહ, મુબાઈમા માણેકચદ ખોના તેમજ અમદાવાદમા ચારુબહેન યોદ્ધાનો સહકાર મળ્યો છે તે માટે તેઓના આભારી છીએ

અમે આશા રાખીએ છીએ સહુ આ પ્રચાર કાર્યમા ભળી "પ્યારા બાપુ"ને પગભર કરવા અમે જે મહેનત કરી રહ્યા છીએ તેમા પૂરો સહકાર આપશે જે મિત્રોને રસ હોય તે અમારા કાર્યાલયના સરનામે પત્રવ્યવહાર કરે જેથી પ્રચાર માટેની પત્રિકાઓ મોકલી શકાય આ ન અવશ્ય જણાવો

નીચેના સ્થળોએ "પ્યારા બાપુ"નુ લવાજમ ભરી શકાશે.

(૧) શ્રી કુસુમબહેન ગાધી રાષ્ટ્રીયશાળા, રાજકોટ
(૨) શ્રી જમુભાઈ સરવૈયા ગગા મહાલ, ૫૯, બાણગગા રોડ, મુબઇ ૬
(૩) શ્રી ચીમનલાલ તમાકુવાલા વસી તમાકુવાલા એન્ડ સન્સ, બુરાનપુરી ભાગોળ, સુરત
(૪) શ્રી મનસુખલાલ જાદવજી ગાધી ૩૬, નાગદેવી ક્રોસ લેઇન, મુબઇ
(૫) શ્રી ગીરધરલાલ દામોદરદાસ લીમીટેડ રીલીફ રોડ, પોલીસ ચોકી સામે, અમદાવાદ
(૬) શ્રી રામકૃષ્ણ જાજુજી તિલક ચોક, સોલાપુર
(૭) શ્રી પી. ટી જાની ૧૧૨, સર વિઠ્ઠલદાસ ચેમ્બર્સ, ૧૬, એપોલો સ્ટ્રીટ, મુબઇ ૧
(૮) શ્રી નટવરલાલ દવે નાનુ અડધ આણદ
(૯) શ્રી મોહનભાઇ મહેતા ૧૮૪ ગોવિંદ અપ્પા નાયક સ્ટ્રીટ મદ્રાસ
(૧૦) શ્રી સ્વદેશી વસ્તુભડાર ગોલવાડ ગેટ, નવસારી
(૧૧) શ્રી ચીમનભાઈ કોઠારી મથવારાના ડેલામા, સુરેન્દ્ર નગર [સૌરાષ્ટ્ર]
(૧૨) શ્રી શાતિલાલ દવે માધવવાડી, ૧૦૨ ઇ રૂમ ન ૨૨ દાદર, મુબઇ ૧૪
(૧૩) શ્રી આર આર શેઠની કુ૦ કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ મુબઈ
(૧૪) શ્રી એન એમ ત્રીપાઠી લિ૦ ૧૬૪, પ્રિન્સેસ સ્ટ્રીટ, મુબઇ
(૧૫) શ્રી રમણીકલાલ મેઘાણી ૧૪, અમરતલા સ્ટ્રીટ, કલકત્તા

પરદેશમા 'પ્યારા બાપુ'નુ લવાજમ નીચેના સ્થળોએ ભરી શકાશે

(૧) શ્રી પ્રભુદાસ જ વજગીઆ પો બો. ન ૧૨૬, નૈરોબી, કેન્યા કોલોની
(૨) શ્રી રતિલાલ પાલા 'કાઝાપાલા' લોરેન્સો—માર્કવીસ પો. બો ન ૮૮૦ [પો ઈ આ]
(૩) શ્રી અમૃતલાલ વોરા પો બો ન ૧૯૦ કમ્પાલા [યુગાન્ડા]
(૪) શ્રી જયતિલાલ પટેલ પો બો ન ૭૨, કમ્પાલા [યુગાન્ડા]

...નવા વર્ષને માટે એટલું જ કે આશ્રમનાં બધાં વ્રતો વિષે વધારે સમજો ને જાગૃત થાઓ. જેમ તેનું પાલન મનપૂર્વક થશે તેમ શરીર અને આત્મા બન્નેની ઉન્નતિ થશે. ભગવાન તમારા સહુનું કલ્યાણ કરો.

સહુ એક થઈને પોતાની શક્તિ ફરી વાપરીને કામ કરે તો ઘણું વધારે કામ થાય. આ વાત આખા જગતના જીવમાત્રને લાગુ પડે છે. તમે કીડી, મંકોડાને જોશો તો તેની કૃતિમાંથી યે એજ પાઠ શીખાય છે.

વર્ષ ૨ — ૩૦ નવેમ્બર ૧૯૪૯ — અંક ૧૦

## વિષયસૂચી



# શાંતિનિકેતનનાં ભજન

યદિ તોમાર દેખા ન પાઇ પ્રભુ એબાર એ જીવને
તોબે તોમાય આમિ પાઇનિ જેનો સે કથા રય મને ।
જેનો ભૂલે ન જાઇ વેદના પાઇ શયને સ્વપને ॥

હે પ્રભુ, જો આ ભવે તમારાં દર્શન હું ન કરવા પામું, તો પણ હું તમને હજી પામ્યો નથી એ વાત મારા મનમાં રહો (રય); હું ભૂલી ન જાઉં પણ સૂતાં સૂતાં સ્વપ્નમાં પણ મને એનો ખટકો રહો.

એ સંસારેર હાટે આમાર જતઇ દિવસ કાટે,
આમાર જતઇ દુહાત ભરે ઓઠે ધને
તોબુ કિછુઇ આમિ પાઇનિ જેનો સે કથા રય મને ।
જેનો ભૂલે ન જાઇ વેદના પાઇ શયને સ્વપને ॥

આ સંસારના ચૌટામાં મારા ગમે તેટલા દિવસ વીતે, મારા બે હાથ ધનથી ગમે તેટલા ભરાઈ જાય, તો પણ હું કાંઇ કહેતાં કાંઇ પામ્યો જ નથી એ વાત મારા મનમાં રહો. હું ભૂલી ન જાઉં પણ સૂતાં સૂતાં સ્વપ્નમાં પણ મને એનો ખટકો રહો.

યદિ આલસભરે આમિ બસિ પથેર પરે
યદિ ધૂલાય શયન પાતિ સયતને
જેનો સકલ પથઇ બાકી આછે સે કથા રય મને ।
જેનો ભૂલે ન જાઇ વેદના પાઇ શયને સ્વપને ॥

આળસ કરીને હું મારગમાં જ બેસી જાઉં, ધૂળ ઉપર જ જતનથી મારી પથારી પાથરું, તો પણ આખો મારગ મારે વટાવવાનો બાકી છે એ વાત મારા મનમાં રહો; હું ભૂલી૦

જતઇ ઊઠે હાસિ ઘરે જતઇ વાજે વાંશી
ઓગો જતઈ ગૃહ સાજાઇ આયોજને
જેનો તોમાય ઘરે હોયનિ આના સે કથા રય મને ।
* જેનો ભૂલે ન જાઇ વેદના પાઇ શયને સ્વપને ॥

મારે ઘેર અમે હસિએ, વાંસળી ને એવાં બીજાં વાજાં વગડાવિએ, ઘરને શણગાર સજાવિએ, તો પણ તમારી પધરામણી આ ઘરે થઈ નથી એ વાત મારા મનમાં રહો. હું ભૂલી ન જાઉં પણ સૂતાં સૂતાં સ્વપ્નમાં પણ મને એનો ખટકો રહો. — દ. વા.

*ઇંડિયન પ્રેસ, પ્રયાગની ગીતાંજલિ, ૭૯ (પાનું ૧૧૬). આ ભજનનો પ્રથમપરિચય મારા બાળમિત્ર સ્વામી આનન્દે મને સાબરમતી જેલમાં સને ૧૯૨૨માં કરાવ્યો હતો.

# આશ્રમમાં કવિવર

શ્રી. રામનારાયણ ના. પાઠક.

એકવાર સાબરમતી આશ્રમમાં ગુરુદેવ પધાર્યા હતા. પૂ૦ બાપુના ઓરડામાં ગાદી ઉપર નિરાંતે બન્ને પવિત્ર આત્માઓ આડા પડ્યા જ્ઞાન ગમ્મત કરી રહ્યા હતા.

ગુરુદેવે બાપુને પૂછયું : "તમને કેટલા થયાં મહાત્માજી, હું તો સિત્તેરનો થયો."

"મને સાઠ થયાં."

"ત્યારે તો હું તમારાથી દશ વર્ષ મોટો." એટલે બાપુજીએ કહ્યું : "પણ સાઠ વરસનો વૃદ્ધ ગાંધી ગાઈ નથી શકતો જ્યારે સિત્તેર વર્ષનો યુવાન કવિ નાચી શકે છે." આમ કહીને બાપુ ખડખડાટ હસી પડયા. એમા ગુરુદેવનું મીઠું હાસ્ય ભળ્યુ.

ગુરુદેવ શાંતિનિકેતન માટે થોડા પૈસા ઉઘરાવવા નીકળ્યા હતા. એમને એ ફાવતું નહોતુ.



ઉઘરાણાની વાત નીકળતાં ગુરુદેવ કહે : "સૌથી મોટા ભિક્ષુક તો માલવીયજી.

'મહાત્માજી, તમે માલવીયજીને લગો ખરા કે નહીં?"

બાપુ કહે : "પહોંચું ખરો. પણ એમને હીરા મોતી મળે જ્યારે મને કોડી મળે." ફરી બન્ને વૃદ્ધ યુવાનોના હાસ્યથી ઓરડો ગાજી ઊઠયો. ચીન જાપાનના પ્રવાસની વાત નીકળતાં કવિ કહે :

'મહાત્માજી, ચીનમાં મજૂરોનાં મોટાં સંગઠન થાય છે. આપને એમ નથી લાગતું મહાત્માજી, કે શ્રીમંતો કરતાં ગરીબો–શ્રમજીવીઓ–નાં સંગઠન વધારે સહેલાઇથી થઈ શકે છે?'

"ખરી વાત છે" બાપુએ ટેકો આપતાં "પ્યારા બાપ" કહ્યું : "કારણ કે શ્રીમંતો અને બુદ્ધિજીવીઓને તો એક બીજાને ભોગે આગળ વધવાનું હોય છે. જ્યારે ગરીબ શ્રમજીવીઓ એક બીજાના સહકારથી આગળ વધી શકે છે."

ભારતવર્ષની મહાનવિભૂતિઓ વચ્ચે ચાલતો વાર્તાલાપ અતિ અદ્ભુત હતો. સનાતન સત્યની પેઠે એ સામાન્ય લોકો સમજી શકે તેવો સાદો છતાં હવા અને પાણી જેવો પૌષ્ટિક અને પ્રાણદાયી હતો.

ત્યારબાદ, આશ્રમવાસીઓએ ગુરુદેવને બે શબ્દ કહેવાની વિનતિ કરી. ગુરુદેવ ઘડીભર આંખો વીંચી બેસી રહ્યા. તેમનો ઋષિસદૃશ પ્રભાવશાળી ચહેરો સત્યના તેજે પ્રકાશી રહ્યો હતો. આખરે તેમના મુખમાથી તપ:પૂત વાણી નીકળી.

"તમારી વચ્ચે જાગ્રત બેઠેલા ગુરુનું જીવન એ જ આપણને સૌને પ્રેરણા આપતા ઉપદેશ છે."

"બોલવાની મને ટેવ છે ખરી, પણ અનુભવે હું જાણું છું કે એ વૈખરીમાં કશું નથી. માત્ર જીભ અને શ્વાસ થાકે છે એટલું જ........

"આપણા દેશની સેવા માટે જે ત્યાગ જોઇએ છીએ તે લાગણી અને વાણીના ઉભરાથી ન થઈ શકે. એમાં ભલે આપણને મઝા આવતી હોય; પણ ત્યાગ તો સત્યપાલન અને તેને અંગે રહેલા કડક નિયમપાલનથી જ આવે. એટલે ભાષણો અને સરઘસો વગેરે તોફાનોમાં આપણે ન પડીએ, એથી ન રાચીએ. પણ શાંત અને મુંગા કામનું વૈતરું આનંદપૂર્વક કરીએ."

# મહાન-વિભૂતિ

ગુરુદેવ.

"એષ દેવો મહાત્મા સદા જનાનાં હૃદયે સન્નિવિષ્ટઃ"

માનવોના હૃદયમાં નિત્ય વાસ કરનાર દેવતાને ઉપનિષદોમાં મહાત્મા કહ્યો છે. ને જેમનું સુબહુમાન આપણે કરીએ છીએ તે ઇશ્વિરભક્ત સંતને એ નામ આપવું યોગ્ય જ થયું છે. કારણ, આજે એમનું સ્થાન હિંદમાં જન્મેલા અસંખ્ય લોકોના હૃદયમા તો છે જ, અને હવે પછી જન્મ લેનારાઓને હૈયે પણ હશે જ. બીજાઓના અંતરને પારખી લેવાની શક્તિ ધરાવતા એમના આત્માની મહત્તાને લીધે જ આપણા ઇતિહાસમા આજ સુધી કદી ન બનવા પામેલી વાત શક્ય બની છે, આજે સામાન્ય જનતાને પણ આ મહાન હકીકતનું ભાન થયું છે કે જેમાં એ લોકો જીવતા જાગતાં હરેફરે છે, તે ભરત ભૂમિ માત્ર કો ભૌગોલિક સંસ્થાન જ નહીં, પણ એક જીવંત સત્ય છે.........



મહાત્મા પાસે નથી કો શારીરિક બળ વા પાર્થિવ સત્તા પણ છતાં એમના મહાપ્રભાવની ઓથે, સર્વ પ્રકારના જૂલ્મો ગુજારતી સત્તાને વશ રહેવા ટેવાયેલાં લોકો પણ આજે ઊઠીને ઊભાં થયાં છે, અને આજના જગતમાં સૌથી પ્રબળ આધ્યાત્મિક સામર્થ્ય એ જ ધરાવે છે. એમના રાજકીય શાણપણને લીધે નહીં, પણ એમના આધ્યાત્મિક પ્રભાવને લીધે જ લોકો એમનામાં શ્રદ્ધા રાખી રહ્યાં છે; અને એ શ્રદ્ધા ખાતર મરવા તૈયાર છે, સહન કરવાયે તત્પર છે. આવી રીતે દુઃખો સહન કરતાં કરતાં યે તેઓ વિજયી નીવડે છે........

જે ખરેખર મહાપુરુષ છે તેને મહાન બનાવવાની જરૂરે ન હોય. એવા લોકો સ્વયશથીજ મહાન બને છે; અને જગત જ્યારે એમને સ્વીકારવા તૈયાર બને છે ત્યારે પોતાની મહત્તાથી જ ખ્યાતિને પામે છે. વખત આવશે ત્યારે જગત ગાંધીજીને જરૂર પિછાનશે. કારણ, પ્રેમ મુક્તિ અને બંધુતાના એમના સંદેશની જગતને જરૂર છે. ગાંધીજી પૂર્વના આત્માનું યોગ્ય પ્રતીક જ છે; કારણ, માનવીનું તત્વતઃ આધ્યાત્મિક સ્વરૂપ એમણે જ અસરકારક વાણીમાં સાબિત કરી આપ્યું છે. વળી, માનવી નૈતિક અને આધ્યાત્મિક ક્ષેત્રે જ આબાદીને પામે છે, તથા દ્વેષ અને દારૂગોળાના ધુમાડીયાં વાતાવરણમાં શરીર તેમ જ આત્માની દૃષ્ટિએ પણ અનિવાર્ય નાશને પાત્રે છે તે એમણે અચૂક સાબિત કરી આપ્યું છે.

"પ્યારા બાપુ"



# બાપુનો પરિવાર

## ગાંધીજીનો વારસદાર

શ્રી મુકુલભાઇ

શ્રેયશ્ચ પ્રેયશ્ચ મનુષ્યમેતસ્ તયોઃ શ્રેય આદદાનસ્ય સાધુ ભવતિ
તૌ સમ્પરીત્ય વિવિનક્તિ ધીરઃ। હીયતેઽર્થાદ્ય ઉ પ્રેયો વૃણીતે॥

[માનવપ્રકૃતિમાં પ્રેયસ્ અને શ્રેયસ્ રહેલા છે. સુજ્ઞ માણસ એ બંનેને વિભક્ત રાખે છે...જે શ્રેયસ્‌ને અપનાવે છે તે પવિત્ર છે, જે પ્રેયસ્ ભણી ધસડાય છે તે સત્યથી વેગળો રહે છે.]

પંડિત જવાહરના જીવન પ્રતિ દૃષ્ટિ ફેંકતાં મને આ શ્લોકનું સ્મરણ થાય છે. એક તરફ અખૂટ વૈભવ, અઢળક ધન, ઉચ્ચ પ્રતિષ્ઠા, સુયોગ્ય શિક્ષણ અને અનુપમ વિદ્વત્તા એ સઘળું હતું અને બીજી તરફ પોતાના દેશબાંધવોની દીન સ્થિતિ તેમજ માતૃભૂમિની પરતંત્ર અવદશા. એમાંથી નહેરુ કુટુંબે જેમાં શ્રેયસ્ રહેલું છે એ વિકટ માર્ગ સ્વીકાર્યો. બધાં વૈભવો અને સુખોને તજીને પિતાને પગલે પગલે જવાહરે બાપુજીની વહાલભરી સોડમાં સ્થાન પ્રાપ્ત કર્યું. રાજકારણમાં બાપુજી જવાહર વિના એકલા અટૂલા હોય એમ લાગે. અખિલ હિંદ મહાસભાનો મંચ બાપુજી અને જવાહર સાથે બેસે ત્યારે જ દેદીપ્યમાન અને ગૌરવપૂર્ણ લાગે. જવાહર પણ બાપુજી વિના એકલા અટૂલા લાગે. બાપુજીના અવસાન પછી જવાહરના ઉદ્‌ગારોમાં આ જ ભાવ સ્પંદતો જણાય છે. તેઓ કહે છે: "બાપુજી હતા ત્યાં સુધી અમે નાનકડા પ્રશ્નના ઉકેલ માટે એમની પાસે દોડતા જતા. પણ આજે એમના વિના રહેવું પડે છે એ ખરેખર અમારે માટે અસહ્ય પરિસ્થિતિ છે."

આમ જવાહર બાપુજીનું અંગ બની ગયા હતા અને બાપુજી જવાહરના જ્યોતિર્ધર અને પથદર્શક બન્યા હતા. તેથી જ બાપુજી જતાં જવાહર બહુ ઉદ્વિગ્ન બન્યા હતા અને અતીવ દુઃખપૂર્ણ અવાજે પોતાનો વિષાદ વ્યક્ત કરતાં તેમણે કહ્યું હતું:

"હમારી શાન ચલી ગઈ. જો સૂર્ય હમારે દેશ કો ઉષ્ણતા તથા પ્રકાશ પ્રદાન કરતા થા વહ અસ્ત હો ગયા. હમ શીત તથા અંધકાર મેં કાંપ રહે હૈં."

પરંતુ પોતે ભારતના પ્રધાનમંત્રી છે

એનું ભાન થતાં પોતાની વિહ્વળ સ્થિતિને અંતર્મુખ કરી તેઓ કહેવા લાગ્યા :

"ફિર ભી હમકો અપને અંદર ઈસ પ્રકાર કા ભાવ નહીં લાના હૈ. જબ હમ અપને હૃદયો કો દેખતે હૈં તો અબ ભી ઉસમેં વહ પ્રજ્વલિત અગ્નિ પાતે હૈં જિસે વે સુલગા ગયે થે; ઔર યદિ વહ અગ્નિ હમારે પ્રાણોં મેં ઈસી ભાંતિ શેષ રહી તો હમારે દેશ મેં અંધકાર નહીં હોગા. ઉસકા સ્મરણ કર, ઉનકે માર્ગ કા અનુસરણ કર હમ અપને પ્રયત્નોં સે ફિર પ્રકાશ-યુક્ત હો સકતે હૈં.... અતઃ હમ યદિ ઉનકે લિએ શોક મનાયેંગે તો વે અપ્રસન્ન હોંગે. હમારા ઉનકે પ્રતિ ઠીક સન્માન યહી હોગા કિ જિસ કાર્ય કો વે ઈતની દૂર લાકર બિના પૂરા કિયે છોડ ગયે હૈં, ઉસે પૂરા કરને કી હમ પ્રતિજ્ઞા કરેં ઔર પૂરા કરને મેં હમ અપના જીવન સમર્પિત કર દેં."

આ જ સાચી સ્થિતિ છે. બાપુજી પણ એવું જ ઇચ્છતા હતા. તા. ૧૧-૨-૪૫ ના એક પત્રમા બાપુજી લખે છે

"મૃત પ્રિયજન કા સ્મરણ કૈસે કરેં ? મેરા દૃઢ વિશ્વાસ હૈ કિ વે મરતે નહી, શરીર મરતા હૈ લેકિન સ્મરણ તો કાયમ રખના હી હૈ, ઉનકે સબ ગુણ હમારે મેં યથાશક્તિ ઉતાર કર, ઉનકી શુભ પ્રવૃત્તિ અપનાકર ઔર ઉસમેં વૃદ્ધિ કર કર."

જવાહર તો કોઇએ કહ્યું છે એમ બાપુજીનો સંસર્ગ પામેલો પશ્ચિમનો યોગી કેવો હોય એના આદર્શ રૂપ છે. વિનોબાજી પૂર્વના યોગીનો આદર્શ દર્શાવે છે.

બાપુજી જતાં જવાહર પર ભારે જવાબદારી આવી પડી. બાપુના વારસદાર જવાહર અપૂર્વ કાર્યદક્ષતા અને ઉત્સાહ દાખવી બાપુ-વિહોણા હિંદને કટોકટીના વાતાવરણમાંથી ઉત્કર્ષને માર્ગે દોરી રહ્યા છે. એમની અભૂતપૂર્વ પ્રતિભાને લીધે હિંદ આજે સમગ્ર વિશ્વમા ઉચ્ચ સ્થાને વિરાજે છે અને આખું વિશ્વ જવાહર-ઘેલું બન્યું છે. આજે હિંદને અને આખા વિશ્વને 'ભારતના ઋતુરાજ' સમા જવાહરના અન્તરની સૌરભ અને શીતળતાની જરૂર છે. બાપુજી તો ગયા પણ આપણા દેશનું સુકાન જવાહરને સોંપતા ગયા છે. હજી આપણા દેશનો એના હૈયા પર એક પછી એક પડેલા આઘાતને લીધે ઉપજેલો ઉદ્વેગ દૂર થયો નથી. હજી આપણને પ્રેરણાદાયી જવાહરની આવશ્યકતા છે. આપણી વચ્ચે દીર્ઘ કાળ સુધી જવાહર રહે અને આપણને વિકાસને માર્ગે દોરે એવી અભ્યર્થના.



# હિમાલય અને બાપુજી

શ્રી. પ્રભુદાસ છ. ગાંધી.

**હિમશિખરોનું સૌંદર્ય તથા ધ્યાનસ્થ થયેલા બાપુજીની એકાગ્રતા જોઇને હું એક ખૂણામાં સ્તબ્ધ થઇને ઊભો રહ્યો.**

પહેલાં હિમાલયની વાતો મેં ખૂબ સાંભળી હતી. હિમગિરિ કંદરાઓનાં ઋષિ આશ્રમોની સુંદર કલ્પનાઓ કરી રાખી હતી અને સોનાના મેરુપર્વતથી એ વધારે રમ્ય ખ્યાલ હિમાલય વિષે મને હતો. કાવ્યદોહનમાં વર્ષો પહેલાં જ્યારે ધ્રુવજીની તપશ્ચર્યાનું વર્ણન વાંચતો ત્યારે હિમાલય જોવાની ભારે ઉત્કંઠા થતી. ત્યાર પછી દસ બાર વર્ષે કાકાસાહેબનો અને સ્વામી આનંદનો હિમાલયનો પ્રવાસ વાંચ્યો અને સ્વામી રામતીર્થે કરેલું હિમાલયનું સ્તવન વાંચ્યું એટલે તો બસ હિમાલયનું નામ લેતા ગળગળા થઈ જવાતું.........

બાપુજીનું નામ સાંભળીને તથા તેમને ફરી વળતા જનસમુદ્રોનાં વર્ણન સાંભળીને અને તેમની સાધુતાની છાંટાભાર કલ્પના કરીને તેમના દર્શનની અને ચરણરજ લેવાની લોકોને એટલી ઉત્કંઠ ઇચ્છા થતી જેટલી મને હિમાલયનું નામ સાંભળીને થતી હતી....

ઘણાં વર્ષો પહેલાં હિમાલય પર જઈ રહેવાનો શુભ અવસર મને મળ્યો. ઉનાળો જઈ ચોમાસું શરૂ થવાનો એ વખત હતો. એ પર્વતમાળાના અનેક શિખરો રાખથી નાહેલા બાવાની પેઠે ઉપરથી નીચે સુધી હવામાં ઊડતી ધૂળને લીધે ઝાંખાં પડી ગયાં હતાં. ચોતરફ ધૂળ સિવાય બીજું કંઇ પણ નહોતું. એવી ધૂળમાં હિમાલયનાં બરફનાં શિખરો તો અલમોડા જેટલે દૂરથી દેખાય જ ક્યાથી? ઊંચાં ઊંચાં મિનારા જેવા ચીડનાં પહેલાં બે ઝાડો જોઇને તો નવાઇ અને આનંદ મળ્યા. પણ પછી સો સો માઈલ સુધી મોટરમાં મુસાફરી કરતાં સુધી એના એ જ ઝાડો જોઇને કંટાળો આવી ગયો. સહ્યાદ્રિના જેવાં પાસાદાર સુંદર પથરાઓ પણ ક્યાંય ન દેખાય. આબુ ઉપરથી દેખાતી અરવલ્લીની હારોના જેવું રળિયામણું દૃશ્ય પણ ક્યાંય ન મળે. કાળાં કાળાં લૂખાં માટીનાં ઢગલાં જેવાં ઊંચાં પહાડો જોઈને એ લૂખું વાતાવરણ મધુર લાગવાને બદલે વધુ કારમું લાગતું હતું. અને આવું ધૂળિયું વાતાવરણ એક બે દિવસ નહિ બબ્બે ત્રણ ત્રણ અઠવાડિયા સુધી રહ્યું. હું તો સાવ નિરાશ થઈ ગયો. કાકાસાહેબના 'હિમાલયનો પ્રવાસ' ઉપર ચીડાયો કે કેટલું બધું વધારી વધારીને લખ્યું છે. અહીં તો નથી કંઇ ફળ, નથી

કંઈ ફૂલ, નથી ક્યાંય ખાવાની મઢૂલીઓ કે નથી ક્યાંય સાધુઓ. અને એવી ઠંડી હવા પણ ક્યાં છે કે મગજ તર થઈ જાય. આવો સોગિયો પહાડ તો ક્યાંય જોયો નથી. આના કરતાં કાઠિયાવાડના શિહોરના ડુંગરાઓ અને રાજકોટની તળાવની ધારો પણ વધુ સુંદર અને પ્રસન્નતા આપનારી છે. આ હિમાલયનાં વર્ણનો હવે કંઈ જ વધારે કરવાની જરૂર નથી એની સ્તુતિ થઈ છે એ પણ વધારે જ છે.



બાપુજી પાસે આશ્રમમાં કોઈ નવો અનુભવ લેવા આવતો તેને પણ બધું લૂખું સૂકું અને સોગિયું લાગતું. ઘઉં વીણતાં કે ઘંટી દળતાં અથવા કાંતતાં કે ઝીણી વસ્તુઓ પર લાંબી લાંબી ચર્ચાઓ કરતાં, સાંજની પ્રાર્થનામાં ચાવવાની ઉપર અથવા ઘેંસ, રોટી વગેરે ઉપરના પ્રવચનો સાંભળી તથા કામ કામ ને કામની વાતો સાંભળી, આખા વર્ષ સુધી પાયખાનું સાફ કરવાનાં કે રોટી શેકતા રહેવાના હુકમો સાંભળીને મહાત્માજી વિષે તો રસ સૂકાઈ જતો. બાપુજીમાં ખરેખર મોટાઈ છે કે નહિ એવી શંકા પણ આવી જતી. અને બાપુજીનું સુકું પાતળું શરીર અને તે પરની કરચલીઓ જોઈ તેમને વિષેની કાવ્યમય કલ્પના ભાંગીને ભૂકો થઈ જતી............

પણ એક આખું વરસ મારે ફરજિયાત હિમાલયમાં રહેવું પડ્યું. વાતાવરણની ધૂળ બેસી ગઈ. વરસાદથી ચોતરફની વનસ્પતિમાંથી જાતજાતની સુગંધો નીકળવા માંડી. વરસાદ વરસતાં દશ દશ દિવસ સુધી સૂર્ય તો શાનો જ દેખાય. પણ ચાર હાથ દૂરની વસ્તુ ન દેખાય એટલી ધુમ્મસનો ત્રાસ વેઠ્યો.

શરદ્ ઋતુની ચાંદની અને વાતાવરણની અમીમય નિર્મળતા પી પીને પોષણ મેળવ્યું. બરફનો વરસાદ એટલે કે સ્વર્ગીય દૃશ્ય. તે જોઈ જોઈને નસે નસ આનંદથી નાચવા લાગી. કઠોર ઠંડીથી હાડકાંઓએ પણ ખૂબ ધ્રૂજી લીધું. બરફનાં શિખરો ઉપરની સાંજ સવારની પ્રતિભા ભરી સંધ્યાઓ જેટલી જોવાય તેટલી જોઈ શિયાળો ઉતરતાં આસપા ના પ્રદેશોમાં અને વનોમાં ફરવાનો આનંદ લૂંટ્યો, પક્ષીઓના ગાન સાંભળ્યા, તથા ઊંચાં ઊંચાં શિખરો ઉપર ચઢીને ચોતરફ સો સો માઈલ સુધી દેખાતી પર્વતમાળાઓનાં દૃશ્યો જોયાં. તથા ગ્રીષ્મઋતુના ઇંદ્રફળ કહેવાતા કાફળ અને હિસાલુ ખાધા. શીતળ અને મધુર પાણીનો આનંદ લીધો. ત્યાર પછી હિમાલયનો આનંદ અકથનીય લાગવા મંડ્યો. હિમાલયને શાની ઉપમા દેવાય? હિમાલય તે હિમાલય જ. એનાં બરફનાં પહાડોનાં દર્શન, શ્રવણથી ચકિત થઈ જવાય છે તો એ પહાડોની તો વાત જ શી કરવી? શ્રીકૃષ્ણ ભગવાને કહ્યું છે તેમ હિમાલય સાચે જ ભગવાન છે. વિભૂતિ છે............

એક બે વરસ બાપુજી સાથે રહેવાનો પ્રસંગ મળે, શુષ્ક કાર્યક્રમોને ભેદીને તેથી પર થવાય ત્યારે બાપુજીનો સાચો અનુભવ મળવા લાગતો. એમના લખાણના કે બોલના એકે એક વાક્ય પાછળ અનુભવના કેવા કેવા પહાડો સંતાયલા હોય છે તે દેખાવા લાગતા. બાપુજીના ક્રોધમાં કે સામા માણસ પ્રત્યે

તેઓ દર્શાવતા , તે બેદરકારીમાં કેટલો બધો પ્રેમ વરસતો હતો એ વિચારતા પીગળી જવાય છે. દરેક ઝીણી વસ્તુ પાછળ જે કાળજી લેતા તેમાં સત્યની ધાર ઉપર ચાલવાની બાપુજીની અસાધારણ શક્તિ દેખાવા લાગે છે નાના મોટા અનેક ગુણો ગણી જતા તેમને જોઇ ઊંચાં ઊંચાં બરફનાં શિખરોથી વધુ ઊંચાં અને વિશાળ મનવાળા બાપુજી છે એમ સમજાવા લાગે છે. અને બાપુજીની કાર્યપરાયણતા રોજ એકના એક દેખાતા કાર્યક્રમની પાછળ રહેલી પ્રતિભા, નિત નૂતનતા એટલે રોજ ને રોજ તેઓ નવા જ દેખાય અને નવું જ કરે એ બધું જોઈને થઇ જાય છે કે બાપુજી જેવા બીજા કોણ હોઈ શકે? એ તો મહાત્મા ગાંધી જ હોય. જાણે ભગવાનના અવતાર પોતે ........

બાપુજી હું હતો ત્યારે એકવાર હિમાલય આવ્યા હતા. બે વરસ સુધી હિમાલયનું અને તેનાં બરફનાં શિખરોનું મેં અવલોકન કર્યું હતું. પણ બાપુજી જ્યારે કૌસાની બંગલે પહોંચ્યા તે રાતે બરફની એ પર્વતમાળાએ મેં કદી ન જોયેલું એવું પોતાનું રૂપ ઝળકાવ્યું હતું. હિમશિખરોનાં દરેક પાસા પર એવી ચાંદની ફેલાયલી હતી કે ચંદ્રમનું તેજ વધારે કે એ હિમમાળાનું એ શંકા આવી જાય. હિમાલયનું એ કાવ્યમય દૃશ્ય જોઇને અમે બધા અવાક જ બની ગયા હતા. બાપુજીએ પોતાનો ખાટલો ખાસ એવી રીતે રખાવ્યો કે જેથી એ રૂપાથી યે વધુ ચળકતા રમણીય પહાડોનું દર્શન તેઓ ઊંઘતા સુધી કરી શકે. એક ધોળી ચાદર નીચે બાપુજી ઢંકાઈ ગયા ને પહાડોને જોતાં જોતાં હાથમાં માળા લીધી. એકાદ દિવસ પહેલાં જ્યારે પદ્મસીંહ મોટર નીચે કચરાઇ ગયા હતા ત્યારે બાપુજીનું જે સત્ત્વ પ્રકાશ્યું હતું તે હિમશિખરો ઉપરની ચાંદનીથી યે વધુ લાગતું. અત્યારે ચાંદનીના વરસાદ નીચે પૂર્વ પશ્ચિમ પથરાયેલાં હિમશિખરોનું સૌંદર્ય તથા ધ્યાનસ્થ થયેલા બાપુજીની એકાગ્રતા જોઈને હું એક ખૂણામાં સ્તબ્ધ થઇને ઊભો રહ્યો અને મનમાં આશ્ચર્ય કરતો રહ્યો ....... ...



છેવટે નિશ્ચય કર્યો કે પિતા હિમાલય વિષે કે પિતામહ બાપુજી વિષે વિચારવા બેસીશ તો પાર જ નહિ આવે. લોકોએ લખ્યું છે તે બધુ બહુ થોડું લખ્યું છે. પણ પૂરેપૂરું લખવાની કોઈની તાકાત જ નથી. એમાંથી કોઇને વિષે કશું પણ ન લખવું એ જ મારે માટે તો સહેલામાં સહેલો રસ્તો છે.

# ગુરુ નાનકબાબા

ધીરેન ગાંધી.

"સબમેં રામ રહ્યો એકાકી"

આ કારતકી પૂનમે શીખગુરુ નાનકબાબાની જન્મતિથિ ઉજવાઈ. એમનો જન્મ ઈ. સ. ૧૪૬૯માં થયો હતો અને ઈ. સ. ૧૫૩૯માં નિર્વાણ પામ્યા હતા. શીખધર્મના આચાર્યનો જન્મ એ વખતે થયો હતો જ્યારે મુસલમાનો હિંદ પર ચડી આવતા હતા; તેને લીધે ઘોર કત્તલો થતી હતી; અને ચારે બાજુ અંધાધૂંધી ફેલાયેલી રહેતી. તેથી લોકોને પારાવાર કષ્ટ પડતું. આવા દુઃખમય કાળમાં ગુરુ નાનકબાબાએ જીવન ગાળ્યું. તેમણે હિન્દુ, મુસલમાન બંનેને ઉપદેશ આપ્યો કે કોઈ હિન્દુ નથી, કોઇ મુસલમાન નથી. આપણે સહુ ઇશ્વરના અને ખુદાના બાળકો છીએ. બાળક જેવા નિર્દોષ અને સાચા થઈને રહીએ તો બધું દુઃખ આપોઆપ ટળી જશે. આપણાંમાં લોભ અને ભોગનાં તત્ત્વો પેસી ગયાં છે તેથી જ આ અંધેર ચાલે છે. અને દુઃખ એમાંથી જ નીપજે છે.



ગુરુનાનકના જીવનમાંથી તો ઘણું શીખવાનું છે. પણ તેમના બાળપણના પ્રસંગો પણ કેટલાં પ્રેરણાદાયી છે! ગુરુનાનક બાલપણમાં ખૂબ શાંત સ્વભાવના હતા. તેમને એકાંત ખૂબ જ પ્રિય. બીજા બાળકોની જેમ રમતમાં દિલ ન ચોંટે. તેમની માતાનું નામ તૃપ્તાજી. માતા તૃપ્તાજીએ એકવાર બાળક નાનકને કહ્યું: 'બેટા, તું બીજા બાળકની જેમ રમવા કેમ નથી જતો? આખો દિવસ ઘરકૂકડીની જેમ ખૂણામાં શું ભરાઈ રહે છે?' માતાની ખૂબ ઇચ્છા અને આગ્રહથી તેઓ રમવા બહાર નીકળ્યા. બહાર ફળિયામાં છોકરાંઓ રમતાં હતાં તેમને બોલાવીને કહ્યું: 'બોલો મિત્રો, તમે કંઈ નવી રમત રમવા માંગો છો? હું એક નવી મઝાની રમત શોધી લાવ્યો છું. કે પછી એજ જૂની રોજની રમત રમવા માંગો છો?' બધાં બાળકો નાચતાં કૂદતાં નાનકને વિંટળાઈને બોલી ઊઠયાં: 'નવી રમત, નવી રમત.' નાનક બોલ્યા: 'ચાલો ત્યારે, બધાં હું જેમ બેસું એમ ગોળાકારમાં બેસી જાઓ.' છોકરાંઓ તો નવી રમતનાં આનંદમાં ડાહ્યાડમરાં થઈને નાનકની જેમ બેસી ગયાં. અને બોલ્યાં, 'હવે' નાનક બોલ્યા; 'હવે, ચૂપચાપ જરાપણ અવાજ કર્યા વગર, હલ્યા વગર આંખ વીંચી જાઓ.' છોકરાંઓ કંઈક નવી રમતની કલ્પનાના જોરમાં આંખ વીંચી ગયાં. અને બોલ્યાં 'હવે.' નાનક બોલ્યા: 'હવે અવાજ કર્યા વગર મનમાં "સત્યકર્તાર, સત્યકર્તાર" કરતા રહો.' બાળકોને તો કંઈ નવું જોઈએ એટલે બધાં એક ધ્યાન થઈને નાનકનો પઢાવેલો પાઠ ભજતાં રહ્યાં. આ દરમ્યાન માતા તૃપ્તાજીને થયું, લાવ તો ખરી મારો નાનક બીજાં બાળકો સાથે કેવી રીતે રમે છે? માતાએ કંઈ કંઈ કલ્પના કરી લીધી. [અનુસંધાન પૃષ્ઠ ૨૪૧ મે]



[મહાપુરુષનું હૃદય માતાના હૃદય જેવું હોય છે. એ જ કારણે એમની પાસે સ્ત્રીઓ સ્વેચ્છાએ અને નિર્ભયપણે જાય છે અને પોતાનું હૃદય એમની પાસે વિના સંકોચે ખુલ્લું મૂકી દે છે.

બાપુના જીવનમાં પણ એમ જ થયું. એમના સંપર્કમાં આવીને હજારો બહેનોએ પોતાના જીવનની અનેક મુશ્કેલીઓને ઉકેલી છે. એનું પ્રમાણ તે બાપુના બહેનો પરના પત્રો છે.]

"સ્ત્રીઓને વિષે અબળા ભીરુ વી. જે વિશેષણો વપરાય છે તેને તમે ખોટાં પાડો એમ ઇચ્છું છું"

બહેનો,

તમે ખાદી કાગળો જ પસંદ કરશો એમ માનું છું. ધર્મ તો વસ્ત્રની વિષે છે કેમ કે તેની ઉપર ભૂખે મરતાંનો આધાર છે. આવાં કાગળો કરનારા થોડા જ માણસો છે. પણ આ દેશમાં બનતું જે સારું હોય ત્યાં લગી આપણે તે લઇએ અને વાપરીએ. તમે ટપાલ ખર્ચના પૈસા કાઢો છો એ બહુ સારું છે. ભલે એટલા જૂજ પૈસા રહ્યાં છતાં તેનો હિસાબ રીતસર રાખી નામું રાખવાનું પણ તમારામાંથી જે શીખી શકે તે શીખી લેજો.

તમારી બીજી પ્રગતિ પણ સરસ લાગે છે. ગયે અઠવાડિયે ચીઠી વિષે મેં જે સવાલ પૂછયો છે તે નાખી દેવાનો નથી. સ્ત્રીઓને વિષે અબળા ભિરુ વી. જે વિશેષણો વપરાય છે તેને તમે ખોટાં પાડો એમ ઇચ્છું છું. બધી સ્ત્રીઓને તે લાગુ નથી જ પડતાં. રાની-પરજની સ્ત્રીઓને ભીરુ કોણ કહેશે. તે અબળા કયાં છે? પશ્ચિમની સ્ત્રીઓ અત્યારે બધામાં માથું મારી રહી છે એ અનુકરણ કરવા યોગ્ય છે એમ હું નથી કહેવા માગતો પણ તેઓ પુરુષોની ઘણી ગણત્રીઓ ખોટી પાડી રહી છે. આફ્રિકાની હબસણો જરાયે ભીરુ નથી તેઓની ભાષામાં સ્ત્રીને સારુ એવું વિશેષણ પણ કદાચ નથી. બ્રહ્મદેશમાં પુરુષો ભીરુ અને અબલ જેવા લાગે છે. સ્ત્રીઓ જ બધો કારભાર ચલાવે છે.

પણ મારો સવાલ તમને ગભરાવવાને સારુ પણ નથી. કેવળ શાન્તપણે વિચારવા સારુ છે. આશ્રમમાં આપણે બધાં આત્માનો અનુભવ મેળવવા ઇચ્છીએ છીએ. આત્મા નથી પુરુષ નથી સ્ત્રી નથી બાળક નથી બુઢ્ઢો. આ બધા ગુણો તો શરીરના છે એમ શાસ્ત્ર અને અનુભવ બન્ને કહે છે. તમારામાં ને મારામાં એક જ આત્મા છે. ત્યારે હું તમારું રક્ષણ શું કરવાનો હતો? જો મને કળા આવડી હોય તો તે મારે તમને શીખવવાની રહી છે.

આજે તો આટલું જ વિચારજો. મને શૂર ચડશે તો વળી આ વિચારને આગળ ચલાવીશ. જે બહેનોને મને લખવું હોય તે સુખેથી લખે. મેં સાંભળ્યું છે કે વાલજીભાઇએ સહુને ભડકાવી મૂક્યાં છે. રખે ભડકતાં. —વૈ. શુ. ૩. મૌનવાર.

બાપુના આશીર્વાદ.



[૧૯૩૨ની સાલમાં હું લાંબી માંદગીમા સપડાયેલી ત્યારે બાપુના યરવડા જેલમાંથી અવાર નવાર પત્રો આવતા. આશ્રમમા કોઈ પણ માંદુ પડે એટલે બાપુ અચૂક એની સંભાળ દૂર બેઠા બેઠા પણ લે. ત્યાંથી સાદાસસ્તા ઇલાજો પણ સૂચવે. આશ્રમને સેવાભાવથી મદદ કરનાર દાક્તરને પણ દરદી વિષે પત્ર લખી તેને શો રોગ છે તે બરાબર સમજી લે.

મારી માંદગી તો ધાર્યા કરતાં લાંબી ચાલી. આખો દિવસ પથારીમાં જ પડયા રહેવાનું. સેવા કરવાના મારા કોડ મનમાં જ રહી જશે એ લાગણીથી સારી પેઠે બેચેની અનુભવતી. બાપુને આ ન ગમ્યું અને મને લખ્યું, "ભગવાનનું ચિંતવન કરવું અને એક પણ અશુદ્ધ વિચારને મનમા ન આવવા દેવો એ પણ સેવા જ છે."

શારીરિક ઉપચાર સિવાય બાપુ બીજી પણ દવા બતાવતા અને તે રામનામ. બાપુ માનતા કે માણસ એટલે એકલું એનું શરીર જ નથી અને તેથી તેની બીમારીના કેવળ શારિરીક ઇલાજો પૂરતા નથી. દરદીના મનનો તેમ જ આત્માનો પણ ઇલાજ કરવો જરૂરી છે. મન અને આત્મા તંદુરસ્ત હોય તો શરીર પણ તંદુરસ્ત રહે. અનુભવે બાપુએ શોધી કાઢયું કે મનને અને આત્માને તંદુરસ્ત રાખવાને રામનામ અથવા ઇશ્વરરૂપી મહાન વૈદ્ય પર ભક્તિપૂર્ણ શ્રદ્ધા રાખવા જેવો નેમ જ તેને શરણે જવા જેવો બીજો રામબાણ ઇલાજ નથી. અને તેથી જ મને લખેલા ઘણા પત્રોમા બાપુએ બીજા ઉપચારો સિવાય રામનામનો ગુણ શીખવવાની કોશિશ કરી છે. મારી માંદગીમાં બાપુએ લખેલા લગભગ પોણોસો જેટલા કાગળો નિરાંતે બેસી વાંચુ છું. ત્યારે બાપુની દરદી માટેની ચીવટ અને નિર્મળ પ્રેમ, તેમાંથી વરસતી જોઉં છું. જે માંદગીથી હું ત્રાસેલી તે આજે આશીર્વાદ સમાન લાગે છે. "દુઃખથી જ માણસ ઘડાય છે." એ કેટલું સાચું છે! એ ન ભોગવી હોત તો બાપુ આટલા બધા પત્રો થોડા જ લખત! આજે તો ઈશ્વરની કૃપાથી અને બાપુના આશીર્વાદથી સાજી સારી છું. પણ મારા જેવા કેટલાય માંદગીમાં પડેલા મિત્રોને આ પત્રો આશ્વાસન દેનારા થઇ પડશે એમ સમજીને "પ્યારાબાપુ"ના વાચકોને ક્રમશઃ આપીશ. કુસુમ ગાંધી.]

ચિ૦ કુસુમ,

થેરીસા કરીને તારા જેવડી જ બાળા થઈ ગઇ દસેક વર્ષ પહેલાં. બાર વર્ષથી તેને હરિની લે લાગી. તે એક મઠમાં દાખલ થઇ. ત્યાં તેને વ્યાધિએ ઘેરી. તે હારી નહીં. વ્યાધિમાં સહુને પોતાના પ્રેમથી, આનંદથી આંજી દીધા. કોઈ તેની પાસે બેસે તો તેને

રજા આપે ને કહે કે તમે તમારે કામે જાઓ. મારી પાસે તો પ્રભુ બેઠા છે. મારી ચિંતા ન કરજો. એમ કરતાં તેણે બારેક માસમાં અખંડ નિદ્રા લીધી. લાધા મહારાજ બિલખામાં રહેતા. તેને કોઢ થયો. તેણે કોઈની સેવા ન લીધી. કેવળ રામનામ રટતા શિવાલયમાં પડી રહ્યા. રામાયણ પઢે. છેવટે રોગ મુક્ત થયા. એને રામાયણ વાંચતા મેં સાંભળેલા. એ બંનેયે સેવા કરી.કે નહીં?

૨૭-૧૧-૩૨. બાપુ.

[લાધા મહારાજ વિષે બાપુએ આત્મકથામાં થોડો ઉલ્લેખ કર્યો છે તે નીચે મુજબ છે મહારાજની ઈશ્વર ઉપરની અનન્ય શ્રદ્ધાના દર્શન આમાં પણ થાય છે.]

"પિતાશ્રી રામજીના મંદિરમાં રોજ રાત્રે રામાયણ સાંભળતા. સંભળાવનાર રામચંદ્રજીના એક પરમ ભક્ત, બીલેશ્વરના લાધા મહારાજ કરીને હતા. તેમને વિષે એમ કહેવાતું કે, તેમને કોઢ નીકળ્યો હતો તેની દવા કરવાને બદલે તેમણે બીલેશ્વરનાં બીલીપત્ર જે મહાદેવ ઉપરથી ઊતરતાં તે કોઢિયલ ભાગ ઉપર બાંધ્યાં ને કેવળ રામનામનો જપ આદર્યો. અંતે તેમનો કોઢ જડમૂળથી નાશ પામ્યો. આ વાત ખરી હો કે ન હો, અમે સાંભળનારાઓએ ખરી માની. એટલું પણ ખરું કે લાધા મહારાજે જ્યારે કથાનો આરંભ કર્યો ત્યારે તેમનું શરીર તદ્દન નીરોગી હતું. લાધા મહારાજનો કંઠ મીઠો હતો તેઓ દોહાચોપાઈ ગાતા ને અર્થ સમજાવતા. પોતે તેના રસમાં લીન થઈ જતા અને શ્રોતાજનને લીન કરી મૂકતા. મારી ઉંમર આ સમયે તેર વર્ષની હશે, પણ મને તેમના વાચનમાં ખૂબ રસ આવતો એ યાદ છે. આ રામાયણશ્રવણ મારા રામાયણ પરના અત્યંત પ્રેમનો પાયો છે. આજે હું તુલસીદાસના રામાયણને ભક્તિમાર્ગનો સર્વોત્તમ ગ્રંથ ગણું છું."

"ભગવાનનું શુદ્ધ ચિંતવન સેવા જ છે"

દરદીઓ સેવા લે છે અને સેવા નથી કરી શકતા તેની હાયવોય કરે છે. આ મોટી ભૂલ છે. દરદી શુદ્ધ વિચારથી સેવા કરે છે. ઓછામાં ઓછી સેવા લઈ, સેવા કરનારને પ્રેમથી નવરાવીને સેવા કરે છે, પોતે પ્રફુલ્લિત રહીને પણ સેવા કરે છે. ભગવાનનું શુદ્ધ ચિંતવન સેવા જ છે એ આપણે કદી ન ભૂલીએ.'

"જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં છે."

તને હું જરાય ભૂલ્યો નથી. તું શરીરે નબળી હશે પણ તને જોઈ ત્યારથી જ હું જાણી શક્યો હતો કે મનથી તું બહુ જબરી છે. અને ઈશ્વરને તારા આ શરીરે સેવા કરાવવી હશે તો તને શરીરે પણ જબરી બનાવશે. જેમને ઈશ્વર ઉપર શ્રદ્ધા છે તેમને જીવન અને મરણ સરખાં છે. આપણી ફરજ તો છેલ્લા શ્વાસ સુધી સેવા કરવાની છે. તું લખી શકે ત્યારે જરૂર લખજે.

બાપુના આશીર્વાદ.

હે રામ




હિંદુસ્તાનના બધા ધાર્મિક સાહિત્યમાં સત્યને બહુ જ મહત્ત્વ આપવામા આવ્યું છે. પરંતુ હિંદુસ્તાનમાં ચોતરફ અસત્ય જ ફેલાયેલું જોવા મળે છે. સાધારણ બજારમા જઈએ તો ત્યાં જૂઠનો જ વહેવાર ચાલે છે. હું કાળા બજારની વાત કરતો નથી. સફેદ બજારમાય આવું ચાલે છે. કોઈ બાળક દુકાન પર ચીજ ખરીદવા જાય તો દુકાનવાળો એને ઠગ્યા વિના નહીં રહે. એને એમ નહીં લાગે કે એક અજ્ઞાન બાળક દુકાન પર આવ્યો છે તો એને ઉત્તમમાં ઉત્તમ વસ્તુ આપવી જોઈએ અને પૂરું તોલ આપવું જોઈએ. એને તો એમ લાગે છે કે મારે સારુ આ કમાવાનો મોકો છે. એને એમ સૂઝતું નથી કે સારી ચીજ દેવી, પૂરું તોલ આપવું અને ગ્રાહકનો પ્રેમ સંપાદન કરવો એ સૌથી સારો વેપાર છે. બહુ જ દુઃખની વાત છે કે આપણા આ પ્રાચીન દેશમાં હરવખત જૂઠ ને જૂઠ જ ચાલી રહ્યું છે. એથી આપણી શાળાઓમાં સત્યનિષ્ઠા નિર્માણ કરવાનો આપણે અધિકથી અધિક પ્રયત્ન કરવો જોઈએ. છોકરાઓ પર હંમેશાં વિશ્વાસ રાખવો જ જોઈએ. છોકરાઓ જે કહે એ સાચું છે, એમ સમજીને ચાલવું જોઈએ. એથી જ આપણે એમને સુધારીશું અને એમનામાં સત્યનિષ્ઠા નિર્માણ કરી શકીશું. જે સત્યનિષ્ઠ હોય છે એ હંમેશાં બીજા પર વિશ્વાસ રાખે છે.

"પ્યારા બાપુ"

ત્રીસ વરસ પહેલાંની વાત છે. એ વખતે હું કાશીમાં હતો. હું એક દુકાન પર તાળું ખરીદવા ગયો હતો. મારી એવી ટેવ હતી કે ચીજ લેવી ન હોય તોયે એનો ભાવ પૂછી રાખતો. એથી હું તાળાની કિંમત જાણતો હતો. દુકાનવાળાએ તાળાની કિંમત દશ આના બતાવી. હું જાણતો હતો કે એની કિંમત ત્રણ આના છે. મેં દુકાનવાળાને કહ્યું કે આ તાળાની કિંમત ત્રણ આના છે એ હું જાણું છું પરંતુ તમે દસ આના કહો છો તો હું દસ આના આપું છું. દસ આના આપીને હું તાળું લાવ્યો. એ દુકાન પાસે થઈને મારો જવાનો રસ્તો હતો એટલે મારે ત્યાંથી હંમેશાં નીકળવાનું રહેતું. એક વખત હું દુકાન પાસેથી જતો હતો ત્યારે દુકાન પર કોઈ ન હતું તે વખતે દુકાનદારે મને બોલાવ્યો. શી ખબર એના મનમાં શું થઈ આવ્યું કે એણે મને કહ્યું, "તાળાની કિંમત ત્રણ આના હતી, આ સાત આના પાછા લો." મારી આંખમાં આંસુ આવ્યાં. મને એવી કોઈ અપેક્ષા નહોતી. મેં માન્યું કે ઈશ્વરે મને સત્યનિષ્ઠાનો પાઠ આપ્યો. પરંતુ એમ બને કે ઈશ્વર હંમેશા એવું નયે કરે. ભગવાન ભક્તની વળી કસોટી વધુ કરે છે. એથી લોકોના દિલ પર આપણી સત્યનિષ્ઠાની દશી અસર ન જણાય તો પણ આપણે સત્યનિષ્ઠ રહેવું જોઈએ.

—વિનોબાજી.

# સેવકે સમાજના વૈદ બનવું પડે

શ્રી. બબલભાઈ મહેતા.

સાચો વૈદ્ય કે દાકતર કોઈ પણ દરદીને દવા આપતાં પહેલાં એને શો રોગ થયો છે અને એ કયા કારણોથી થયો છે એની પહેલી તપાસ કરે છે ત્યાર પછી જ એ એને દવા આપે છે સાજા થયેલા દરદીને બીજો કોઇ રોગ લાગુ ન પડે એ માટે એણે કઇ કઇ તકેદારી રાખવી પડશે એની એ સૂચના આપે છે અને દરદીનું શરીર તંદુરસ્ત કાર્યક્ષમ અને રાતું રાયણ જેવું રાખવા માટે એણે શું અને કેટલું ખાવું જોઇએ તથા કઈ ઢબે એની રહેણી કરણી ગોઠવવી જોઇએ એની પણ એ વિગતવાર ભલામણ કરે છે.

એ જ પ્રમાણે આપણે આપણા સમાજ શરીરને નિરોગી, ભયમુક્ત અને નિત્ય વિકાસ કરી શકે એવું તંદુરસ્ત બનાવવા માગીએ છીએ.

એટલે સમાજ સેવકે પણ સમાજની બરાબર સેવા કરવી હોય તો આપણા સમાજ શરીરને કયા રોગ લાગુ પડ્યા છે કયા રોગ લાગુ પડવાનો સંભવ છે અને એનાં શાં શાં કારણો છે એનો એણે એક દાકતર કે વૈદ્યની અદાથી ઝીણવટ ભર્યો અભ્યાસ કરવો જોઇએ એટલું જ નહિ પણ એના નિવારણ માટે અને ભવિષ્યમાં એવો કોઈ રોગ કદી દેખા ન દઈ શકે એ માટે કયાં કયાં પગલાં લેવાં જોઇએ એનાં પણ આજ સુધીના ઇતિહાસ અને અનુભવ ઉપરથી તારણ મેળવવાં જોઇએ.

બીજી વાત છે સેવાવૃત્તિની. દાકતરના દિલમાં દરદીને સાજો કરવાની વૃત્તિ હોય તો જ એ રાત દિવસ જોયા વિના, ઉજાગરા વેઠીને પણ દરદીની તપાસ કરશે અને એના ઉપચાર કરશે એ જ પ્રમાણે સમાજ સેવકમાં પણ સમાજ સેવાની વૃત્તિ હોય તો જ એ સમાજ સેવા કરી શકે.

ત્રીજી વાત છે લાયક શરીરની. દાકતર પાસે એની વિદ્યાનું જ્ઞાન છે. સેવાની વૃત્તિ છે પણ સેવા કરવા માટે, રાતના ઉજાગરા વેઠવા માટે તેમજ ખડે પગે ઊભા રહેવા માટે ખડતલ અને ચપળ શરીર જોઇએ. એ ન હોય તો પણ એ નિષ્ફળ નીવડે છે. એ જ નિયમ ગ્રામ સેવકને લાગુ પડે છે. એ ગામડાનું જીવન જીવી શકે, એક મજૂર કે ખેડૂતના પ્રશ્નો ઉકેલતા આવી પડે તે મુશ્કેલીઓ વેઠી શકે એવા ખડતલ શરીર અને મનવાળો હોય તો જ એ સમાજની બરાબર સેવા કરી શકે છે.

છેલ્લી વાત છે નિષ્ઠાની. દરદી છેલ્લા શ્વાસ લેતો હોય વૈદ્યનો એક પણ ઇલાજ બર ન આવતો હોય એમ છતાં ઇશ્વર મંગલમય છે એવી દૃઢ શ્રદ્ધા સાથે એ પ્રસન્ન ચિત્તે પોતાનું કાર્ય કર્યે જ જાય છે. એમ સમાજ સેવક પણ અનેક નિષ્ફળતાઓ વચ્ચે દિલના ઉમંગ સાથે એ જ મંગલમય પ્રભુમાં નિષ્ઠા રાખીને પોતાનું કાર્ય કર્યે જ જવું જોઇએ. તો જ એ અંતરની શાંતિ અનુભવી શકે.

ઉઠો, જાગો, હે વહાલાં પંખીડાં,
શ્રેષ્ઠ-જનો પાસે જઈ જ્ઞાન પ્રાપ્ત કરો.

[મહાપુરુષની મહાનતાનું એક માપ છે બાળકો માટે એમનું વહાલ. ગાંધીજીનો બાળકો માટે પ્રેમ અગાધ અને અહિંસાપૂર્ણ હતો. તેઓ જયારે બાળકો વચ્ચે હોય, ત્યારે કેટલાક લોકોની આંખ સામે પશ્ચિમના એક વિખ્યાત ચિત્રકારનું ચિત્ર આવીને ખડું થતું. એ ચિત્રમાં ઈશુની ચારેપાસ બાળકો ઊભાં છે. ગાંધીજી બાળકોની સાથે બાળક જેવા થઈ જતા. તેમનો બાળકો સાથેનો એકાત્મભાવ તેમણે બાળકો પર જે પત્રો લખેલા તેમાં સારી રીતે વ્યક્ત થાય છે.]

બાળકો ઉપરના બાપુના નીચેના પત્રો શ્રી. વાલજીભાઈ દેસાઈના આભાર સાથે પ્રગટ કરીએ છીએ.

"શિક્ષક આપણને દોરે, એ કંઈ આપણને વિચાર આપે નહિ. વિચાર તો આપણામાં હોય".




બાળકોમને બાપુના આશીર્વાદ,

પંખી તો પાંખ વિના ઊડે ત્યારે ખરાં. પાંખ હોય તે તો બધાં ઊડે. પાંખ વિના ઊડતાં તમને આવડે તો તમે મુદ્દલ ન મૂંઝાઓ. આમ ઊડતાં તમને શીખવું. જુઓ, મને પાંખ નથી, છતાં રોજ તમારી પાસે ઊડીને આવું છું, કેમ કે વિચારમાં તમારી પાસે હોઉં છું એ રહી પેલી વિમળા, એ રહ્યો હરિ, મનુ, ધર્મકુમાર. તમે પણ વિચારમાં મારી પાસે ઊડીને આવી શકો છો. વિચાર કરતા આવડે એને બહુ મહેતાજીની જરૂર ન પડે. મહેતાજી આપણને દોરે. એ કંઈ આપણને વિચાર આપે નહિ. વિચાર તો આપણામાં હોય. ડાહ્યા થાય તેને ડાહ્યા વિચાર આવે જ. પરભુભાઈ પાસે બરોબર પ્રાર્થના કોણ નથી કરતું ? બધાની સહીનો કાગળ મોકલજો. જેને સહી નથી આવડતી તે સાથિયા પાડે. બાપુ.

ચિ. મનુ,

બાળકોને દૂધ ન ભાવે એ કેમ ચાલે ? ભૂખ લાગી હોય ત્યારે દૂધ જ પીવું એટલે ભાવી જશે. પ્રાર્થનાના ૫ મિનિટના મૌનમાં મનમાં રામનામ જપવું. ખીજાળને કોઈ દહાડો ન ખીજવવા. રોજનિશી લખવાથી ક્યારે આપણે શું કર્યું તેની ખબર પડે. આળસ ભાગે. ૮-૭-૩૨ ય. મં. બાપુ.

ચિ. મનુ,

....વજન વધારવા સારુ ખુલ્લી હવામાં કસરત અને દૂધ ઘીવાળો ખોરાક. તને દૂધ કેટલું મળે છે ? થોડા કાગળમાં બધું સમાય તો લાંબો લખીને શું કરું ? ૨૪-૬-૩૨ ય. મં. બાપુ.

# ચા, કૉફી, કોકો

ગાંધીજી.

### ચાથી માણસની હોજરી બગડે છે.

આ ત્રણમાંથી એકેય ચીજની શરીરને જરૂર નથી. ચાનો ફેલાવો ચીનમાંથી થયો કહેવાય છે. ચીનમાં તેનો ખાસ ઉપયોગ છે. ચીનનાં પાણી ઘણાંખરાં ચોખ્ખાં નથી હોતાં. પાણી ઉકાળેલું પિવાય તો પાણીમાં રહેલો બગાડ દૂર કરી શકાય. કોઈ ચતુર ચીનાએ આ નામનું ઘાસ શોધી કાઢયું. તે ઘાસ બહુ થોડા પ્રમાણમાં પણ ઊકળતા પાણીમાં નંખાય તો તે પાણીને સોનેરી રંગ આવે છે. જો એ રંગ પાણી પકડે તો તે ઊકળેલું છે, એમ ચોક્કસ રીતે કહી શકાય. એમ સાંભળ્યું છે કે, ચીનમાં લોકો આવી રીતે ચાના ઘાસ વતી પાણીની પરીક્ષા કરે છે ને એ જ પાણી પીએ છે. ચાની બીજી ખાસિયત એ છે કે, ચામાં એક જાતની ખુશબો રહેલી છે. ઉપર પ્રમાણે બનેલી ચા નિર્દોષ ગણાય. આવી ચા બનાવવાની આ રીત છે: એક ચમચી ચા એક ગળણીમાં નાખવી. એને કીટલી ઉપર મૂકવી. ગળણી ઉપર ઊકળતું પાણી ધીમે રેડવું. કીટલીમાં જે પાણી ઊતરે છે તેનો રંગ સોનેરી હોય તો જાણવું કે પાણી ખરેખર ઊકળ્યું છે.

જે ચા સામાન્યતઃ પિવાય છે તેમાં કંઈ ગુણ તો જાણ્યો નથી, પણ તેમાં એક મોટો દોષ રહેલો છે. તેમાં ટૅનીન રહેલું છે. ટૅનીન એ પદાર્થ છે જે ચામડાંને સખત કરવા સારુ વાપરવામાં આવે છે. એ જ કામ ટૅનીનવાળી ચા હોજરીને વિષે કરે છે. હોજરીને ટૅનીન ચઢે એટલે તેની ખોરાકને પચાવવાની શક્તિ ઓછી થાય છે. એથી અપચો ઉત્પન્ન થાય છે. એમ કહેવાય છે કે, ઇંગ્લંડમાં અસંખ્ય ઓરતો આવી જલદ ચાની આદતથી અનેક રોગોનો ભોગ બને છે. ચાની આદતવાળાને પોતાના નિયમ પ્રમાણે ચા ન મળે તો તેઓ વ્યાકુળ બને છે. ચાનું પાણી ગરમ હોય છે. તેમાં ચીની (ખાંડ) પડે છે ને થોડું દૂધ એ કદાચ તેના ગુણમાં ગણી શકાય. એ જ અર્થ સારા દૂધમાં શુદ્ધ પાણી નાખીને તેને ગરમ કરવામાં આવે ને તેમાં ચીની (ખાંડ) અથવા ગોળ નાખવામાં આવે તો સારી રીતે સરે છે. ઊકળતા પાણીમાં એક ચમચી મધ ને અરધી ચમચી લીંબુનો રસ નાખવાથી સરસ પીણું બને છે.

જે ચાને વિષે કહ્યું તે કૉફીને વિષે ઓછાવત્તા પ્રમાણમાં લાગુ પડે છે.

જે અભિપ્રાય મેં ચા કૉફી વિષે આપ્યો છે તે જ કોકો વિષે છે. જેની હોજરી નિયમસર ચાલે છે તેને ચા કૉફી કોકોની મદદની જરૂર રહેતી નથી.

સામાન્ય ખોરાકમાંથી તંદુરસ્ત મનુષ્યો બધો સંતોષ મેળવી શકે છે, એમ હું બહોળા અનુભવથી કહી શકું છું. મેં મજકૂર ત્રણે વસ્તુનું સારી પેઠે સેવન કર્યું છે. જ્યારે એ વસ્તુઓ લેતો ત્યારે મને કંઈક ઉપદ્રવ રહ્યા જ કરતો. એ વસ્તુઓના ત્યાગથી મેં કશું ખોયું નથી ને ઘણું મેળવ્યું છે.

"પ્યારા બાપુ"

# યુદ્ધ સમયે શાંતિ

શ્રી ગુરુદયાલ મલ્લિક

[ ૧૯૩૧માં જ્યારે ગાંધીજી ગોળમેજીમાં હાજર રહેવા માટે લંડન ગયા હતા ત્યારે એક દિવસે તેમણે મિ. ક્રોકવેને કહ્યું હતું કે જ્યારે હિંદ સ્વતંત્ર થશે ત્યારે તેઓ અહિંસાના સિદ્ધાંત સબંધી યુરોપ અને અમેરિકાના અહિંસામાં માનનારાઓની સાથે વિગતવાર વાતચીત કરીને અહિંસાની સાધના લોકો કઈ રીતે કરી શકે એની પદ્ધતિ નક્કી કરશે. પછી ૧૯૪૫માં કેટલાક ક્વેકર સંપ્રદાયના ગૃહસ્થોએ ગાંધીજીની સાથે એવી વાતચીત કરવા વિનંતી કરી. પરંતુ ત્યારે હિંદ સ્વતંત્ર ન હતું. ત્યાર પછી ૧૯૪૭માં હિંદ સ્વતંત્ર થયા પછી ગાંધીજીને ફરીથી વિનંતી કરવામાં આવી. તેઓ રાજી થયા અને પશ્ચિમમાં જે મુખ્ય અહિંસાવાદીઓ છે તેમને હિંદમાં આવવા અને તેમની સાથે વાતચીત કરવા માટે બોલાવવા બાપુજીએ કહ્યું. આ ઉદ્દેશ અનુસાર શાંતિનિકેતન અને સેવાગ્રામમાં ડિસેમ્બર માસમાં એક સંમેલન યોજાવાનું છે. એનો ઉલ્લેખ નીચેના લેખમાં કરવામાં આવ્યો છે. ]

એવું કહેવાય છે કે ગાંધીજી વિશે કોઈએ એવું વિધાન કર્યું હતું કે જ્યારે બીજા વિશ્વયુદ્ધના ક્ષેત્રની ભિન્ન ભિન્ન રંગભૂમિઓ પર હિંસાનું એવું નગ્ન પ્રદર્શન થઈ રહ્યું છે ત્યારે ગાંધીજી અહિંસાની સત્યતા અને સાધના પર અનાવશ્યક ભાર મૂકી રહ્યા છે. ગાંધીજીએ એના ઉત્તરમાં એવું કહ્યું હતું: "અહિંસાની સચ્ચાઈ હિંસાની પૃષ્ઠભૂમિ—ભલેને તે કેટલીયે રક્તરંગી હોય—પર પારખી શકાય છે."

થોડા વખત પર જ્યારે એક મિત્રે આગામી 'વિશ્વ શાંતિવાદી' સંમેલનનાં શાંતિનિકેતન અને સેવાગ્રામમાં થનારાં અધિવેશન વિશે ચર્ચા કરતાં એની નિરર્થકતા દર્શાવી હતી ત્યારે મને બાપુજીના ઉપર કહેલા કથનનું સ્મરણ થયું. કારણ, એટલું તો સ્પષ્ટ છે કે જ્યારે આગ લાગે છે ત્યારે જ જળાશયોની વ્યવસ્થામાં કેટલો સુધારો કરવાની જરૂર છે એ સમજાય છે તેમ જ બીજી વાર આગ લાગે તો એનો ઉપયોગ બરાબર થાય એવી વ્યવસ્થા કરવાનું પહેલાંથી સૂઝે છે.

ડિસેમ્બર માસમાં જે સમ્મેલન યોજાવાનું છે એનો વિચાર 'સોસાયટી ઓફ ફ્રેન્ડઝ'ના ક્વેકર સંપ્રદાયમાં પહેલી વાર ઉદ્ભવ્યો હતો અને ગાંધીજીએ એ વિચારને અનુમોદન આપ્યું હતું. બીજી રીતે જોઈએ તો આવાં સમેલનો વિશ્વમાં અને પોતપોતાના દેશમાં પ્રસરતી આગ સામે જળાશયોની આવશ્યકતામાં માનનારા સાધકોને એક વાર સાથે મળવાની તક આપે છે.

પ્રત્યેક દેશમાં એવી કેટલીક વ્યક્તિઓનું મંડળ હોય છે, જે અન્તઃકરણપૂર્વક એમ માનતી હોય છે કે દેશભક્તિના આદર્શને નામે પોતાના ભાઈનું—

એટલે કોઇપણ માણસનું-લોહી રેડવું એ ભાતૃ-ઘાતીના અઘોર પાપને વહોરી લેવા સરખું છે. એમના હૃદયમાં એસીસીના સન્ત ફ્રાન્સિસના પ્રેરણાત્મક શબ્દો સ્પંદિત થતા હોય છે :

"હે પિતા, મુજને તવ શાંતિનું સાધન બનાવ.

**જ્યાં ધિક્કાર વરસતો હોય**
**ત્યાં મને પ્રેમ રોપવા દે.**
**જ્યાં હતાશાની છાયા પ્રસરેલી હોય**
**ત્યાં મને આશા સિંચવા દે.**
**જ્યાં દુ:ખનું વાદળ ઘેરાયેલું હોય**
**ત્યાં મને પ્રકાશ પાથરવા દે."**

આવી વ્યક્તિઓ આ સમેલનમાં પોતાના અનુભવો-વિવિધ તેમજ પ્રાણવંત-નો રસાસ્વાદ મેળવવા ભેગી થશે અને એકબીજા પાસેથી અદૃશ્ય પરંતુ પ્રબળ એવી શક્તિ મેળવશે. જે શક્તિ શાંતિ-સ્વરૂપ પરમાત્માના આધારે રહેનારી ત્રણ કે ચાર વ્યક્તિઓ ભેગી થાય છે ત્યારે પણ વહે છે. સમ્મેલનમાં તો આવી વ્યક્તિઓ મોટા પ્રમાણમા ભેગી થવાની છે તેથી તેઓ જ્યારે પોતપોતાને દેશ જશે ત્યારે તેઓ એવો અનુભવ કરશે કે તેઓનું પ્રેમ-મય અને શક્તિપ્રદ બંધન વધારે પ્રગાઢ બનેલું છે.

પરંતુ સંશયવાદીઓ તો પૂછે છે : જ્યારે કરોડો યોદ્ધાઓ તેમજ સંગ્રામ એ જ બે વિરોધી દળોની વચ્ચે સમાધાન કરવાનું એક માત્ર સાધન છે એમ માનનારા માણસો મૃત્યુને રોકી રાખ-નારા બંધને તોડી-ફોડી નાખવા કમર કસી રહ્યા હોય છે, ત્યારે મુઠ્ઠીભર શાંતિ-વાદીઓ શું કરી શકવાના હતા? અને જ્યારે એક સંશયવાદી બીજાને મળે છે ત્યારે એ કહે છે કે પહેલાંની




વાર્તામાં જેમ કોઈ રાજા સમુદ્રનાં ઉન્નત મોજાં-ઓની સામે ચડાઈ કરવા ગયો હતો તેમ આ બિચારા શાંતિવાદીઓ સંગ્રામની ભરતીને રોકવા મિથ્યા પ્રયત્ન કરી રહ્યા છે! આ લોકો શું બુદ્ધિમાન છે?

પરંતુ આત્મામાં જેને વિશ્વાસ છે એવા માણસો પોતાના હૃદયની બધી મંગળ ભાવના અને કોમ-ળતાની શક્તિઓની સહાયથી એનો વિરોધ કરે છે. તેઓ સારી પેઠે સમજે છે કે માનવ--વિકાસના ઇતિહાસે વારંવાર એ જ સાબિત કર્યું છે કે અંધ-કારની સઘન મેઘ-રાશિને પ્રકાશનું એક જ કિરણ ચીરી નાખવાને શક્તિશાળી છે. આ એકલા કિરણ પાસે યુગો યુગોના અંધકારને ભેદવાની તાકાત રહેલી છે.

જે સાચા અને સંપૂર્ણતઃ પ્રામાણિક શાંતિ-વાદીઓ છે તેઓ પ્રકાશની નાની નાની રશ્મિ-રાશિઓ જેવા છે. જેટલો તેઓ વિવેકની પરમ શક્તિની સાથે પોતાનો સુમેળ સાધે છે તેટલો તેઓનો પ્રભાવ વધે છે. અને જેને સત્યની થોડીયે સાધના કરવાનો અવસર મળ્યો છે, તેઓ આપણને બતાવશે કે આ સુમેળની પાછળ કેટલો નૈતિક પરિશ્રમ અને કેટલી તપસ્યાની આવશ્યકતા છે જેની તુલનામાં પરેડ-ગ્રાઉન્ડ પર કરાવાતો પરિશ્રમ કંઇ વિસાતમાં નથી, પરંતુ એનો પ્રભાવ અડધી રાતના પેલા જાદુભર્યા પ્રભાવના જેવો હોય છે, જે રાતની નીરવતામા કળીઓને ખીલતી કરે છે અને ફળોને મધુર રસથી પરિપકવ કરે છે.

એટલું જ બસ નથી, વિશ્વમાં એક વિશાળ નૈતિક નિયમ ચાલી રહ્યો છે જે આ વિશ્વનું સંચાલન કરી રહ્યો છે. સેતાન અમુક હદ સુધી જ પોતાનું જોર અજમાવી શકે છે. એ હદ સુધી સેતાનને મન ફાવે તેમ વિહરવાની છૂટ આપવામાં આવી છે. તે પોતાની સોનાની માયાનગરીમાં ઠીક ઠીક દિવસો સુધી પોતાનું રાજ્ય ચલાવે છે. પરંતુ એ સીમાની બહાર સેતાનનું જોર એક ડગલું યે આગળ ચાલતું નથી. અને એ વખતે ધર્મના રાજ-



# ગાંધી-ગુરુ

શ્રી. ગુરુદયાલ મલ્લિક.

"સમગ્ર ગ્રામ-જીવનના ઉદ્ધારમાં જ દેશનો આત્મિક આનંદ અને ઉદ્ધાર છે."

ભારતવર્ષની સંસ્કૃતિ અને સભ્યતાનું મૂળ કેન્દ્ર ગામડું છે. અને સાચું ધન ઉત્પન્ન કરવાનું ક્ષેત્ર–મહેનત કરીને સાદા જીવન માટે પૂરતું ઉપાર્જન કરવાનું ક્ષેત્ર–પણ ગામડું જ છે. જ્યારે જીવન સાદું અને સરળ હોય છે ત્યારે માણસનું મન સ્વાભાવિક રીતે સંતોષ પામે છે. એની લોભવૃત્તિ અંકુશમાં રહે છે. અને જ્યારે માનવી લોભવૃત્તિ પર કાબૂ મેળવે છે, ત્યારે એનું મન સહેલાઈથી જીવનનું ગંભીર સત્ય સમજી શકે છે. એકબીજાની સાથે એનો જે આધ્યાત્મિક સંબંધ છે એ માનવી ઓળખી શકે છે. એને લીધે પ્રભુમાં વિશ્વાસ અને પરસ્પર પ્રીતિ અને સેવા એ તેના જીવનના બે વિશેષ સ્તંભો બની જાય છે.

ગ્રામ–જીવનનો મહિમા ગાંધીજી અને ગુરુદેવ બંને બરાબર સમજતા હતા. તેથી તો આપણા દેશની ઉન્નતિનો માર્ગ આ બે મહાન વિભૂતિઓએ સમગ્ર ગ્રામ-જીવનના પુનરુત્થાનમાં જોયો. તેઓ એમ માનતા હતા કે રાજનૈતિક સ્વતંત્રતા કરતાં રચનાત્મક કાર્ય વધારે અગત્યનું છે. તેથી તેઓએ રચનાત્મક કાર્ય પર વધારે ભાર મૂક્યો. ગુરુદેવને ગ્રામ-જીવનની જુદી જુદી દિશાઓનો બરાબર અને સારો અનુભવ હતો. કારણ કે લગભગ વીસ વર્ષ સુધી તેમણે તેમના પિતાશ્રી મહર્ષિ દેવેન્દ્રનાથની જમીનદારીની દેખરેખ રાખી હતી. પરંતુ ગુરુદેવ તો કવિ–સ્વભાવના હોવાથી તેમને એમ લાગ્યું કે ગ્રામ–જીવન નીરસ બની ગયું છે એનું મુખ્ય કારણ એ છે કે ગ્રામ–લોકો જીવનમાં આનંદ માણવાનું ભૂલી ગયા છે. નૃત્ય, સંગીત, કથા–કીર્તન, વિવિધ પ્રકારના ગૃહ–ઉદ્યોગો વગેરેથી જે આનંદ પહેલાના સમયમાં એ લોકો અનુભવતા હતા એ સઘળું હવે નથી રહ્યું. એને બદલે એક પ્રકારનું નિરાશાનું વાતાવરણ બધે પ્રસરી ગયું છે. તેથી ગુરુદેવને એમ લાગ્યું કે સૌથી પહેલાં ગ્રામ–જીવનમાં આનંદનો પ્રવાહ ફરીથી વહેતો કરવો જોઈએ.

ગ્રામ–જીવન કેવું છે એનો ખ્યાલ ગાંધીજીને ત્યારે આવ્યો જ્યારે તેઓ દક્ષિણ

રાગ રોષુ ઇરિષીમદ મોહૂ, જનિ સપનેહુઁ ઇન્હકે બસ હોહૂં ।
સકલ પ્રકાર બિકાર બિહાઈ, મન ક્રમ બચન કરેહુ સેવકાઇ ॥

રાગ, ક્રોધ, દ્વેષ, અભિમાન તથા અજ્ઞાન–આ કોઈને સ્વપ્નમાં પણ તમારે વશ નહિ; સર્વ પ્રકારે દોષનો ત્યાગ કરી મન, કર્મ તથા વચનથી તમારે રામની સેવા કરવી.

— રામાયણ.




સુભ અરુ અસુભ કરમ અનુહારી, ઇસુ દેઈ ફલ હૃદયઁ બિચારી ।
કરઈ જો કરમ પાઇ ફલ સોઈ, નિયમ નીતિ અસિકહ સબુ કોઈ ॥

ઈશ્વર મનમાં વિચાર કરી સારાં અને નરસાં કર્મને અનુસરતાં ફળ આપે છે, તેમ જ શાસ્ત્ર તથા નીતિ સર્વ એમ કહે છે, કે જે જેવાં કર્મ કરે તેવાં તેને ફળ મળે.

— રામાયણ.

## યુદ્ધ સમયે શાંતિ

[અનુસંધાન પૃ૦ ૨૪૪થી ચાલુ]

વાનું પલ્લું કોઇ એવા અંદાજથી એની વિરુદ્ધમાં ઝૂકે છે અને સેતાનનું સુવર્ણ-ભવન, એની ગગન-ચુંબી ઈમારત, એનું ગણનાતીત સૈન્ય, વૈભવ અને ઐશ્વર્ય-એ સઘળું રેતી પર બાંધેલા મહેલની માફક એક ઘડીમાં કડડડભૂસ કરતું ઝડી ભાંગી ધૂળમાં ભળી જાય છે.

શાંતિવાદીઓને આ નૈતિક નિયમ પર-એની શક્તિ અને એના વિધાન પર-ગાઢ વિશ્વાસ છે. બાઇબલના જૉબની પેઠે એ લોકોમાએ શુભ ઘડીની રાહ જોવાની ધીરજ હોય છે, જ્યારે શાંતિની ભાવના અને એનું સાધન યુદ્ધના સાધન અને અભિ-લાષા પર વિજય મેળવે છે. તેથી તેઓ પ્રતિદિન-પ્રતિક્ષણ-મૈત્રીના બંધનને વધારે મજબૂત બનાવતા આગળ ધપી રહ્યા છે. તેઓ હંમેશાં પ્રચાર અને વિજ્ઞાપનની દુનિયાથી પોતાને જેમ બને તેમ દૂર રાખે છે. અને જો તેઓ કયારેય ભેગા થાય છે-જેમ આ વખતે ડિસેમ્બરમાં શાંતિનિકેતન અને સેવાગ્રામમાં ભેગા થવાના છે-ત્યારે એમનું મિલન વિશ્વના મંગળ માટે શ્રમ કરવવાળા મજદૂર-સાધકોના પુનર્મિલન સમાન હોય છે.

અસ્તુ. આગામી વિશ્વશાંતિવાદી સંમેલન એ શ્રદ્ધા અને વિશ્વાસના ક્ષેત્રમાં સાહસ સમાન પણ ગણી શકાય. અને કોઇપણ યુગ-ગુરુએ શું આમ સ્પષ્ટ કહ્યું નથી કે વિશ્વાસ અને શ્રદ્ધાથી પર્વતને પણ ડગાવી શકાય છે? પર્વત ખરેખર ડગે છે. ભલે તે ઉપરથી અચળ-અટળ અને મક્કમ બનીને ભારે ગર્વ સાથે ઊભો રહે છે, તોયે એનું મૂળ હાલી ઊઠે છે એના પગ નીચેની જમીન ખસવા લાગે છે. સંભવ છે કે આ સંમેલનમાં લોકો જેને તથ્યાત્મક વસ્તુ કહે છે એવું સાધી ન પણ શકાય, તોયે આ સંમેલનથી એટલું તો એક વાર ફરીથી સિદ્ધ થઈ શકશે કે માનવના હૃદયમાં વાસ્તવિક રીતે ધૃણાનો નહીં પણ પ્રેમનો, યુદ્ધનો નહીં પરંતુ શાંતિનો જ શાશ્વત આવાસ છે.

* * * * *

# સાભાર-સ્વીકાર

નવજીવન કાર્યાલય, અમદાવાદ.

મહાદેવભાઇની ડાયરી પુસ્તક ત્રીજું : ૫-૦-૦ સરદાર વલ્લભભાઈનાં ભાષણો : ૫-૦-૦
રામનામ : ગાંધીજી, ... ... ૦-૧૦-૦ બાપુની ઝાંખી : કાકા કાલેલકર, : ૧-૦-૦
ગાંધીજી સાથે ગોળમેજીમાં ... ઘનશ્યામદાસ બિરલા, ૧-૦-૦.

નાલંદા પબ્લીકેશન, ફીરોઝશાહ મહેતા રોડ, મુંબઈ.

Divine Dwellers In the Desert. ગુરુદયાલ મલ્લિક, ૩-૧૨-૦.
મણિપુરી નર્તન : ગોવર્ધન પંચાલ, ૭-૦-૦

આર. આર. શેઠની કંપની : મુંબઈ ૨.

મહાત્મા ગાંધી : રવીન્દ્રનાથ ઠાકુર, અનુ૦ બચુભાઇ શુકલ, ૧-૪-૦ તેજચિત્રો : રમણલાલ વ. દેસાઈ. ૪-૦-૦

# "પ્યારાબાપુ"

આ માસિકમાં મુખ્યત્વે ગાંધીજીનાં તત્ત્વજ્ઞાનના અભ્યાસીઓના લેખો, સંસ્મરણો, ગાંધીજી તથા ગુરુદેવની વિચારશ્રેણીનો સમન્વય કરી અને ઉપાસકોની આખરી ધ્યેયની સાધનાના મનનીય લેખો, ધર્મ, કળા અને સંસ્કૃતિનું સાહિત્ય, ગાંધીજીના અમૂલ્ય અપ્રગટ પત્રો, છબીઓ, ચિત્રો તેમજ આપણાં રોજિંદાં જીવનનાં પ્રશ્નોને ચર્ચતી બોધક વાર્તાઓ. ઈત્યાદિ વિભાગો દ્વારા ધ્યેયલક્ષી સામગ્રી આપવામાં આવશે.

સૂચના

- દર માસની ૩૦મી તારીખે અંક પ્રસિદ્ધ થશે.
- પ્રગટ તારીખ પછી દસ દિવસમાં અંક ન મળે તો ટપાલમાં તપાસ કર્યા પછીજ કાર્યાલયને જણાવવું.
- સરનામાનો ફેરફાર તરત જણાવો, કે જેથી અંક ગેરવલ્લે જાય નહિ.
- 'પ્યારાબાપુ'માંનાં સર્વ ચિત્રો અને છબીઓ કોપીરાઈટથી રક્ષિત છે.

લવાજમ—

દેશમાં – રૂપિયા છ

પરદેશમાં – બાર શિલિંગ

'પ્યારાબાપુ' અંગેના સઘળા પત્ર વ્યવહારનું સરનામું—

'પ્યારાબાપુ' કાર્યાલય. 'રૂપાયતન'
૪૫, નહેરુ રોડ, વિલેપારલે મુંબઈ–૨૪

'રૂપાયતન'નો મુખ્ય આદર્શ જનતામાં લોકોપયોગી કળાનો પ્રચાર કરી સામાન્ય લોકોનાં જીવનમાં પણ સુરુચિ અને આનંદનું સિંચન કરવાનો અને કેળવવાનો છે. આ ધ્યેયને સિદ્ધ કરવા જમીનની વધુ આવશ્યકતા લાગે છે ત્યાં આલીશાન મકાનો નહીં પણ કલાત્મક ઝૂંપડાંઓ હશે. ત્યાં બધા ગૃહઉદ્યોગો હશે ત્યાં કળા હશે. ત્યાં સંગીત હશે. ત્યાં એ વાટે જ કેળવણી અપાશે. ત્યાંનું વાતાવરણ જ વિદ્યાર્થીઓની સર્જનાત્મક શક્તિ જગાડી નવી પ્રેરણા આપશે. દરેક માણસમાં સર્જનાત્મક શક્તિ તો પડી જ હોય છે પણ એ સુષુપ્ત દશામાં હોય છે એને પ્રગટ કરવા પ્રેરણાત્મક વાતાવરણ જ જોઈએ. આ વાતાવરણ બાપુ અને ગુરુદેવના શિક્ષણ અને સંસ્કારના મિલનથી જ ઉદ્ભવી શકે. મનુષ્યને જીવન જીવવા માટે જેટલી આવશ્યકતા નિદ્રા, હવા અને ખોરાકની છે તેટલી જ આવશ્યકતા, સારું અને સાદું જીવન જીવવા માટે સૌંદર્ય પારખવાની પણ છે.

કળા જ્યારે પૂર્ણ સ્વરૂપે વિકસે છે, ટોચે પહોંચે છે ત્યારે તે પવિત્ર બને છે અને સમાજને એક દિવ્ય સંદેશ આપે છે.

અમારી આકાંક્ષા, અમારો આદર્શ અમે પૂ૦ બાપુ અને પૂ૦ ગુરુદેવનાં શિક્ષણ અને સંસ્કારમાંથી મેળવ્યાં છે. અને આ બંનેનાં શિક્ષણ અને સંસ્કારનાં મિલનમાંથી જ રૂપાયતનનો જન્મ થયો છે.

ટૂંકમાં રૂપાયતનનું ધ્યેય દરેક વ્યક્તિની આંતરબુદ્ધિ જગાડવાનું અને સૌંદર્ય પારખવાની શક્તિ કેળવવાનું છે. આ તેને આનંદથી ભરી દેશે અને તેને નવું રચવાને માટે પ્રેરણા આપશે.

કળા, આમ દુનિયામાં સેવા અને સૌંદર્યના આનંદની પ્રતિનિધી બને છે રૂપાયતન એ કળાનું નમ્ર સેવક છે.

પ્રકાશક અને મુદ્રક. ધીરેન ગાંધી. "પ્યારાબાપુ" મુદ્રણાલય. નહેરુ રોડ, વિલેપારલે.

આફ્રિકાથી હિંદમાં પાછા ફર્યા અને એક વરસ સુધી આખા દેશની મુસાફરી કરી. આખા દેશના પ્રવાસ પછી એમને એમ લાગ્યું કે ગ્રામ–જીવન નીરસ બની જવાનું કારણ લોકોની ગરીબાઈ છે. તેથી ગ્રામ–જનતાની આવકમાં થોડે અંશે પણ શી રીતે વધારો થાય એ એમને વધારે અગત્યનું લાગ્યું. એ અર્થે તેમણે લોકોને 'ચરખા–પુરાણ'નો પાઠ ફરીથી કરાવવાનું નકકી કર્યું. અને ધીમે ધીમે ગ્રામ જીવનના બીજાં પાસાઓ પર તેમણે ધ્યાન આપ્યું. જેમ ગુરુદેવે ગ્રામ લોકોના જીવનમાં આનંદનો સંચાર કેમ થાય એ પર ધ્યાન આપ્યું. ત્યાર પછી ધીમે ધીમે ગ્રામ-જીવનની બીજી દિશાઓ તરફ તેમનું મન વળ્યું.

આ પ્રમાણે ગાંધીજી અને ગુરુદેવે પશ્ચિમના ભૌતિક ઉન્નતિથી માયા–મંત્ર–વશ બની લુપ્ત થઈ જતી ભારતવર્ષની ઈતિહાસ–ધારાને ફરીથી એની જે ખરેખરી દિશા છે એ ભણી વાળી. અને આપણા દેશનું કલ્યાણ એમાં જ રહેલુ છે, 'કલ–કાલી'ની પૂજા કરવા જઈશું તો આપણે કચડાઈ મરીશું અને આપણી સાચી સંસ્કૃતિ અને સભ્યતા ખોઈ બેસીશું. સમગ્ર ગ્રામ–જીવનના ઉદ્ધારમાં જ દેશનો સાત્ત્વિક આનંદ અને ઉદ્ધાર છે.

---

[અનુસંધાન પૃષ્ઠ ૨૩૪થી ચાલુ]

હશે. તે આમ દોડતો હશે, તે કોઈના હાથમા પકડાતો નહીં હોય, વગેરે. પણ માતા શું જૂએ છે! બધાં બાળકોને પદ્માસન વાળીને એક ધ્યાનમાં બેઠેલા. આ દૃશ્ય જોઈ માતા ઘડીભર તો દિગ્મૂઢ બની ગઈ પણ બીજી જ ક્ષણે પોતાના દિકરામાં ઇશ્વર વસેલો જોયો.

આમ ગુરુનાનક બાલપણથી ઇશ્વરભકત હતા. હવે એક બીજો સુંદર પ્રસંગ તેમના પિતાજી સાથેનો કહું.

તેમના પિતાજીનું નામ કાલુરામ. કાલુરામ બાણા ખેતીનું કામ કરતા હતા. એકવાર પિતાજીને કયાંક કારણસર બહાર જવાનું હતું. ખેતર અનાજથી લળી રહ્યું હતું. નાનકડા નાનકને બોલાવીને પિતાજીએ કહ્યુ. બેટા, આજે તારે ખેતરની રખેવાળી કરવાની છે. હું થોડા વખતમાં 'આવી જઇશ. જોજે, પક્ષીઓ દાણાં ખાઇ ન જાય. આવે કે તરત ઉડાડી મૂકજે. અને પશુઓનું પણ ધ્યાન રાખજે. બાળક નાનક તો પિતાજીની આજ્ઞા શિરોધાર્ય કરીને ખેતરે પહોંચ્યા. માંચડા ઉપર ચડ્યા અને ચારે તરફ ખેતરની ચોકી કરતા ઊભા. પક્ષીઓને આ મોસમમાં ઉજાણી હોય છે. એક ખેતરમાંથી હાંકે તો બીજા ખેતર પર કૂચ લઇ જાય. તેમ પક્ષીઓની એક મોટી સેના આવી. કિલકિલાટ કરતાં, આજુબાજુ ડરતાં ડરતાં જોતાં, ડૂંડા પર બેસીને મોજ ઉડાવવાં લાગ્યાં. નાનક તો આ અલૌકિક દૃશ્ય જોઈને પક્ષીને ઉડાડવાનું ભૂલી ગયા અને આનંદમાં અને મસ્તીમાં આવીને ગાવા લાગ્યા:

"રામકી ચિડિયાં રામકા ખેત;
ખાલો ચિડિયાં ભર ભર પેટ."

આમ બાળક નાનકની તો ઘણી ઘણી વાતો છે. પણ આપણે તો તેમનાં જીવનમાંથી જો એક વસ્તુ પણ શીખી શકીયે તો પણ ઘણું. તે એ કે નમ્રતા. તે આ નીચેના દોહામાં સુંદર રીતે વ્યકત કરી છે.

'નાનક નન્હે હવે રહો જૈસે નન્હી દૂબ,
ઘાસ–પાત જલ જાયગે – દૂબ ખૂબ કી ખૂબ'

[નાનક કહે છે દરો (એક–ધાસ)ની જેમ નાના થઇને રહો. તાપ પડતાં ઘાસ–પાંદડું બળી જશે, પણ દરો તો લીલી ને લીલી જ રહેશે.]



# બાપુનું વિરાટ દર્શન

શ્રી. સરલાબ્હેન મજુમદાર

[ગતાંકથી ચાલુ]

અસંખ્ય તારા મૂખમાંથી વહેતી,
પ્રેમાળ મીઠી ઉપદેશ વાણી
અધ્યાત્મ જ્ઞાને પરિપૂર્ણ એ ઋચા
ગાઈ રહ્યા મોહના-કૃષ્ણ શું ગીતા. ૧૫

કાંતો, લખો, ને વળી સુશ્રુષા કરો
કઠિન કાર્યો નિતનાં કંઈક
અખૂટ એ કાર્ય ખુટાડવા શું
ધર્યા તમે હસ્ત અસંખ્ય બાપુ? ૧૬

નિંદા ઠગો ને અપમાન બોલો
વાણી વળી વૃશ્ચિક ડંખ જેવી
અસંખ્ય આ પેટ મહીં સમાવી
ઉભા તપસ્વી મૂખ હાસ્ય ધારી ૧૭

માતાસમું વ્હાલ કરી કરાવી
પિતા થઇને ઉપદેશ આપો
સખા થઇને હૃદયે વિરાજો
સેવા કરી સેવક નમ્ર થાઓ. ૧૮

આવાં કંઈ કંઇક અસંખ્ય રૂપે
બાપુ થતું દર્શન આજ તારૂં
એ સર્વ રૂપોતણી સર્વ બાજુ
અનેક મેં અદ્ભુત દિવ્ય તારી ૧૯

માહાત્મ્ય તારૂં જળ ધોધ જેવું
આદી કે મધ્ય ન અંત દીસે
વ્યાપી રહ્યો આ મહિમા તમારો
રે! કાળ માપી શકતો ન એને ૨૦

તમે પરં જ્ઞાન ઉતાર્યું જીવને
તમે મહા આશ્રય દુઃખીઓનુ
અનાશ ને શાશ્વત કીર્તિ તારી
છે સત્ય એ ધર્મ ખરો તમારો. ૨૧

બલિષ્ઠ આધ્યાત્મ અનંત શક્તિ
ને નેત્ર બે સત્ય વળી સ્વધર્મ
પેખું તમારે મુખ તેજ ચક્ર
તમે સ્વતેજે જગ આ દિપાવો. ૨૨

સમસ્ત આ ભારતવર્ષમાં ને
વિશાલ વિશ્વે તુજ કીર્તિ વ્યાપી.
તમારૂં આ અક્ષર કીર્તિ-રૂપ,
દેખી અદેખા અકળાય, બાપુ. ૨૩

અનેક આ સદ્ગુણ દિવ્ય કેવા
પ્રવેશતા રૂપ વિરાટ તારે,
ટાગોરથા કંઈક મહાકવિઓ,
અનેક સ્તોત્રે તમને સ્તવે છે. ૨૪ (ચાલુ)